

Published at the Office of

**Sheth Devchand Lalbhai Jain Pustakoddhar Fund.**

426 JAVERI BAZAR- BOMBAY,

*by*

**NAGINBHAI GHELABHAI JAVERI.**

Printed by

**SHAH CHANDULAL CHHAGANLAL,**

*at*

The ' CITY ' P P Dhalgarwada-**AHMEDABAD**



Sheth Devchand Lalbhai Jain Pustakoddhar Fund Series. No. 32.

# T A ] - AVYA- A.

*( A Collection of Old Gujarati Poems.)*

## PA T V.

*Collected and Edited*

*by*

JIVA CHA D SAK RC A D JAVERI.

*Published*

*by*

NAGI B AI G ELAB AI JAVERI.

*a trustee.*

*Sold by the Librarian.*

SHET VC A D LAL AI J. P. FUND.

C/o Sheth Devchand Lalbhai Dharmashala,

Badekha Chakla, Gopipura-SURAT.

*(All rights reserved by the Trustees of the fund).*

1916.

e. 0—10—0.

કાવ્યસાગરમાં વિહરી, કલ્લોલોમાં પછડાઇ, સસ્નેહ અનેક મૌક્તિક એકત્ર કરી, માળા ગુંથી, સજ્જનકંઠ માટે તૈયાર કરી. પણ, માળાને પરિપૂર્ણરીતે કંઠમાં સજી અન્યોને આકર્ષવા, એ કર્ત્તવ્ય રસમજ્ઞોનુંજ છે. જેમ કમળને-કાવ્યને વિકસિત-પ્રકાશમાં આણવાનું કાર્ય તો સૂર્યનું-સુજનોનું--પંડિતોનુંજ છે. વારિ-કવિ કે સંગ્રાહક તો માત્ર કમલ-કવિતાનો પોષ-ઉત્પાદ કે સંગ્રહજ કરી શકે !

છ ન.

અમારો અંક ૧૪ મો " આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક પહેલું " મુંબાઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ સેકન્ડરી સ્કૂલ લાયબ્રેરી માટે મંજૂર કર્યું છે.



બે કર જોડી વિનવુંજી, સારદા લાગુંજી પાય;
વાણી આપો નિર્મળીજી, ગાસ્યું તપગચ્છરાય–
તેં મન મોહ્યું રે હીરજી ! આંકણી.
અકબર કાગળ મોકલે, હીરજી વાંચે ને જોય;
તુઝ મળવા અલજો ઘણો, બીરબલ કરનોજી જોય. તેં.
અકબર કરેજી વિનતી, ટોડરમલ લાગેજી પાય;
પૂજ્ય ! ચોમાસું ઇહાં કરો, હોસે ધર્મ સવાય. તેં.
તેજી ઘોડાજી આ(વે) તે ઘણા, પાયક સંખ્યા નહિ પાર;
મહાજન આવેજી અતિઘણા, થાનસિંહસાહ ઉદાર. તેં.
પહેલું ચોમાસુંજી આગરે, બીજું લાહોરમાંહી;
ત્રીજું ચોમાસું ફત્તેપુરે, કબર કરે રે ઉ[ચ્છા]હી. તેં.
ડામર સરોવર છોડિયાં, છોડિયાં બંદીના ખાન;
છોડિયાં પંખી ને મૃગલાં, અકબર દે બહુમાન. તેં.
તપગચ્છનાયક રાજીઓ, શ્રીવિજયસેનસૂરીન્દ;
તાસ શિષ્ય ભક્તિ ભણે, હોજો મુઝ આનન્દ ! તેં.



# ક્રમસૂચી.



વિષય. પત્રાંક.

# श्रीहीरसूरिनो बादशाह अकबरने धर्मोपदेश.

कर्माशाह — चन्द्र- सूरि — जगमाल- महात्मा. — मालदेव- महात्मा.

बीरबल.



काझी. — अकबर. — हीरसूरि.

श्रीहीरगुरु फत्तेहपुरमां अकबरने सं. १६३९ जेष्ठ कृष्ण १३ मिल्या.

The Manoranjan Press Bombay.

## सर्वानुयोगवृद्धेभ्यो नमः ।

### अवतरणिका.

અમારા તરફથી અત્યાર સુધીમાં સંસ્કૃત, માગધી, અંગ્રેજી, અને આવા કાવ્યોના ગૂજરાતીગ્રન્થો પ્રસિદ્ધ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, કે જે પ્રયાસવડે આ ગ્રન્થને અમો તરફથી બહાર પડતા ગ્રન્થોમાં "ગ્રન્થાંક ૨૪મા". (જૈન ગૂર્જર–સાહિત્યોદ્ધારે ગ્રન્થાંક ૫મા) તરીકે પ્રસિદ્ધ કરી પ્રજા સન્મુખ મૂકવા ભાગ્યશાળી થયા છીએ.

અત્રે ફંડનો ટુંક ઇતિહાસ આપવો એ અયોગ્ય લેખાશે નહિ. મર્હુમ શેઠ દેવચંદ લાલભાઇ ઝવેરીએ, કે જેમની સ્મૃતિને અર્થે આ ફંડ સ્થાપવામાં આવ્યું છે, તેમણે, પોતાના વીલમાં રૂ. ૪૫૦૦૦ની રકમ, બીજી રૂ. ૫૫૦૦૦ની અન્ય માર્ગે ખર્ચવા કાઢેલી રકમ સાથે કાઢી હતી. આ રકમમાં તેમના સુપુત્ર શા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી તરફથી મર્હુમની યાદગિરીમાટે શુભકાર્યમાં ખર્ચવા

ફાઉન્ડ રૂ. ૨૫૦૦૦ની રકમ ઉમેરાઇ. ૧૦૦૮ શ્રી શ્રી શ્રી પંન્યા-શ્રીઆનન્દસાગર ગણિની સલાહ અને ઉપદેશથી, તથા શા૦ ગુલાબચંદ દેવચંદ ઝવેરીની સમ્મતિથી, આ રકમોને એકત્ર કરી મર્હુમની યાદગિરીમાટે આ ટ્રસ્ટ સને ૧૯૦૯ માં સ્થાપ્યું, તેમજ યોગ્ય વ્યવસ્થા જળવાઇ રહેવા માટે ટ્રસ્ટીઓ નીમી ટ્રસ્ટડીડ કરાવવામાં પણ આવ્યું. મર્હુમ શેઠની દીકરી તે મર્હુમ મૂલચંદ નગ નદા ની વિધવા મર્હુમ બાઈ વીજકોરની આશરે રૂ. ૨૫૦૦૦ ની રકમ તેના ટ્રસ્ટીઓ તરફથી આવવાથી ફંડ રૂ. ૧૦૦૦૦૦ એક લાખના આશરાનું થવા ગયું છે. ફંડનો આંતરી-યભાવ "જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક ધાર્મિકસાહિત્યની,"-જેવું કે પ્રાકૃત, સંસ્કૃત, ગૂજરાતી, અંગ્રેજી વગેરે ભાષામાં લખાયેલા-વંચાયેલા પ્રાચીન પુસ્તકો, કાવ્યો, નિબંધો, તથા લેખો વગેરેની જાળવણી, ખીલવણી અને વૃદ્ધિ કરવાનો છે.

સાક્ષર શિરોમણિ **શ્રીમાન્ આનન્દસાગરજી ગણિના** ઉપદે-શથી આ ભંડારની સ્થાપના થયેલી હોવાથી તેઓનું નામ ચિરંજીવ રહે, એવા ઇરાદા સહ આવા કાવ્યોના સંગ્રહનું નામ "**શ્રીઆનન્દકાવ્ય મહોદધિ**" રાખવામાં આવ્યું છે.

જગતના હૃદયરૂપ યુરોપના ભયંકર યુદ્ધને પ્રસંગે થઇ પડેલા કાગળોના દુષ્કાળની, જ્યારે વિશ્વને અસર થઇ તો અમને પણ તેની અસર થોડે ઘણે અંશે કેમ ન નડે? કાગળોના કાળની અસર અમને પણ લાગવાથી અમારે પણ જૂદી જાતના કાગળો ન છુટકે વાપર્યા વિના નજ ચાલ્યું, અવતરણિકા આદિમાં.

શ્રીયુત ન્યાય—વ્યાકરણતીર્થ **બેચરદાસ જીવરાજે** પરિશ્રમ સેવી ગૂજરાતી ભાષા, **શ્રાવક કવિ રૂપ દાસ**, અને ગ્રન્થાન્વેષણ

નામના લેખો લખી ગ્રન્થની **શોભામાં** વધારો કર્યો તે માટે અમો તેમનો આભાર માનીયે છિયે.

સંવત્ ૧૭૨૪ ની મુનિ **શ્રીસૂરવિજય** ની લખેલી-કે જે પરથી રાસ તૈયાર કરાવરાવી છપાવવામાં આવ્યો છે તે પ્રતિ આપવા માટે **પ્રવર્તક શ્રીકાન્તવિજ ના**, અને સંવત્ ૧૮૨૫ ની **પં. અમૃતવિજય ની** લખેલી—કે જે પરથી ઉત્તર ભાગમાં અત્યન્તરો આપવામાં આવ્યા છે તે પ્રતિ, ભરૂચવાસી મર્હુમ શેઠ અનુપચંદ મલુકચંદના તાબાના ભરૂચના સંઘના ભંડારની હોઈ, તે આપવા માટે તેના કાર્યવાહક **શેઠ ચુનીલાલ રાયચંદના** અમો અત્યંત આભારી છિયે.

સંશોધકને પ્રુફો વગેરેના કાર્યમાં મદદ કરવા માટે શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ **શ્રીબુદ્ધિસાગરસૂરિ** અને **શ્રીલલિતવિજયજીના** અંતઃકરણથી આભારીજ લેખાઇએ.

શ્રીમાન્ હીરવિજયસૂરિ, દિલ્લીપતિ અકબર અને અન્ય અધિકારીઓની ભેગી મંડળીનું ચિત્ર, શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય **શ્રીવિજયધર્મસૂરિ**ના શિષ્ય શ્રીવિદ્યાવિજયજી અને સુરતવાસી **શેઠ મગનભાઇ ધરમચંદ જવેરી** ( શેઠ જીવનચંદ લલ્લુભાઇની કંપનીવાળા ) પાસેથી જૂદી જૂદી જાતનું અમોને પ્રાપ્ત થયું. એમાંથી **શ્રીવિદ્યાવિજયજીવાળું** વધારે યોગ્ય લાગવાથી તેનો બ્લોક કરાવી આમાં આપ્યો છે, જે વાંચકને પ્રાચીન સમયના ધર્મગુરૂઓનો જળવાતો દબદબો, તથા રાજા મહારાજાઓ અને બાદશાહો કોઇ પણ ધર્મગુરૂઓને કેવું સન્માન આપતા તે નજરે નિહાળવાને ઉપયોગી થઈ પડશે. બન્ને ચિત્રો આપવા માટે બન્ને વ્યક્તિયોના આભારી છિયે.

અંતમાં એટલું ઇચ્છી અવતરણિકાથી વિરમીશું કે,—આ અ-

મારો પ્રયાસ સર્વ સાહિત્ય પ્રેમીજનોને પ્રિયકર થઈ હુરસનાળો સુન્દર ફળ આપનારો થઈ પડો ! અમારા પ્રયાસને પ્રજા તરફથી સારૂં સન્માન મળશે તો ભવિષ્યમાં ઘણા મૌક્તિકો પ્રજા સમક્ષ મૂકવા આશા રાખીએ છીએ.

૪૨૬ જવેરી બજાર,<br>મુંબાઈ.<br>જાન્યુઆરી સન ૧૯૧૬.

નગીનભાઈ ઘેલાભાઈ જવેરી<br>હું અને બીજા ટ્રસ્ટીઓ.

# અર્હમ્.

# ગૂજરાતીભાષા.

સાક્ષરો !

'ગૂજરાતીભાષા' એ વિષયને પરંપરાએ લગતો એક સંક્ષિપ્ત નિબંધ આજથી ચારેક વર્ષ પૂર્વે મેં મારી 'પ્રાકૃતમાર્ગોપદેશિકા' નામની નાની પુસ્તિકામાં પ્રસ્તાવનારૂપે આપવા સારૂ લખ્યો હતો. પણ તે નિબંધ તે કાળે કોઈ અજ્ઞેય કારણને લઇને અત્યાર સુધી અપ્રકટ જ રહ્યો છે. પણ અત્યારે મને તે નિબંધ આપવાનું સ્થાન જડવાથી અમે (લેખ્ય અને લેખક બન્ને) અમને કૃતાર્થ માનીએ છીએ.

વર્તમાન ભયંકર યુદ્ધના સમયમાં પરસ્પર સહાનુભૂતિ આપી, એક બીજાનું દુઃખ ભાગે પડતું વેંચી લઈ સર્વત્ર શાંતિ પ્રસારવાનું કામ કરવું એ સમયપ્રાપ્ત અને આવશ્યક છે. તેમ જાણવા છતાં તે કાર્ય હાથ ન ધરતાં આવા શુષ્ક—જેનાથી એક પણ આત્મા શાંતિ ન વેદે એવા નીરસ—વિષયને ચિતરવાનું લખનારને શું પ્રયોજન હશે? એ શંકા સર્વ સાધારણને થાય તે સંભવિત જ છે. તેના સમાધાનમાં મારે નમ્રભાવે નિવેદવું જોઇએ કે—આર્યાવર્તના પ્રાચીન પંડિતોએ સેવાધર્મના મૂળ બે વિભાગ કર્યા છેઃ—દ્રવ્યસેવા અને ભાવસેવા દ્રવ્યસેવા એટલે જેનાથી પ્રાણી બાહ્ય શાંતિ મેળવી શકે. ભાવસેવા એટલે જેનાથી આત્મા આંતરિક, અચળ શાંતિ અનુભવી શકે. એ બન્ને સેવાને પરસ્પર ઘણો ગાઢ સંબંધ . અને દ્રવ્યસેવા એ પરંપરાએ ભાવસેવાનું નિમિત્ત કારણ . ઘણા ભાગે દ્રવ્યસેવાપૂર્વક જ ભાવસેવા કરી શકાય છે. આ વિશાળ, પ્રાકૃતિક સંસારમાં દ્રવ્યસેવા કરનારા સંખ્યાતીત મનુષ્યો છે. જેવા કે, અન્નના દાતાર, આશ્રયના દાતાર, કૂવા, વાવ અને તળાવના બંધાવનાર, વિદ્યાનો

પ્રચાર કરનાર અને કરાવનાર ઇત્યાદિ. તેમજ ભાવસેવા કરનારા પણ ઓછા મહાશયો નથી. જેવા કે, ઈશ્વરભક્ત સંત પુરૂષો, નિસ્પૃહ ઉપદેશકો અને જ્ઞાનિયોગિઓ ઇત્યાદિ. તેમાં (પૂર્વોક્ત બન્ને પ્રકારની સેવા કરનારાઓમાં) આ લખનાર દ્રવ્યસેવા કરનારની ગણનામાં ભળી શકે છે. કારણ કે, જેમ ધન ધાન્યાદિ શાંતિ આપવાનાં સાધનો છે તેમ સાહિત્ય (સર્વ પ્રકારનું શાસ્ત્ર) પણ શાંતિ આપવાનું એક સાધન છે. સાહિત્યના અભ્યાસી પુરૂષો મનોનિગ્રહપૂર્વક વાંચેલ કે સાંભળેલ સાહિત્યને પોતાના કોઠામાં ઉતારી, તેને હાડોહાડ પરિણમાવી પરમશાંત અને સંતોષી બને છે.' 'ભાષા" એ સાહિત્યનું મુખ્ય અંગ છે. ભાષાદ્વારા જ સાહિત્ય લખાઇ કે વંચાઈ શકે છે. વધારે શું ? કોઇ પ્રકારની વિવેચના યુક્ત એક જાતની ભાષાનો સમૂહ તેજ 'સાહિત્ય' કહેવાય છે—'ભાષા' એ સાહિત્યનો આત્મા જ છે. જે ભાષા સંબંધે હું લખવા ધારૂં છું તે ભાષાનો પ્રચાર ચાલુ કાળે કાઠિઆવાડી અને ગૂજરાતી તથા લખાતાં તરીકે કચ્છી પ્રજામાં પણ છે. માટે આ નિબંધદ્વારા આ ભાષા બોલનારી સમસ્ત પ્રજાની નહીં, તો પણ તેમાંથી કદાચ એકાદ સાક્ષરની જ સેવકવૃત્તિ જો હું ધારણ કરી શકીશ, તો હું મને ધન્ય ગણીશ. સેવા કરવાના બીજા અનેક ઉપાયો, જેઓ આ ઉપાયથી પણ ઘણા સારા છે તો પણ મને આ ઉપાય દ્વારા જ સેવા[1] કરવામાં વિશેષ રૂચિ છે, માટે મારે સારૂ આ ઉપાય જ સર્વોત્તમ છે.

પૂર્વ પ્રમાણે પ્રસ્તાવના કરી હમણાં દર્શાવેલ પ્રાચીન શિખામણ પ્રમાણે હવે હું ગૂજરાતી પ્રજાના સેવકરૂપે પરિણમી મારૂં ઉચિત કાર્ય કરવા ઉદ્યુક્ત થઇશ.

---

૧ सत्यपि गुणवत्स्वेव स चान्यभावेऽपि पण्डितैर्गदितः। यत्रैव यस्य शक्तिः सात्म्यं च विशेषस्तेषाम् ॥
( શ્રીહરિભદ્રસૂરિ, અનેકાંતજયપતાકા તૃતીય શ્લોક )—લેખક.

એક સાધારણ નિયમ પ્રમાણે કોઈ પણ એક પદાર્થની વિવેચના કરવા માટે તે સંબંધેની નીચેની બાબતો તપાસવી જોઇએ:— (૧) મૂળ પદાર્થનો વાચક—કહેનાર—કયો શબ્દ છે? (૨) તે શબ્દની વ્યુત્પત્તિને અને મૂળ પદાર્થને પરસ્પર કાંઇ સંબંધ છે કે નહીં? (૩) મૂળ પદાર્થનો વાચક શબ્દ રૂઢ છે કે યૌગિક? (૪) ઉત્પન્ન થવા પૂર્વે તે મૂળ પદાર્થ કઇ સ્થિતિમાં હતો? (૫) મૂળ પદાર્થની ઉત્પત્તિ બીજા કયા કયા પદાર્થોના મિશ્રણથી થઇ છે? (૬) તેમાં બીજાં મિશ્રણો થવાની શી જરૂર હતી? તથા પ્રાચીન ભાષાઓ વિકૃત થઇ તેનું શું કારણ? (૭) મૂળ પદાર્થના રક્ષક અને પોષક તરીકેનું મુખ્ય માન કોને ઘટે છે? (૮) વર્તમાનમાં મૂળ પદાર્થ કેવી સ્થિતિમાં છે? (૯) હવે ભવિષ્યમાં તે મૂળ પદાર્થ કેવે રૂપે પરિણમશે?

સાક્ષરો!

એક વિવેકકાર તરીકે આ વિષય સંબંધે આલેખન કરનારને પૂર્વોક્ત પ્રશ્નો ઉપસ્થિત થાય તે સ્વાભાવિક છે. પણ તે પ્રત્યેક પ્રશ્નનું સંપૂર્ણ વિવેચન આ લખનાર જન કરી શકશે કે કેમ? તે તેને પોતાને ડગુમગુ લાગે છે. તો પણ તે આવી પ્રતિજ્ઞા તો ચોક્કસ કરે છે કે, યથામતિ અને યથાશક્તિ તે પશ્નોનું સ્પષ્ટીકરણ કરવામાં જરા પણ પાછી પાની નહીં જ થાય.

હવે આપણે ક્રમપ્રાપ્ત પ્રથમ પ્રશ્ન વિષે વિવેચવું તે સુયોગ્ય છે. તે પ્રથમ પ્રશ્ન આ છે:—'મૂળ પદાર્થનો વાચક કયો શબ્દ છે?' 'ગૂજરાતી ભાષા' એ શિરોનામમાં (મથાળામાં) એક શબ્દ વિશેષણરૂપ છે અને બીજો શબ્દ વિશેષ્યરૂપ છે. જો કે અહીં વિશેષ્ય—વિશેષણભાવ ઇચ્છાપૂર્વક કલ્પી શકાય તો પણ મેં મારો ક્રમ

સાચવવા માટે 'ભાષા' શબ્દને વિશેષ્યરૂપે અને 'ગૂજરાતી' શબ્દને વિશેષણરૂપે ગણ્યો છે. "**प्रधानानुयायिनो व्यवहाराः**" એ નિયમ પ્રમાણે આખા ( અક્ષત ) મથાળા સબંધે વિવેચન કરવાની શરૂઆત કરતાં પહેલાં વિશેષ્યરૂપ શબ્દ વિષે મીમાંસવું તે અગત્યનું છે.

'ભાષા' શબ્દ મૂળ વ્યક્ત બોલવા અર્થવાળા '**भाषि**' ધાતુ ઉપરથી નીપજ્યો છે. આર્યાવર્તના સમર્થ વૈયાકરણો ( પાણિનીય, પતંજલિ કે હેમચંદ્ર ) એ પોત પોતાના ધાતુસંગ્રહમાં વ્યક્ત બોલવા અર્થવાળો '**भाषि**' ધાતુ અને અવ્યક્ત બોલવા અર્થવાળો '**म्लेच्छ्**' ધાતુ મૂક્યો છે આથી આપણે તેઓનો અભિપ્રાય સહજ જાણી શકીએ છીએ કે આર્યોના[1] કોઈપણ પ્રકારના શબ્દ પ્રયોગને 'ભાષા' કહેવામાં તેઓ ખુશી હતા, અને આર્યે-

---

૧. પ્રાચીન જૈન મહર્ષિઓએ 'પ્રજ્ઞાપના' નામના પુસ્તકમાં આર્યપ્રજા સંબંધે નીચે પ્રમાણે જણાવ્યું છે કે.—

"**से किं तं आरिया? आरिया दुविहा पण्णत्ता, तं जहा—इड्ढिपत्तारिया य, अणिड्ढिपत्तारिया य, ×××× × से किं तं अणिड्ढिपत्तारिया? अणिड्ढिपत्तारिया नवविहा पण्णत्ता, तं जहा—खेत्तारिया, जातिआरिया,** -

"આર્યો કેટલા પ્રકારના કહ્યા છે? આર્યો બે પ્રકારના કહ્યા છે. તે આ પ્રમાણે:—ઋદ્ધિપ્રાપ્ત આર્યો અને ઋદ્ધિઅપ્રાપ્ત આર્યો તીર્થંકરાદિક ઋદ્ધિપ્રાપ્ત આર્યો કહેવાય છે અને ઋદ્ધિઅપ્રાપ્ત આર્યો નવ પ્રકારના કહ્યા છે તે આ પ્રમાણે.—ક્ષેત્રાર્ય, જાત્યાર્ય, કુલાર્ય, કર્માર્ય, શિલ્પાર્ય, ભાષાર્ય, જ્ઞાનાર્ય, દર્શનાર્ય, અને ચારિ-

लारिया, कम्मारिया, सिप्पारिया, भासारिया, णाणारिया, दंसणारिया, चरित्तारिया. से किं तं खेत्तारिया? खेत्तारिया अद्ध छ्वीसतिविहा पण्णत्ता, तंजहा-रायगिह मगह, चंपा अंगा, तह तामलित्ती वंगा य। कंचणपुरं कलिंगा, वाणारसी चेव कासी य।१।

साएयं कोसला, गयपुरं च कुरु, सोरियं कुसट्टा य। कंपिल्लं पंचाला, अहिच्छत्ता जंगला चेव ॥ २ ॥

दारवती य सुरट्ठा, मिहिल विदेहा, य वच्छ कोसंबी। नंदिपुरं संडिल्ला, भद्दिलपुरमेव मलया य ॥ ३ ॥

वइराड मच्छ, वरुणा अच्छ तह मत्तिआवई दसण्णा। सोत्तिअमइआ चेदी, वीइभयं सिंधुसोवीरा ॥ ४ ॥

આર્ય. ક્ષેત્રાર્યો કેટલા પ્રકારના કહ્યા છે? ક્ષેત્રાર્યો સાડીપચીશ પ્રકારના કહ્યા છે. તે આ પ્રમાણેઃ—મગધદેશ અને રાજગૃહ નગર. અંગદેશ અને ચંપાનગર, બંગદેશ અને તામ્રલીપ્તી નગર, કલિંગદેશ અને કંચનપુર નગર. કાશીદેશ અને વાણારસી નગર.

૨ કોશલદેશ અને સાકેત નગર. કુરૂદેશ અને ગજપુર નગર. કુશાવર્તદેશ અને શૌર્યનગર, પંચાલદેશ અને કાંપિલ્યનગર જંગલદેશ અને અહિચ્છત્રા નગર.

૩ સૌરાષ્ટ્રદેશ અને દ્વારકા નગર. વિદેહ દેશ અને મિથિલા નગર. વત્સદેશ અને કૌશાંબીનગર. શાંડિલ્યદેશ અને નંદિપુર નગર. મલયદેશ અને ભદ્દિલપુર નગર.

૪ વૈરાટ (વરાડ?) દેશ અને મત્સ્યનગર. અચ્છદેશ અને વરૂણનગર. દશાર્ણ દેશ અને મૃત્તિકાવતી નગર. ચેદીદેશ અને શુક્તિકામતી નગર. સિંધુસૌવીર દેશ અને વીતભયનગર.

૫ શૂરસેનદેશ અને મથુરાન-

महुरा य सूरसेणा, पावा भिंगा य मासपुरं वट्टा। I-वत्थी य कुणाला, कोडीवरिसं च लाढा य ॥ ५ ॥

सेअंबिआ केयइअद्धं च आरियं भणिअं । एत्थुपत्ती जिणाणं चक्कीणं राम—कण्हाणं ॥ ६ ॥

से तं खेत्तारिया. ××× से किं तं भासारिया? भासारिया जे णं अद्धमागहाए भासाए भासंति, जत्थ वि य वंभी लिवी पवत्तइ. ×××

ગર. ભૃંગ ( ભગી ? ) દેશ અને પાપાપુરી નગર. વર્તાદેશ અને માસપુર નગર, કુણાલદેશ અને આવસ્તી નગર. લાટદેશ અને કોટિવર્ષપુર.

૬ શ્વેતંબિકા નગરી અને અડધો કેકયદેશ, એ બધા મળીને સાડીપચીશ દેશ આર્ય ગણ્યા છે. અને તેમાં રહેનારી પ્રજા આર્યપ્રજા ગણાય છે. તથા એટલા જ દેશોમાં તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ અને વાસુદેવ જન્મ લે છે.

૭ એ બધા ક્ષેત્રાર્યો કહેવાય છે. × × × ભાષાર્ય કોને કહ્યા છે? જેઓ અર્ધ માગધી ભાષા બોલે અને લખવામાં બ્રાહ્મી લિપિનો પ્રયોગ કરે તે ભાષાર્ય ”

સૂચના—આ આર્ય દેશના નામોમાં પુસ્તકની અશુદ્ધતાને લઇને ગોટાળો હોવાનું સંભવે છે. ‘મલય’ દેશ આર્યમાં છે અને અનાર્યમાં પણ છે માટે નામમાં જરૂર ગોટાળો હોવો જોઇએ. આ આર્યો સંબંધે બીજી ઘણી જાણવા લાયક હકીકત તે પુસ્તકમાં છે. પણ અહીં અસંગત હોવાથી તેને લખી નથી:—લેખક.

તર–મ્લેચ્છ–ના[2] કોઈપણ શબ્દ પ્રયોગને તેઓ 'અવ્યક્ત શબ્દ' કહેવામાં આનંદ માનતા હતા. પ્રાચીન મહર્ષિઓએ કરેલો આર્ય અને મ્લેચ્છનો વિભાગ કાંઈ રાગદ્વેષપ્રયુક્ત ન હતો. પણ જેઓ ભારતના આચાર વિચારને અનુસરે અને જેઓ પોતાની પંક્તિમાં ભળી જાય તેઓને (વિદેશિઓને પણ) તેઓએ 'આર્યો' કહ્યા. અને જેઓ તદ્દન જુદા જ આચાર વિચારને અનુસરતા તથા પોતાની પંક્તિમાં ભળે તેવા ન હતા અને જેઓ વિદેશી હોઈ સમજી શકાય તેવી ભાષા પણ બોલી શકતા ન હતા તેઓને આર્યોથી પૃથગ્ ગણવાને 'મ્લેચ્છ' એવું ઉપનામ આપ્યું–પોતાના સમૂહની ઓળખ માટે 'આર્ય' શબ્દ પ્રયોજ્યો અને બીજી ટોળીને

---

૨ પ્રાચીન જૈન મહર્ષિઓએ 'પ્રજ્ઞાપના' નામના પુસ્તકમાં 'મ્લેચ્છ' દેશના નામો નીચે પ્રમાણે ગણાવ્યાં છે:—

आरिया य मिलक ू य, े किं तं मिलक ू? मिलक्खू अणेगविहा पण्णत्ता, तं जहा-सग, जवण, चिलाय, बर, वब्बर, काय, रुंड, -भडग, तिण्णग, लुक्ख, गोंड, सीहल, पार, कोंच, अवडय, द ल, चिल्लल, लिंद, हारो, दाव, वोक्काण, गंधहारग, वहलिअ, अज्ज, रो, ,

"મનુષ્યોના બે પ્રકાર છે–"એક આર્ય અને બીજા મ્લેચ્છ. મ્લેચ્છો તે કોણ છે? મ્લેચ્છો અનેક પ્રકારના કહ્યા છે. તે આપ્રમાણેઃ–શક, યવન, ચિલાત, શબર, બર્બર, કાય, મુરુંડ, ડભડગ, તીર્ણક, કુલુખ, ગોંડ, સિંહલ, પારસ, ક્રૌંચ, અવડક, દ્રમિલ, ચિલ્લલ, પુલિંદ, હારોસ, દાવ, બોક્કાણ, ગાંધાર, બહલી, અજ્જલ, રોમ, પોસ, બકુશ, મલય, બંધુક, સૂઅલિ, કોંકણ, મેદ, માલવ, મુગ્ગર, આભાસિક, કણવીર, લ્હાસિક,

वव्वस, मलय, चंचूअ, सूआलि, कुंकुणग, मेअ, मालव, मुग्गर, आभासिअ, कणवीर, ल्हासिअ, खस, खासिअ, नेउर, मढ, डोंबिल, गल, उसल, खवुस, कक्केअ, अरब, हूण, रोमग, भमरु, विलाय, वासिय, एवमादी. से तं मिलक्खू."

ખસ, ખાસિક, નેઉર, મઢ, ડોંબિલ, ગલ, ઉસલ, ખઉસ, કક્કેત, અરબ, હૂણ, રોમક, ભ્રમર, વિલાય અને વાસિક વગેરે. એ બધા મ્લેચ્છ-અનાર્ય-દેશો છે." તેમાં વસતી પ્રજા પણ અનાર્ય ગણાય છે.

વળી શ્રી પ્રવચન સારોદ્ધારમાં અનાર્ય દેશોનાં નામો આ પ્રમાણે ગણાવ્યાં છે:—" શક, યવન, શબર, બાબર, કાય, સુરંડ, ઉડ્ડ, ગોણ, પક્વણક, આરબ, હૂણ, રોમક, પારસ, ખસ, કૌશિક, દુંબિલ, લકુશ, બુક્કસ, ભિલ્લ, અંધ્ર, પુલિંદ, ક્રૌંચ, ભ્રમરરુચિ, કપોત, ચીન, ચંચુક, માલવ, દ્રવિડ, કુલાર્થ, કૈકય, કિરાત, હયમુખ, ખરમુખ, ગજમુખ, તુરંગમુખ, મિંઢમુખ, હયકર્ણ, ગજકર્ણ" ઇત્યાદિ. આ આર્ય અને મ્લેચ્છ સંબંધી હકીકત ભગવાન્ ઉમાસ્વાતિએ પણ લખી છે અને તેમાં કાંઇ વિશિષ્ટતા પણ છે, જુઓ. તત્ત્વાર્થાધિગમસૂત્ર તૃતીય અધ્યાય. અને ૧૫ મું સૂત્ર.

સૂચના—આ નામો મેં જે પુસ્તકથી અહીં ઉતાર્યા છે તે પુસ્તક મારી પાસે એક જ છે અને વળી અશુદ્ધ છપાએલ છે. સારે નામોમાં જે કાંઇ ચૂક રહી ગઈ હોય તે માટે ક્ષમા:-લેખક.

ઓળખવા 'મ્લેચ્છ' શબ્દનો ઉપયોગ કર્યો. મારી સમજ પ્રમાણે તો આર્ય અને અનાર્ય–મ્લેચ્છ–ના વિભાગનું ઉપલું કારણ હોય એમ ભાસે છે.

સંસારની ભૌગોલિક સ્થિતિ અને મનુષ્ય પ્રકૃતિ સર્વ કાળે સમાન જ હોતી નથી. પરંતુ તે પ્રાકૃતિક નિયમ પ્રમાણે બદલાયા કરે છે–જે કાળે જે દેશ આર્ય હોય છે તે જ દેશ કાળાંતરે અનાર્ય કહેવાય છે અને જે કાળે જે દેશ અનાર્ય હોય છે તે જ દેશ કાળાંતરે આર્ય કહેવાય છે. એક એવો પણ સમય હતો કે એક બીજા શહેરના અને એક બીજા દેશના મનુષ્યો મહા ક્લેશપૂર્વક પરસ્પર મળી શકતા અને આજે એવો પણ સમય આવ્યો છે કે એવો કોઇ રડયો ખડયો જ પ્રદેશ હશે જેની સાથે આપણો કોઇ પણ પ્રકારે સંબંધ ન હોય. માટે આપણે પ્રાચીન લોકોએ કરેલી આર્ય અને મ્લેચ્છની વ્યવસ્થામાં થોડું ઘણું ફેરવવાની જરૂર છે. કદાચ આપણે પ્રાચીન હસ્તિપુચ્છને જ પકડી રાખી પ્રાચીન પદ્ધતિમાં પરિવર્તન કરતાં અચકાઇએ તો પણ પ્રકૃતિ તો કોઇને વગર પૂછે કે કોઇનો ભય રાખ્યા સિવાય બધો ફેરફાર કરી નાખે છે, જેને આપણે ધર્મથી અબાધિત સમજી રાજીખુશીથી સહીએ છીએ.

વધારે શું ? પણ પ્રાચીન જૈન મહર્ષિઓએ '[1]માલવ' દેશને સ્પષ્ટતાપૂર્વક અનાર્ય ગણ્યો છે અને તે જ 'માલવ' દેશને અત્યારે કોઇ જૈન 'અનાર્ય' કહેવાની હિમ્મત પણ ધરી શકે તેમ નથી. કારણ કે, ત્યા જૈનોનાં હજારો દેવાલયો, તીર્થસ્થાનો છે અને ત્યાં અનેક જૈનસાધુઓનો વિહાર થયો હતો તથા થાય પણ છે. પૂર્વે

---

૧. આગળ જે અનાર્ય દેશોનાં નામો ગણાવ્યાં છે તેમાં ચો-ક્ખી રીતે 'માલવ' દેશને 'અનાર્ય' ગણ્યો છે:–લેખક.

'માલવ' દેશ વિંધ્યાચળ પર્વતની તળેટીમાં આવેલો હતો અને અત્યારે પણ ત્યાં જ આવેલો છે. આગળના સમયમાં પ્રવાસ કરવાની સુખવાળી સગવડો ન હોવાથી અને તે (માલવ) દેશ પર્વતની નજિક રહેલો હોવાથી તેના અપરિચયને લીધે તે લોકોએ તેને 'અનાર્ય' ગણ્યો હોય અથવા તે દેશનો પરિચય થયો હોવ તો પણ ત્યાંના રીતિરિવાજો આપણા આર્યોને મળતા નહી હોય તેથી તેને 'અનાર્ય' ગણ્યો હોય એમ લાગે છે. મારા ધારવા પ્રમાણે અમુક દેશના નિવાસિઓ કે અમુક દેશ જ આર્ય ગણાય અને તેથી જુદી પ્રજા કે જુદો પ્રદેશ અનાર્ય ગણાય એવો સંકીર્ણ વિભાગ ન કરતાં જેઓ આર્યોચિત કાર્ય કરે તેઓ આર્ય અને જેઓ અનાર્યોચિત કાર્ય કરે તેઓ અનાર્ય એવી વ્યવસ્થા કરવી સમુચિત લાગે છે. "હેય–છોડવા યોગ્ય–કાર્યોથી જેઓ દૂર રહે તેઓ 'આર્ય' અને તેથી ભિન્ન તે 'અનાર્ય'" આર્યોનું અને અનાર્યોનું આ લક્ષણ પ્રાચીનતમ છે અને વર્તમાનકાળે પણ તે જ લક્ષણ ધાર્મિકદૃષ્ટીએ સ્વીકારવું જોઇએ. આપણું વિવાદસ્થળ એ હતું કે આર્યોના શબ્દ પ્રયોગને 'ભાષા' કહેવી કે અનાર્યોના શબ્દ પ્રયોગને ભાષા કહેવી ? તેનો નિર્ણય પૂર્વ લિખિત લખાણ ઉપરથી વાચકોને થઈ શકે તેમ છે. તો પણ મારે ફરીથી એકવાર જણાવવું જોઇએ કે 'ભાષાશાસ્ત્ર' ની નજરે તો મનુષ્યમાત્ર, જેઓ કોઇને પણ સમજાય તેવું બોલી શકે તેઓ 'આર્ય' કહેવાય અને તેઓનો શબ્દપ્રયોગ 'ભાષા' કહેવાય, એમ આપણે આનંદપૂર્વક માનવું જોઇએ. તાત્પર્ય એ છે કે, સમજાય તેવું બોલનાર કદાચ આફ્રીકાનો કે આસ્ટ્રીયાનો હોય અથવા સમજાય તેવું બોલનાર કાશીનો કે પાલિતાણાનો નિવાસી હોય તો પણ તે બધાને 'ભાષા'ની દૃષ્ટીએ 'આર્ય' ગણવામાં કાંઈ પણ દૂષણ નથી. 'ભાષા' શબ્દનો નિર્વિવાદ અર્થ 'સ્પષ્ટ શબ્દપ્રયોગ' થાય છે.

આટલા સુધી આપણે માત્ર 'વિશેષ્ય' તરફ જ વિવેચન કર્યું. હવે તેના 'વિશેષણ' તરફ નજર નાખવી એ ક્રમપ્રાપ્ત છે.

'ગૂર્જરાતી' એ શબ્દ 'ભાષા'ના વિશેષણરૂપ છે. તેની ઉત્પત્તિ ગતિ અર્થવાળા **'गूरैचि'** ધાતુ ઉપરથી થાય છે. વ્યાકરણ શાસ્ત્રના નિયમ પ્રમાણે **" क्षुद्दि गूरिभ्यां टिद् गजौ चान्तौ "** ( ૫-૨-૪૦૪. ઉણાદિ પ્રકરણ. હેમચંદ્ર ) એ સૂત્રથી 'ગૂર્જર' શબ્દ નીપજે છે. અને તેનો અર્થ **" गूर्जरः सौराष्ट्रादिः "** એટલે સૌરાષ્ટ્ર વગેરે 'ગૂર્જર' કહેવાય છે. જેમ 'ગૂર્જર' શબ્દ દેશનો વાચક છે તેમ 'ગૂજરાત' શબ્દ પણ 'ગૂર્જર' શબ્દના જ અર્થને કહે છે. 'ગૂજરાત' શબ્દની ઉત્પત્તિ 'ગૂર્જરત્રા' શબ્દથી થઇ છે અને 'ગૂર્જરત્રા' શબ્દ 'ગૂર્જર' શબ્દ ઉપરથી બન્યો છે. 'ગૂર્જર' ઉપરથી 'ગૂર્જરત્રા' શબ્દ બનાવવાની બે રીતિઓ છે એમ લાગે છે. જેમ કે, **'गूर्जरान् त्रायते' इति 'गूर्जरत्राः'** અર્થાત્ 'રક્ષણ કરવું' અર્થવાળા **' त्रै '** ધાતુની પૂર્વે 'ગૂર્જર' શબ્દ મૂકવાથી 'ગૂર્જરત્રા' શબ્દ બને છે અને તેનો અર્થ 'ગૂર્જરોને પાળનાર' થાય છે. અથવા **'त्रा'** પ્રત્યય નામોથી સ્વાર્થમાં જ આવે છે અને તે **'त्रा'** પ્રત્યય 'ગૂર્જર' શબ્દને લગાડવાથી 'ગૂર્જરત્રા' શબ્દ બને છે. **"स मी–द्वितीयाद् देवादिभ्यः"** (૭-૨-૨૩૪ તદ્ધિત હેમચંદ્ર) આ સૂત્ર સ્વાર્થમાં **'त्रा'** પ્રત્યય કરે છે **" गूर्जरेषु** અથવા **गूर्जरान् "** ઇતિ **'गूर्जरत्रा.'** આ વ્યુત્પત્તિ પ્રમાણે ગૂર્જરોને આશ્રિત તે 'ગૂર્જરત્રા'—'ગૂજરાત' કહેવાય.

જે સ્થળો તદ્દન થોડી વસ્તીવાળાં હોય કે વસ્તી વિનાનાં-ઉજજડ-હોય ત્યાં જે પ્રજા મોટા પ્રમાણમાં સૌથી પહેલાં આવીને વસે છે તે પ્રજાના નામ ઉપરથી તે સ્થળોનાં નામો પ્રસિદ્ધિ પામે

છે. અથવા તો કોઇ દેવ, દેવી, વીરપુરૂષ કે રાજાના નામ ઉપરથી નવીન સ્થળો વસાવવામાં આવે છે.

આપણો 'ગૂર્જર' કે 'ગૂર્જરત્રા' દેશ પણ એવી રીતે જ પ્રાદુર્ભૂત થએલો હોવો જોઇએ. સારા ધારવા પ્રમાણે જેમ અત્યારે 'ગૂજરાત' દેશ એક સ્વતંત્ર દેશ તરીકે પ્રસિદ્ધ છે તેમ પ્રાચીન કાળમાં તેનું હોવાનું સંદેહાસ્પદ લાગે છે. કારણ કે, આજથી આશરે બે હજાર વર્ષ પૂર્વે લખાએલ 'પ્રજ્ઞાપના' નામના પ્રાકૃત ગ્રંથમાં આર્ય દેશોનાં નામો ગણાવતાં તે ગ્રંથકારે 'સૌરાષ્ટ્ર' અને 'દ્વારકા' નો જ ઉલ્લેખ કર્યો છે. જો કદાચ તે કાળે 'ગૂજરાત' દેશ અત્યારની પેઠે એક સ્વતંત્ર દેશ તરીકે પ્રસિદ્ધ હોત તો જરૂર તેનો ઉલ્લેખ અવશેષ ન રહેત. કોઇ પણ દેશની પ્રસિદ્ધિનું કારણ તેની સંપત્તિ અને વિદ્યોન્નતિ છે. પ્રાચીન લખનારાઓના આશયથી જાણી શકાય છે કે, પૂર્વ કાળે સૌરાષ્ટ્ર દેશ સંપત્તિ અને વિદ્યામાં ઉન્નત હતો માટે તેને પ્રધાનપદ આપી ગૂજરાતને તેનો પેટાભાગ ગણ્યો હોય તેમ લાગે છે અથવા તે કાળે ગૂજરાતનો જન્મ જ સંશયગ્રસ્ત હશે. હવે માત્ર વિવાદ એટલો જ છે કે, 'ગૂર્જર' કે 'ગૂજરાત' એ નામો ક્યારે ક્યા મહાપુરૂષના કે કઇ વિશાળ પ્રજાના નામ ઉપરથી આ જગતના રંગમંડપ ઉપર પ્રસિદ્ધિ પામ્યાં છે ? આ વિવાદનું સમાધાન સામગ્રીના અભાવે અત્યારે આ લેખકને ભવિષ્ય ઉપર છોડવું પડે છે અને તેને માટે વાચકોની ક્ષમા યાચવી પડે છે. તાત્પર્ય એ જ છે કે, 'ગૂર્જર' અને 'ગૂર્જરત્રા' એ બન્ને શબ્દો રૂઢ છે. અને તેનો અર્થ ગૂજરાત દેશ કે તે દેશની કોઇપણ વસ્તુ, એવો થાય છે. આ નિબંધમાં 'ગૂર્જરત્રા' શબ્દને પ્રધાનપણું આપવાની મારી ઇચ્છા છે. કારણ કે 'ગૂજરાતી' એ શબ્દનું મૂળ 'ગૂર્જરત્રા' છે. અને મારે અહીં જે કાંઇ કહેવું છે તે 'ગૂજરાતી'

વિષે જ કહેવાનું છે. વિષયપરીક્ષા સંબંધી શરૂઆતના ત્રણ પ્રશ્નોનો ઉત્તર ઉપરના આટલા લખાણથી આવી ગયો છે.

હવે આપણે એ પછીના પ્રશ્નોની મીમાંસા કરવી એ પ્રસંગોપાત્ત છે. 'ઉત્પન્ન થવા પૂર્વે તે મૂળ પદાર્થ કઇ સ્થિતિમાં હતો ?' 'મૂળ પદાર્થની ઉત્પત્તિ બીજા કયા કયા પદાર્થોના મિશ્રણથી થઇ છે ?' આ બે પ્રશ્નો સંબંધે હું કાંઈ યથામતિ ચર્ચા કરવા ઇચ્છું છું. જ્યારે કોઇ પણ ભાષા તદ્દન નવી જ શરૂ થાય છે ( જો કે કોઇ ભાષા તદ્દન નવી જ શરૂ થતી નથી. પણ તે કોઇ બીજી બીજી ભાષાઓના એક નવા પરિણામરૂપ હોય છે. તો પણ તે સ્થૂલ દૃષ્ટિએ નવી ભાષા કહેવાય ) ત્યારે તેનો ઉત્પત્તિકાળ ઘણી વિચિત્રતાથી ભરેલો હોય છે. ઉદાહરણ તરીકે જેમ; કોઇ એક નવું શહેર વસતું હોય. ત્યાં પચાસ બંગાળી, પચાસ ગૂજરાતી પચાસ દક્ષિણી, પચાસ મારવાડી અને પચાસ ગૌરાંગ ( યૂરોપીઅન ) એ પ્રમાણે દરેક ભિન્ન ભિન્ન જાતિના પચાસ પચાસ પુરૂષો વસતા હોય અને તેઓનો વ્યવહાર એક બીજા સાથે નિરંતરતાપૂર્વક ચાલતો હોય, તો મને એમ નક્કી લાગે છે કે તે દરેક દરેકની ભાષામાં પરિવર્તન થયા વિના રહે નહીં. અને છેવટે તે એક વિચિત્ર ભાષારૂપે બની પોતાનું એક નવું નામ સંસારની ભાષાઓમાં ભેળવ્યા વિના ન રહે. જે કાળે જેનું સામ્રાજ્ય સમસ્ત દેશ ઉપર હોય છે તે કાળે દેશની ચાલુ ભાષામાં તે રાજભાષાના શબ્દોનું પણ મિશ્રણ થઇ જાય છે. આપણી ચાલુ ગૂજરાતી ભાષામાં પણ એ જ પ્રકારે અનેક ભાષાઓના શબ્દોનો સમૂહ એવો ઓતપ્રોત થયો છે કે જેને આપણે માતૃભાષા તરીકે જ માનવો પડે છે. જ્યારથી આપણા ઉપર ગૌરાંગ મહાશયોનું સામ્રાજ્ય થયું છે ત્યારથી અત્યાર સુધીમાં આપણી ભાષામાં તે રાજભાષાના અનેક શબ્દો ઉમેરાઇ ગયા છે અને

તે શબ્દો સિવાય બીજા શબ્દોથી આપણો વ્યવહાર પણ ચાલી શકતો નથી માટે અણછુટકે આપણે તે પરભાષાના શબ્દોને પણ સ્વભાષાના શબ્દો ગણવા પડે છે. અને તેમ કરવામાં જરા પણ ક્ષતિ નથી. કારણ કે, જે કાળે મનુષ્યો જે શબ્દથી સહજમાં વ્યવહાર ચલવી શકે તે કાળે બીજા અપ્રસિદ્ધ શબ્દોનો ઉમેરો કરવા કરતાં તે પરભાષાના શબ્દોને જ આપણે સ્વભાષાના સમજવા એ અધિક સરલ છે. અને એમ કરવાથી જ ભાષાનો વિકાસ થાય છે. મારા ધારવા પ્રમાણે આ આપણી ગૂજરાતી ભાષા, જેમ ચાલુ કાળે એક ભાષા ગણાય છે તેમ પ્રાચીનતમ કાળમાં પણ તેણે એક મુખ્ય ભાષા તરીકેનું જ માન મેળવ્યું હતું એ કથન માત્ર આપણી ભાષાભક્તિનું જ સૂચક છે, પણ ગૂજરાતી ભાષાને પ્રાચીનતમ સાધવાનું સાધન નથી. હા, એટલું તો જરૂર કહેવું જોઇએ કે, જ્યારથી દેશવાચક 'ગૂર્જર કે ગૂર્જરત્રા' શબ્દ પ્રસિદ્ધ થયો ત્યારથી તે ભાષાની શરૂઆત થએલી હોવી જોઇએ. પ્રસિદ્ધ વૈયાકરણ હેમચંદ્ર પોતાના વ્યાકરણમાં દેશવાચક 'ગૂર્જર' શબ્દની સાધના જણાવે છે, પણ 'ગૂર્જરત્રા' શબ્દ વિષે તેણે કાંઇ જણાવ્યું હોય એમ જણાતું નથી. એથી એમ જાણી શકાય છે કે, 'ગૂર્જરત્રા' શબ્દની પ્રસિદ્ધિ તેના પછીના સમયમાં થએલી હોવી જોઇએ એ શિવાય તે જ વૈયાકરણે દરેક પ્રાચીન ભાષાનાં વ્યાકરણો ગુંથ્યાં છે તથા સંસ્કૃત અને દેશી (પ્રાકૃત) ભાષાના કોશો પણ બનાવ્યા છે. અને છેવટે અપભ્રંશ ભાષાનુ પણ વ્યાકરણ રચ્યુ છે. જો તેના સમયે ગૂજરાતી ભાષા એક ભાષા તરીકે જામી હોત તો તે મહાશય તે ભાષાનું પણ વ્યાકરણ રચ્યા વિના રહેત જ નહીં. માટે આપણને એમ માનવાનું કારણ છે કે તે વૈયાકરણના સમયે કદાચ 'ગૂર્જર' શબ્દ દેશવાચક તરીકે વિશ્રુત હશે પણ તે નામની કોઇ ભાષા હયાત હશે નહીં. અને તે કાળે ચાલતી ભાષા ઘણું કરીને 'અપ-

ભ્રંશ' હશે. વળી વિક્રમના ૧૫ મા સૈકામાં [1] (વિક્રમ સંવત્ ૧૪૬૬ માં ) શ્રીગુણરત્નસૂરિએ 'ક્રિયારત્નસમુચ્ચય' નામનો એક ગ્રંથ રચ્યો છે. તેમાં દશે ગણના ધાતુનાં રૂપોનો તથા તેને લગતી સર્વ વિભક્તિઓનો સવિસ્તર ચર્ચાપૂર્વક સંગ્રહ છે. તે ગ્રંથ તેઓએ [2] ઇયદ્દર (ઇડર) શહેરમાં રહીને લખ્યો હોય એવું અનુમાન તેઓના એક શ્લોકથી ઉપજે છે. જેમ તે ગ્રંથમાં સંસ્કૃત ધાતુનાં રૂપોનો સંગ્રહ છે તેમ તે કાળે ચાલતી [3] ભાષાનાં રૂપોનો પણ

---

१. "काले षड्रसपूर्व (१४६६) वत्सरमिते श्रीविक्रमार्काद् गते, गुर्वादेशवशाद् विमृश्य च सदा स्वान्योपकारं परम् ।
ग्रन्थं श्रीगुणरत्नसूरिरतनोत् प्रज्ञाविहीनोऽप्यमुम् निर्हेतूपकृतिप्रधानजननैः शोध्यस्त्वयं धीधनैः" ॥

२. "वाछासंघपतेर्–इयद्दर–विभोर्मान्यस्य धन्यः सुतः, शश्वद्दानविधिर्विवेक जलधिश्चातुर्यलक्ष्मीनिधिः ।
अन्यस्त्रीविरतः सुधर्मनिरतो भक्तः श्रुतेऽलेखयत्, साधुर्–वीसल–संज्ञितो दश वरा अस्य प्रतीराद्दिमाः" ॥

| प्राचीन. | હાલનું. |
|---|---|
| ३. एउ करइ, लिअइ, दिअइ, जायइ, आवइ, जागइ, सुअइ । ए घणां करइं, लिइं । तूं करं, लिअँ दिअँ । तुम्हे करउ, लिअउ, दिअउ । हूं करउं, लिउं दिउं । अम्हे करं । | એ કરે, લે, દે, જાય, આવે, જાગે, સુએ । એ ઘણાં કરે, લે, । તૂં કર, લે, દે । તમે કરો, લ્યો, દ્યો । હૂં કરૂં, લઉં, દઉં । અમે કરીએ. । ઇત્યાદિ. ( ક્રિયારત્નસ૦ પાનું–૧૬–૧૭–૧૮–૧૯ ):– લેખક. |

સંક્ષિપ્ત પરિચય છે. તે ગ્રંથકારે તે કાળે ચાલતી ભાષાને પ્રાકૃત (ભાષા) તરીકે ગણી છે. જો કે તે રૂપોને તપાસતાં આપણને તો એમ નક્કી ભાસે કે તે ગૂજરાતી ભાષા હોવી જોઇએ. પણ ગ્રંથકારે તેને પ્રાકૃત ( ભાષા ) નું નામ આપ્યું છે તેથી એવું અનુમાન બંધાય છે કે, તે કાળે પણ 'ગૂજરાતી ભાષા' એ નામ પ્રખ્યાત હશે કે કેમ ? કારણ કે, જો તે કાળે 'ગૂજરાતી ભાષા' એ નામ પ્રખ્યાત હોત તો ગ્રંથકાર મહાશયને તે ભાષાને માટે 'પ્રાકૃત' શબ્દનો પ્રયોગ કરવાની જરૂર રહેત નહી. અસ્તુ. આપણું ચર્ચાસ્થળ એ જ છે કે, 'ઉત્પન્ન થવા પૂર્વે મૂળ પદાર્થ કઇ સ્થિતિમાં હતો ? અહીં ગુજરાતી ભાષાને મેં મૂળ પદાર્થ તરીકે કલ્પી છે. હવે આપણે એ સંબંધે થોડો વિચાર કરવો ઘટે છે. જૈન દર્શન અને નવીન યુગની માન્યતા પ્રમાણે સૃષ્ટિચક્ર અનાદિ કાળથી ભમ્યા જ કરે છે. અને એ જ પ્રમાણે અનંતકાળ સુધી તે ચક્ર ભમ્યા જ કરશે. પરંતુ સૃષ્ટિચક્રનો સમૂળનાશ–મહાપ્રલય–થઈ શકતો જ નથી. માત્ર પ્રાકૃતિક નિયમ પ્રમાણે જળ ત્યાં સ્થળ, સ્થળ ત્યાં જળ, વન હોય ત્યાં જન અને જન હોય ત્યાં વન થયા કરે છે. જ્યારે સૃષ્ટિનું અસ્તિત્વ અનાદિનું છે ત્યારે ત્યાં વસેલી પ્રજા પણ અનાદિની જ હોઇ શકે અર્થાત્ જગતમાં નરપ્રજા કે પશુપ્રજાનો વસવાટ અનાદિનો છે. અને જ્યારે પ્રજાનો વસવાટ અનાદિનો હોય ત્યારે તેઓની બોલવાની ક્રિયા પણ અનાદિની સંભવે અને જેમ જેમ પ્રજા બદલાયા કરે–નવા નવા રંગો ધારણ કરે, તેમ તેમ તેઓની ભાષા પણ બદલાય અને તેમાં પણ નવ નવાં મિશ્રણો થયાં કરે છે. ભૂતકાળના ઉંડાણ તરફ નજર નાખતાં આંખે અંધારા આવે છે. માટે તે સંબંધી લખાણથી વિરમી બહુ દૂરનું નહીં પણ આપણી આસપાસનું ભાષાવિષયક વાતાવરણ તપાસવાથી આપણને કાંઇને

કાંઈ જરૂર મળશે. પ્રાચીન જૈન મહર્ષિઓએ અને વૈદિક ઋષિઓએ ભાષાનાં નામો ગણાવતાં મુખ્ય ભાષા તરીકે છ ભાષાઓ ગણાવી છે—સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશ. આ છ ભાષાઓમાં ત્રણ ભાષાનાં નામો તો દેશ ઉપરથી ઉત્થિત થયાં છે—શૂરસેન દેશ ('મથુરા' મુખ્ય નગર) ઉપરથી શૌરસેની, મગધદેશ

---

શ્રીઅનુયોગદ્વાર સૂત્રમાં સંગીતમાં વપરાતી ભાષાનાં નામોનો ઉલ્લેખ કરતાં નીચે પ્રમાણે સૂચવ્યું છે કેઃ—

" सक्कया पायया चेव भणिईओ होंति दोण्णि वा । सरमंडलम्मि गिज्जन्ते पसत्था इसिभासिआ ॥१॥

" સંસ્કૃત અને પ્રાકૃત એ બે ભણિતિઓ (ભાષાઓ) છે. સ્વરમંડળમાં પ્રશસ્ત ઋષિભાષિત પ્રાકૃત ગવાય છે "

શ્રીપ્રશ્નવ્યાકરણમાં સત્ય ભાષા વિષે વિચાર કરતાં ભાષાના બાર પ્રકાર જણાવ્યા છે.

" दुवालसविहा य होइ भासा. " " द्वादशविधा च भवति भाषा, तथा चः—प्राकृत–संस्कृतभाषा मागधपिशाच–शूरसेनी च ।

षष्ठोऽत्र भूरिभेदो देशविशेषाद् अपभ्रंशः ॥ इयमेव षड्विधा भाषा गद्य–पद्यभेदेन भिद्यमाना द्वादशधा भवति " इति.

" ભાષાના બાર પ્રકાર છે. "
"ભાષા બાર પ્રકારની હોય છે. જેમકે; પ્રાકૃત, સંસ્કૃત, માગધી, પૈશાચી, શૂરસેની અને દેશોની ભિન્નતાને લીધે અનેક પ્રકારની ભિન્નતાવાળી છઠ્ઠી અપભ્રંશ ભાષા છે. આ છએ ભાષાઓ ગદ્યરૂપે અને પદ્યરૂપે વપરાય છે અને તે પ્રકારે તે બાર પ્રકારની ભાષા ગણાય છે. "

શ્રીઅભિધાનચિંતામણિમાં ભાષા સંબંધે આ પ્રમાણે ઉલ્લેખ છે:—

"भाषाः षट् संस्कृतादिकाः" " સંસ્કૃત વગેરે ૭ ભાષાઓ છે."

રૂપકપરિભાષા નામના ગ્રંથમાં ભાષા વિષે જણાવ્યું છે કે:—

"भाषा द्विधा संस्कृता च प्राकृता चेति भेदतः । + + + + प्रकृतेः संस्कृतायास्तु विकृतिः प्राकृती मता ।
षड्विधा सा प्राकृती च शौरसेनी च मागधी ।
पैशाची चूलिकापैशाच्यपभ्रंश इति क्रमात् ।
तत्र तु प्राकृतं नाम महाराष्ट्रोद्भवं विदुः
शूरसेनोद्भवा भाषा शौरसेनीति गीयते ।
मगधोत्पन्नभाषां तां मागधीं संप्रचक्षते ।
पिशाचदेशनियतं पैशाचीद्वितयं भवेत् ।
अपभ्रंशस्तु भाषा स्याद् आभीरादिगिरां चयः।"

" ભાષાના બે પ્રકાર છે:— સંસ્કૃત અને બીજી પ્રાકૃત " × × × × સંસ્કૃતરૂપ પ્રકૃતિના વિકારભૂત પ્રાકૃત ભાષા છે. તે પ્રાકૃત ક્રમથી ૭ પ્રકારની છે:— શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચી અને અપભ્રંશ. તેમાં તો પ્રાકૃત ભાષા મહારાષ્ટ્ર દેશમાં ઉત્પન્ન થએલી છે. શૂરસેન દેશમાં ઉત્પન્ન થએલી તે શૌરસેની, મગધ દેશમાં ઉત્પન્ન થએલી તે માગધી, પિશાચ દેશમાં નિયત થએલી તે પૈશાચી—બન્ને પ્રકારની પૈશાચી અને આભીર વગેરેની ભાષાઓનો જે સમૂહ તે અપભ્રંશ ભાષા છે. "

('રાજગૃહ' મુખ્ય નગર) ઉપરથી માગધી અને પિશાચ દેશ ઉપરથી પૈશાચી[1] ભાષા ઉપજી છે. જ્યારના એ દેશો છે ત્યારની એ ભાષાઓ છે. સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણ નામોનો સંબંધ કોઇ

---

૧. જૈનશાસ્ત્ર પ્રમાણે અને વૈદિકકથા પ્રમાણે 'પિશાચ' એ એક પ્રકારના દેવો છે. જૈનઋષિઓ જણાવે છે કે, "स्युः पि चाः भूता यक्षा राक्षसाः किन्नरा अपि" એ હિસાબ પ્રમાણે તો તે પિશાચોની જે ભાષા તે પૈશાચી કહેવાય. પિશાચો દેવો હોય તેમાં આપણને કાંઈ બાધ નથી. પરંતુ પિશાચ દેશની પ્રજા પણ 'પિશાચ' તરીકે ઓળખાય છે. અને તેથી મારે જણાવવું જોઇએ કે, 'પિશાચો' એ એક પ્રકારના મનુષ્યો પણ અને તેઓ આ આપણા દૃશ્ય જગતમાં જ નિવાસ કરે છે તે સંબંધે નીચેનું વૃદ્ધવાક્ય પ્રમાણભૂત છેઃ—

" पाण्ड्य कय-बा ीक-
ि ह--नेपाल--कुन्त ाः ।
सुदेष्ण-वोट-गान्धार-हैव-
कन्नोज स्तथा ॥ एते पि-
चदेशा स्युः "

"પાંડ્ય, કેકય, બાલ્હીક, સિંહ, નેપાલ, કુંતલ, સુદેષ્ણ, વોટ, ગાંધાર (કંદહાર) હૈવ અને કન્નોજન; એ બધા પિશાચદેશો છે"

આગળ જે અનાર્ય દેશોનાં નામો ગણાવ્યાં છે તેમાં કેટલાંક નામો આ પિશાચ દેશોનાં નામો સાથે મળતાં પણ છે. આ પિશાચદેશની પ્રજા જે ભાષાને પ્રયોજે તે ભષા 'પૈશાચી' કહેવાય. પ્રસંગોપાત્ત મારે જણાવવું જોઇએ કે, જેમ પિશાચો અમુક દેશની પ્રજારૂપ છે, તેમ કિન્નરો પણ (કિન્નરોને પ્રાચીનોએ દેવો ગણ્યા છે) અમુક દેશની પ્રજારૂપ . જુઓ—૧૯૧૫ ના ડિસેંબરના સરસ્વતીમાં 'કિન્નરજાતિ' એ શિરોનામવાળો લેખ, લેખક.

પણ દેશ સાથે નથી. એથી હું એમ કહું છું કે કોઇ કાળે એ ભાષાઓ વ્યાપક ભાષા તરીકે હશે. જો તે ભાષાઓ અમુક દેશ કે અમુક પ્રજાની હોત તો તેની સાથે બીજી ભાષાઓની પેઠે જરૂર કોઇ દેશ કે પ્રજાના નામનો સંબંધ થયા વિના રહેત જ નહીં. એ ૭ ભાષામાં કઇ ભાષા કાર્યરૂપે છે અને કઇ ભાષા કારણરૂપે છે એ સંબંધે અહીં નિર્ણય કરવાનો મને સમય નથી. વળી ભારતના ઇતિહાસમાં અને વિશેષે કરી જૈનોના ઇતિહાસમાં અમારા ચિરસ્નેહિ મહિસુરોએ અને અમારા નવીન સ્નેહિ ગૌરાંગોએ જે ગોટાળો કર્યો છે તે ખમી શકાય તેવો નથી મને એમ ભાસે છે કે જો જૈનજાતિની અસ્તિતા આજે ન હોત તો 'दव दुर्बलघातकम्' એ વાક્ય કઇ જાતિ માટે સાચું નીવડત. મારે દાઝને દિલે લખવું પડે છે કે, જેઓ અજ્ઞાન મનુષ્યની આંતરડી માત્ર પોતાના સ્વાર્થ અને લોભને માટે જ દુઃખાવવા યત્ન કરે છે—દુઃખાવે છે. જો તેઓ ઇશ્વરકર્તૃવાદી હોય તો તેઓનો ઇશ્વર તે અન્યાયને સહશે નહીં અને જો પ્રકૃતિવાદી હોય તો તેઓની પ્રકૃતિ તે અનીતિને ખમશે નહી અત્યારે આપણામાં એવી તો રૂઢિ પ્રવિષ્ટ થઇ ગઇ છે કે, જો કોઇ આપણા ધર્મગુરૂનો એકાદ જૂનો જોડો જમીનમાંથી મળી આવે, તો આપણે એમ સિદ્ધ કરવા કદાપિ પાછી પાની ન કરીએ કે, તે જોડો પણ અનાદિનો છે—સૃષ્ટિથી પણ પૂર્વેનો છે. વેદાનુયાયિ મહાશયો કહે છે કે, વૈદિકભાષા પ્રાચીનતમ છે. જૈનો એમ સિદ્ધ કરવા મથે છે કે, પ્રાકૃતભાષા પ્રાચીનતમ પ્રાચીન છે. અમારા મુસલમાન ભાઇઓ એમ ચોક્કસ કહે છે કે, પવિત્ર કુરાને શરીફની ભાષા અનાદિની છે. અને અમારા ઇરાની—પારસી—સાહેબો જણાવે છે કે, અમારા ઝંદ અને અવસ્તાની ભાષા સૌથી પૂર્વની છે તથા અત્યારે પરદેશમાં વસતા બૌદ્ધો પણ પાલિ ભાષાને જૂનામાં જૂની

કહેવામાં જ પોતાનું ગૌરવ સમજે છે, આવી વિવાદગ્રસ્ત સ્થિતિમાં અમુક ભાષાને કાર્યરૂપે અને અમુક ભાષાને કારણરૂપે સિદ્ધ કરવી એ જેટલું કઠિન છે, તેટલું તે કાર્ય કરવામાં સાધનોનો અભાવ પ્રતિબંધક છે. જે કાંઈ અત્યાર સુધી લોકોએ જેમ તેમ બંધબેસતું કર્યું છે તે સઘળું ડગુમગુ અને શંકાપૂર્ણજ તથા તે ગૌરાંગોના મનની ખાતર જ સાચું કહેવું પડે છે એમ મારૂં ધ્યાન છે. અન્યથા આવા વિશાળ પ્રકાશવાળા કાળમાં ' **ભારતવર્ષના ભૂષણરૂપ પરમકારૂણિક ભગવાન્ બુદ્ધ એક ઈશ્વરની તરીકે નિર્ણીત થાય અને પરમાર્હત કુમારપાળ એક પરમ વૈદિક તરીકે સિદ્ધ થાય** ' એ બનવું અસંભવિત જેવું જ લાગે છે. ઉપરના ગોટાળાને લીધે અને સામગ્રીની તંગીને લીધે પ્રાચીન ૭ ભાષાઓનો કાર્યકારણરૂપ વિભાગ થવો એ મને અશક્ય લાગે છે તેમ છતાં હું એટલું તો કહું છું કે, એ ૭ ભાષાઓનાં નામો મેં જે ક્રમપૂર્વક ઉપર જણાવ્યાં છે તે જ ક્રમ દરેક પ્રાચીન પુરૂષને અભિમત છે. અને શ્રી હેમચંદ્રે તો એ જ ક્રમપૂર્વક તે ભાષાઓનું વ્યાકરણ પણ રચ્યું છે. માટે સર્વ પ્રાચીનોએ ૭ ભાષાનાં નામો ગણાવતાં જે એ જ ક્રમ રાખ્યો છે તેમાં કાંઇ રહસ્ય જેવું મને જણાય છે. અને તે આ છેઃ—' અપભ્રંશ ' ભાષાનો સંબંધ આગળની પાંચે ભાષાઓ સાથે છે. ખરૂં કે એ તો એ પાંચે ભાષાની ખીચડી તે જ એક અપભ્રંશ ભાષા છે. પૈશાચી ભાષાનો સંબંધ પૂર્વની ચારે ભાષાઓ સાથે છે, તે જ પ્રકારે માગધી તથા શૌરસેની પ્રભૃતિ ભાષા વિષે પણ જાણવું અર્થાત્ પાછળની ભાષાઓનો સંબંધ પૂર્વની ભાષાઓ સાથે છે એમ એ ભાષાક્રમથી સૂચિત થાય છે.

હવે ગૂજરાતી ભાષા સંબંધે લખાણ કરવા પહેલાં પૂર્વોક્ત પ્રાચીન ભાષાઓનો થોડો ઘણો પરિચય આપવો એ ઉચિત લાગે

છે. પ્રાચીન ૭ એ ભાષાઓમાં સૌથી પહેલું નામ સંસ્કૃત ભાષાનું છે. કાળના પ્રભાવે તે સંસ્કૃતના બે વિભાગ થવા છે:—એક જૂની સંસ્કૃત અને બીજી નવી સંસ્કૃત. તે બન્ને પ્રકારની સંસ્કૃતમાં અનેક ગ્રંથો ગુંથાયા છે. ભારતીય મહાશયો પાસે આ ભાષા માટે કાંઇ વર્ણવવું તે મોસાળ (માતૃશાલ) પાસે માની પ્રશંસા ખરોબર છે. એ સંસ્કૃત ભાષા સાથે પણ આપણી ગૂજરાતી ભાષા સગાઇ રાખે છે. અને તે સુવિદિત છે. માટે વિશેષ શું લખું ? પ્રાકૃત ભાષા એ મધુર અને કોમળ છે. મહાશય હેમચંદ્રસૂરિએ 'પ્રાકૃત'નો આ અર્થ કર્યો છે.—"[1]પ્રકૃતિ-સંસ્કૃત-માં થએલું અથવા પ્રકૃતિ-સંસ્કૃત-થી આવેલુ તે 'પ્રાકૃત' " પ્રાકૃતના મુખ્ય ત્રણ વિભાગ છે:-દેશ્ય પ્રાકૃત. સંસ્કૃત-સમપ્રાકૃત અને સંસ્કૃતભવપ્રાકૃત. દેશ્યપ્રાકૃત અને દેશીપ્રાકૃત એ બન્ને શબ્દો એક જ અર્થવાળા છે. " અનેક દેશમાં પ્રસિદ્ધ જે શબ્દ સંગ્રહ-અનાદિકાળથી ચાલુ થએલ એક પ્રકારના શબ્દનો સમૂહ-એક પ્રકારની સર્વ સાધારણની ભાષા તે [2]દેશીપ્રાકૃત " આ દેશીપ્રાકૃતના શબ્દોની સિદ્ધિ માટે સંસ્કૃત ભાષાની પેઠે કોઇ પણ નિયમબદ્ધ વ્યાકરણ નથી. પરંતુ તેના શબ્દો અને તે શબ્દોના અર્થો જાણવા માટે પ્રાચીન મહાશયોએ દેશી કોશો રચેલા છે. તે શબ્દોને પ્રાકૃતની વિભક્તિઓ લાગે છે અર્થાત્ પ્રાકૃતની વિભક્તિઓ લગાડી દેશી પ્રાકૃતનો પ્રયોગ થાય છે. આ દેશી પ્રાકૃતમાંજ ગુંથાએલા ગ્રંથો હોય એવું મારી નજરમાં નથી પણ પ્રાકૃતમાં લખાતા ગ્રંથોમાં દેશીશબ્દોનુ મિશ્રણ હોય છે કેટલીક પ્રાચીન કવિતાઓ. જે પ્રાકૃત પિંગળમાં તથા દેશી નામમાળામાં છે તેમાં આ દેશી

---

૧ " प्रकृतिः संस्कृतम्, तत्र भवम्, तत आगतं वा प्राकृतम्. "—પ્રાકૃત વ્યાકરણ-શ્રીહેમચંદ્ર.

૨ " अणाइपाइअपयट्टभासाविसेसओ देसी—દેશી નામમાલા.

પ્રાકૃત વધારે ભાગે વપરાએલ છે. ખરી રીતિએ તો પ્રાકૃતભાષા શિવાય દેશીપ્રાકૃતનો પ્રયોગ લખવામાં કે બોલવામાં થતો નથી. આપણી ગુજરાતી ( સર્વ પ્રકારની ગુજરાતી ) ભાષામાં પણ આ દેશી પ્રાકૃતનું ઘણું મિશ્રણ થયું છે. આ દેશી પ્રાકૃતના બધા શબ્દોની પ્રકૃતિ સંસ્કૃત ભાષા એમ નથી, પણ કેટલાક શબ્દોની પ્રકૃતિ સંસ્કૃત હોય એમ જણાય છે. જો કે હજુ લખવાનું ઘણું છે તો પણ હું ઇચ્છું છું કે, અહીં આપની સમક્ષ સવિસ્તર દેશી[1]

---

| १. देशी प्राकृत. | चा० गू० | दे. प्रा. | આ ગૂજરાતી. |
|---|---|---|---|
| अम्मा | અમ્મા. | अप्प | આપા. |
| घा | અઘાડો. | उलट्ट लट्ट | ઉલટપાલટ. |
| अवालुआ | અવાળુ. | आ | આળ. (કલંક) |
| उंड | ઉંડું. | ंबी | ઉભી. |
| उल्लुट | ઉલટું. | उर | ઉથલો. |
| उम्मर | ઉમરો. સંસ્કૃત | ज्जड | ઉજડ. |
| | ( ઉદુંબર ) | उड्डिद | ડદ. |
| उक्कुरडी | ઉકરડી. | उत्थल्लपत्थल्ला | ઉથલપાથલ. |
| ओप्पा | ઓપ. | ओढ्ढण | ઓઢણું. |
| ओज्जरी | હોજરી. | ओ | ઉસ. |
| कट्टारी | કટાર. | कर | કરમાવું. |
| ंटोल | કંટોલા. | डच्छू | કડછો–કડછી. |
| कडप्प | કડપલો (સમૂહ) | कडइअ | કડિઓ. |

| | | | |
|---|---|---|---|
| कुक्खी | કુંખ. સંસ્કૃત | त्थल | કોથળો. |
| | ( કુક્ષિ ) | इला | કોઈલા. (બાળવાના) |
| किविडी | કમાડ. | | |
| कुहि ी | કોણી. | लुड | કુલડું. |
| खड्डा | ખાડો. | ट्टिक | ખાટકી. |
| खल्ला | ખાલ (ચામડી) | ट्ट | ખાટું. |
| खद्ध | ખાધુ. | खडक्की | ખડકી. |
| खाइआ | ખાઇ. સંસ્કૃત | खुट्ट | ખુટ્યું. |
| | (ખાતિકા) | खुत्त | ખુત્યું. |
| रडिअ | ખરડ્યું. | डो | ખોડો. |
| खोल | ખોલકું–નાનો | गंज | ગંજ. |
| | ગધેડો અથવા | ड्डी | ગાડી. |
| | ખોળો. | गढ | ગઢ. |
| गंडी | ગંડેરી. | गड्डरी | ગાડરી. |
| गग्गरी | ગાગર. | गोली | ગોળી. |
| घरोली | ગરોળી. | घग्घर | ઘાઘરો. |
| चोट्टी | ચોટલી. | चट्टू | ચાટવો. |
| चा | ચાસ. | चउक्क | ચોક. |
| चिणोट्ठी | ચણોઠી. | छल्ली | છાલ. |
| छासी | છાશ. | छवडी | ચામડી. |

| | |
|---|---|
| ंडी | છીંડી. |
| ाण | છાણુ. |
| जेमणय | જમણું. |
| झाखर | ઝાંખરૂં. |
| झोली | ઝોળી. |
| झाड | ઝાડ. |
| झुट्ट | ઝુટ્ટું. |
| टार | ટારડો. |
| टिक्क | ટિક્કી. |
| टुंट | ઠુંઠો. |
| टक्कर | ટેકરો. |
| ठल्ल | ઠાલો. |
| डव्व, डाव | ડાબો. |
| डाली | ડાળ (ઝાડની). |
| डो | ડોળો (આંખનો). |
| डुंब | ડોમ |
| डुंघ | ડુંઘો. |
| डुंगर | ડુંગરો. |
| डोला | ડોળી, સંસ્કૃત (દોલા) |

| | |
|---|---|
| | છાંટ. |
| डिअ | જડયું. |
| ो री | જુવાર. |
| णत्था | નાથ અને નથ. |
| ेत्थी | નેસ્તી. |
| क | નાક. |
| ग | ત્રાગ. |
| तडफडिअ | તડફડયું. |
| ेअ | તોટી (કાનમાં પહેરવાની) |
| दवर | દોરો. |
| देवराणी | દેરાણી, સંસ્કૃત (દેવર) ઉપરથી. |
| दोर | દોરો. |
| पण्हअ | પાનો—પુત્રને જોઇ માતાના હૃદયથી નીકળતી દૂધની ધારા. |
| परडा | પરડા—પરડકા. |
| पड्डुआ | પાડુ. |
| पद्धर | પાધરૂં. |
| पक्खर | પાખર. |
| पत्तल | પાતળું. |
| पंचावण्णा | પંચાવન, સંસ્કૃત (પંચપંચાશત્). |

| | | | |
|---|---|---|---|
| ढोअ | ડોયો. | पिंचू | પિંચૂ, (પાકેલાં કેરડાં) |
| ढंकणी | ઢાંકણી. | फुट | ફુઇ |
| पुणी | પુણી, | रंढुअ | રાંઢવું, |
| पोट्ट | પેટ, | रूअ | રૂ, |
| पो | પોચું, | रोज्झ | રોજ, |
| फग्गू | ફાગ, | व | વડો-(મોટો) |
| फोंफा | ફુંફાડો, | | વાટ-(માર્ગ) |
| बप्प | બાપ, | वद्दल | વાદળ, |
| बप्पीअ<br>बप्पीह | બપૈયો | • | વાંઢો, |
| बब्बरी | બાબરી, | संपडिअ | સાંપડયું, |
| बरुअ | બરૂ, (લેખણ કરવાનું) | सुंघिअ | સુંઘ્યું, |
| बिग्गाइ | બગાઇ, | उत्तरविडि | ઉત્તરેડ, |
| बोक्कड | બોકડો, | चप्पुटिका | ચપટી, |
| वइंगण | વેંગણ, | आमो | અંબોડો, |
| भाउज्जा | ભોજાઇ, | हड्ड | હાડ-(હાડકું) |
| भुक्खा | ભુખ, | हुड्डा | હોડ-(સરત) |
| मामी | મામી, | मुब्भ | મોભ, |
| रप्फ | રાફડો, | रवअ | રવાયો. |

—દેશીનામમાળા.

આ સિવાય મરાઠી, હિંદી, અને મારવાડીને લગતા પણ અનેક શબ્દો દેશી પ્રાકૃતમાં છે. લે.

શબ્દોનો દેખાડ કરૂં જેથી એમ સ્પષ્ટ સમજી શકાય કે ગુજરાતી ભાષાને અને દેશી પ્રાકૃતને કેટલી ગાઢી સગાઈ છે. જેવી રીતિએ દેશ્ય પ્રાકૃતનો સંબંધ આપણી ભાષા સાથે છે તે જ પ્રકારે સંસ્કૃત-સમ કે સંસ્કૃતભવ પ્રાકૃતનો પણ આપણી ભાષા સાથે સંબંધ છે. માટે હવે તે સંબંધે પણ કાંઇ લખું તો તે સ્થાને . જે શબ્દોનું રૂપ સંસ્કૃત અને પ્રાકૃતમાં સરખું હોય તે શબ્દો સંસ્કૃત-સમ કે સંસ્કૃતસમપ્રાકૃત કહેવાય. જેમકે; ' ' ारदा दाहनीरम् ' આ પાદમાંના દરેક શબ્દોનું રૂપ સંસ્કૃત અને પ્રાકૃતમાં સરખુંજ છે. આ સંસ્કૃતસમપ્રાકૃતનું વ્યાકરણ ઘડાયું નથી. કારણ કે, તેનો આધાર સંસ્કૃતના વ્યાકરણ ઉપરજ છે— તેની બધી વ્યવસ્થા લગભગ સંસ્કૃત જેવી જ છે. આ સંસ્કૃતસમપ્રાકૃતનો કોઇ આખો ગ્રંથ મેં જોયો નથી, પણ કેટલાક પ્રાચીન કવિ મહાશયોનાં માત્ર સ્તુત્યાત્મક કાવ્યો આ સંસ્કૃતસમપ્રાકૃતમાં નિબંધાયાં છે એમ હું જાણું છું. સંસ્કૃતભવપ્રાકૃતના બે વિભાગ છે—એક તો સંસ્કૃત શબ્દના થોડા ફેરફાર સાથે પ્રાકૃત રૂપાંતર અને બીજું સંસ્કૃત શબ્દના સર્વથા ફેરફાર સાથે પ્રાકૃત રૂપાંતર. જેમકે, સંસ્કૃત 'હસ્તી' શબ્દ ઉપરથી 'હત્થી' એવું પ્રાકૃત રૂપાંતર થાય છે. તો તે શબ્દ સંસ્કૃતથી પ્રાકૃતમાં આવેલો કહેવાય અને સંસ્કૃત 'ક્ષિપ્ત' શબ્દ ઉપરથી 'છૂઢ' એવું પ્રાકૃત રૂપાંતર થાય છે માટે તે શબ્દ સંસ્કૃત શબ્દના સ્થાનમાં થયો કહેવાય અર્થાત્ સંસ્કૃતભવ પ્રાકૃત સંસ્કૃતથી આવેલું છે અને સંસ્કૃતને સ્થાને પણ થએલું છે. આ સંસ્કૃતભવ પ્રાકૃત સાથે પણ આપણી ભાષા ઘણી જોડાએલી છે તે સંબંધે તો માત્ર ચાર પાંચ [1]ઉદાહરણો આપવાં

---

१. सं . कृत. ગૂજરાતી.

એ જ સમસ્તુ છે ઉપર જણાવેલ ત્રણે પ્રકારના પ્રાકૃતમાં એક-વચન અને બહુવચનનો પ્રયોગ થાય છે. પણ દ્વિવચનનો પ્રાયેગ થતો નથી. તેમ જ સમાન રૂપવાળા ('ક્ક' 'લ્લ' 'ચ્ચ') અને સમાન વર્ગવાળા ('ङ्क' 'न्द' 'म्भ') જ અક્ષરોનો સંયુક્ત પ્રયોગ થાય છે. પણ 'ર' સિવાય વિજાતીય વર્ણોનો સંયુક્ત પ્રયોગ થતો નથી. આ પ્રાકૃતનું સાહિત્ય અત્યંત વિશાળ છે અને તેમાં જૈનોનું સાહિત્ય અગ્રપાટ ભજવે છે— જૈનોના વેદસ્થાનીય સર્વ અંગો-આગમો, ઉપાંગો, કાવ્યો, ચરિત્રો તથા અનેક કથાગ્રંથો આ જ પ્રાકૃતમાં ગુંથાયા છે. વૈદિકોનું સાહિત્ય પણ આ પ્રાકૃતમાં છે. પણ તે જૈનો કરતાં ઘણું જ થોડું છે. કારણ કે, જૈનોના સામ્રાજ્યમાં વ્યાપક ભાષા તરીકે આ પ્રાકૃત ભાષા જ હતી માટે તેમાં અનેક વિષયોના સેંકડો સેંકડો ગ્રંથો ગુંથાયા છે. જૈન ઋષિઓએ એવો એક પણ વિષય બાકી રાખ્યો નથી કે, જે પ્રાકૃતમાં ન હોય.—તેઓએ સંગીતશાસ્ત્ર પણ પ્રાકૃતમાં ગુંથ્યું છે, વિજ્ઞાનશાસ્ત્ર પણ પ્રાકૃતમાં જ સાંકળ્યું છે. વધારે શું ? પ્રાકૃતભાષાના પિતામહ તરીકેનું માન

---

| | | |
|---|---|---|
| (नीतिशाला) | नीइ ा ा— | નીશાળ. |
| ( हि ) | गहि — | ઘેલો. |
| (वैवाहि ) | वे हिअ— | વેવાઇ. |
| (भगिनीपाति) | बहिणीवई— | બનેવી. |
| (मातृष्वसृ) | ाउरि आ— | માસી. |
| (दौष्यिक) | दो अ— | દોસી. |
| (अधिकरणी) | अहिअर ी— | એરણ. ઇત્યાદિ. |

જૈનોને જ ઘટે છે એમ કહેવામાં અતિશયોક્તિ કે અપ્રામાણિકતાનો જરા પણ ડર નથી. વળી 'સેતુબંધ' 'રાવણવહ' અને 'ગઉડવહ' એ નામના પ્રાકૃત કાવ્યો વૈદિક વિદ્વાનોના કરેલાં મે જોયાં છે—વાંચ્યાં છે. તેમાં વપરાએલી પ્રાકૃત ભાષા મૃદુ અને રસ તથા સંસ્કારવાળી છે. જેવી રીતિએ પ્રાકૃત ભાષાને પુષ્ટ કરવામાં જૈનોએ આગળ પડતો ભાગ લીધો છે. તેમ જ વૈદિકોએ પણ તે ભાષાને પુષ્ટ કરી માતૃભક્તનું માન મેળવ્યું છે. જો કે આ પ્રાકૃતનાં અનેક વ્યાકરણો પ્રકટ થયાં છે. પણ તેમાં સુંદરતમ અને વિશદ વ્યાકરણકાર તરીકે મહારાજ કુમારપાળના ગુરૂ શ્રીહેમચંદ્રને જ અગ્રસ્થાન આપવું પડે છે. હવે શૌરસેની, માગધી, પૈશાચી ( ચૂલિકા પૈશાચી ) અને અપભ્રંશ ભાષાનો પરિચય કરાવવો એ મારૂં કામ છે. પાઠક મહાશયો 'શૌરસેની' એ નામ સંબંધે તો પૂર્વના ઉલ્લેખથી સુપરિચિત જ હશે માત્ર મારે તો 'શૌરસેની' ભાષાનું સ્વરૂપ ટુંકાણમાં જ લખવાનું છે. બહુધા આ શૌરસેની ભાષાનો શબ્દપ્રયોગ પૂર્વોક્ત પ્રાકૃતની સમાન જ છે. માત્ર તેમાં વિશેષ અંતર આ છે:—શબ્દની શરૂઆત પછી કોઇ પણ શબ્દમાં તકારનો પ્રયોગ થતો નથી, પણ [1] ' ' કારને સ્થાને 'द'કારનો પ્રયોગ થાય છે. તથા તે જ પ્રકારે [2] 'थ' કારને સ્થાને ' 'કાર પ્રયોજાય છે. અને [3] ' ' શબ્દને સ્થળે જેમ પ્રાકૃતમાં 'ज्ज' ઉચ્ચારાય છે તેમ આ શૌરસેનીમાં 'य ' પણ બોલાય છે. આ ભાષાનું પણ વિશાળ સાહિત્ય જોવામાં આવતું નથી. તો પણ દિગંબર જૈનોના પ્રાકૃતપુસ્તકોમાં ઘણા ભાગે આ જ ભાષા વપરાઇ છે અને તેથી તેને શૌરસેનીનું સાહિત્ય કહેવામાં બાધ નથી. વળી આ ચાલુ નાટકોમાં સ્ત્રી તથા શૂદ્રપાત્રોની જે ભાષા તે પણ શૌરસેની જ

---

1. पूरि —पूरिद. 2. —नाध. 3. सूं —सुय्य.

છે. કેટલાક મહાશયો તેને 'પ્રાકૃત' કહે છે તે અયુક્તિક છે. માગધી ભાષા પણ પૂર્વની પ્રાકૃત અને શૌરસેનીને લગતી છે. માત્ર તેમાં વિશેષ ભેદ આ છે:—માગધી ભાષામાં ૧'र' કારને સ્થાને 'ल'કાર અને ' '૨કારને સ્થાને ' 'કારનો પ્રયોગ થાય છે. તથા વિજાતીય સંયુક્ત અક્ષરોનો પણ કેટલાક શબ્દોમાં પ્રયોગ થાય છે. જેમકે; ૩' ' 'स्त' स्प' 'स्म' 'स ' 'स्ट' 'स्न' 'स्फ' વગેરે. વળી ૪' ' શબ્દને બદલે 'स्त'નો પ્રયોગ થાય છે. તથા ૫' ' 'ज' અને 'य'ને સ્થાને 'य'નો તથા ૬'न्य' 'ण्य' 'ज्ञ' ' 'ને સ્થાને 'ञ्ज' નો અને શબ્દને છેડે કે વચ્ચે આવેલ ૭ 'ને સ્થાને 'श्च' નો પ્રયોગ થાય છે વળી તે જ પ્રકારે૮'क्ष'ને સ્થાને ' ' 'નો અને એક સ્થાને ૯'क्ष'ને બદલે 'स નો પ્રયોગ થાય છે. પૂર્વની પ્રાકૃત કે શૌરસેની કરતાં આ માગધી ભાષામાં આટલો મોટો ફેર છે. આ ભાષાના સાહિત્યમાં માત્ર કેટલાંક સ્તુત્યાત્મક કાવ્યો 'શ્લોકો' સિવાય કાંઈ ઉપલબ્ધ થયું સાંભળ્યું કે જોયું નથી. કોઇ મહાશયો

---

१. नर–न . २. हं –हं . ३. मस न–मस ण. हस्ती–हस्ती. बृहस्पति–बुहस्पदी. ि मय–विस्मय. शुष –शुस्क. क –कस्ट. विष्णु–विस्नु. निष्फल–निस्फ . ४. अर्थ–अस्त. ५. जनपद–यणवद. मद्य–मय्य. यथा–यधा. ६. मन्यु–मञ्ञू. पुण्य–पञ्ञ. ा–पञ्ञा. अञ्जा –अञ्जली. ७. गच्छ–गश्च. ८. राक्ष –लस्क . ९. प्रेक्षते–पेस्कदि. आचक्षते–आचस्कंदि.

એમ સમજતા હોય કે, જૈનોના [1]આગમો કે બીજા પુસ્તકો માગધી ભાષામાં છે. તો તે તેઓની સમજ માગધી ભાષાના અજાણપણથી ઉત્પન્ન થએલી છે અને માગધીભાષાનું ટુંકું સ્વરૂપ બતાવવા અહીં મેં થોડો ઘણો યત્ન કર્યો છે તેનાથી એમ જણાઇ શકશે કે, તે સમજ ભ્રમપૂર્ણ . મારે અહીં વિશ્વાસપૂર્વક જણાવવું પડે છે કે, જૈનોનું એક પણ પુસ્તક માગધી ભાષામાં છેજ નહીં, હા, કોઇ એક પુસ્તકમાં માગધી ભાષાનો એકાદ શબ્દ પ્રયોજાયો હશે એ સાચું છે. પણ તે એક શબ્દથી કાંઈ જૈનોની શાસ્ત્રભાષા માગધી હોઇ જ શકે નહીં. હવે હું પૈશાચી ભાષાનો પરિચય કરાવી આગળ વધવા રજા લઇશ. પૈશાચી ભાષા લગભગ શૌરસેની ભાષાને મળતી છે.

---

૧. કેટલાક મહાશયોનું એવું મંતવ્ય છે અને રા. રા. મણિલાલભાઇ બકોરભાઈ વ્યાસે તો શ્રીવિમલપ્રબંધના ઉપોદ્ઘાતમાં શ્રીહેમચંદ્રની સાક્ષી આપીને ("પ્રસિદ્ધ વૈયાકરણ હેમચંદ્રાચાર્ય કહે કે, જૈનસૂત્રો અર્ધમાગધીમાં છે." ઇત્યાદિ—વિમળ પ્ર૦ ઉપો૦ પા૦ ૬) સિદ્ધ કર્યું કે, જૈનસૂત્રો અર્ધમાગધીમાં છે. પરંતુ મારે તે સર્વ મહાશયોને સવિનય નમ્રભાવે જણાવવું પડે છે કે, તેઓનું તે મંતવ્ય જૈનસૂત્રો તપાસ્યા વિના માત્ર દંતકથાથી જ ઉત્પન્ન થયું છે. તે સંબંધે મારું મત આ પ્રમાણે છેઃ—જે મહાશયો એવું જણાવે છે કે જૈનસૂત્રો અર્ધમાગધી ભાષામાં છે. તેઓને મારે પૂછવું જોઇએ કે, તેઓ કયા જૈનસૂત્રોને અર્ધમાગધીમાં સમજે છે—શું અત્યારે વર્તમાન જે જૈનસૂત્રો છે તેને? કે તેની પહેલાંનાં કોઇ જૈનસૂત્રોને? જો વર્તમાન જૈનસૂત્રોની પહેલાંના કોઈ જૈનસૂત્રોને તેઓ અર્ધમાગધીમાં સમજતા હોય તો તે માટે મારે કાંઇ કહેવાનું નથી. કારણ કે, અત્યારે જે જૈનસૂત્રો વર્તમાન છે તેનો જ મને અનુભવ છે. પણ તેની પહેલાંનાં જૈનસૂત્રો મેં જોયાં નથી, તેમ સાંભળ્યાં પણ નથી. જો તેઓ અત્યારે ઉપ-

લબ્ધ થતાં જૈનસૂત્રો અર્ધમાગધીમાં છે એમ જણાવતા હોય તો મારે અવશ્ય નિવેદવાનું છે કે, જે ગ્રંથો અર્ધમાગધીમાં હોય તે ગ્રંથોમાં બે પ્રકારના શબ્દોનું મિશ્રણ હોવું જોઇએ-કેટલાક શબ્દો માગધી ભાષાના અને કેટલાક શબ્દો બીજી કોઇ ભાષાના, બીજી કોઇ ભાષા એટલે પ્રાકૃત ભાષા પણ બીજી ભાષા નહીં. કારણ કે, નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિએ 'અર્ધમાગધી' શબ્દનો અથ આ પ્રમાણે જણાવ્યો છે:—

"मागधभाषालक्षणं किञ्चि त् किञ्चिच्च प्रा तभाषा क्षणं यस्यामस्ति सा-अर्ध मागध्या इति व्युत्पत्त्या अर्धमागधी" इति (श्री भगवती ूत्र, पा. २२६ मुद्रित)

"જે ભાષામાં કાંઇક માગધીભાષાનું અને કાંઇક પ્રાકૃત ભાષાનું સ્વરૂપ હોય તે અર્ધમાગધીભાષા છે. કારણ કે, અર્ધમાગધીનો અર્થ 'માગધીનું અડધું' એમ થાય છે."

માગધીભાષાનું સ્વરૂપ તો હું ઉપર દેખાડી ચૂકયો છું. જે શ્રીહેમચંદ્રના વ્યાકરણને અનુસરતું જ છે. અત્યાર સુધીમાં ઘણાં જૈનસૂત્રો અને અનેક જૈનપ્રાકૃતગ્રંથો મારા જોવામાં આવ્યા છે. પણ તેમાં સેંકડે પાંચ શબ્દો પણ માગધીભાષાના હોય એમ મને ભાસતુ નથી, તો હું એમ કેમ કહી શકું કે, જૈનસૂત્રો અને જૈનગ્રંથો વધારે પ્રમાણમાં અર્ધમાગધીમાં લખાયા છે. હું તો શું ? પણ શ્રીહેમચંદ્રનું જ વ્યાકરણ જૈનસૂત્રોની ભાષાને અર્ધમાગધી કહેવાની ના પાડે છે. કારણ કે, હેમચંદ્રે બતાવેલ સ્વરૂપવાળી માગધી ભાષા જૈનશાસ્ત્રોમાં પ્રયોજાઇ જ નથી. વળી આજથી ૧૯૧૨ વર્ષ પહેલાં—વિક્રમ સંવત ૬૦ ની સાલમાં વિમલસૂરિ નામના જૈનમહર્ષિએ લખેલું 'પઉમચરિય' પદ્મચરિત (જૈન રામાયણ)

માત્ર તેમાં વિશેષતા આ :—

પૈશાચી ભાષામાં ૧'ज्ञ'ને 'न्य'ને અને 'ण'ને સ્થાને 'ञ्ञ'નો, ૨'ण'ને સ્થાને 'न'નો ૩'द'ને સ્થાને 'त'૪નો '.'ને સ્થાને ' 'નો, ૫'टु'નેસ્થાને 'तु'નો, ૬'र्य'ને સ્થાને 'रिय'નો ૭'स्नि'ને સ્થાને 'સિન'નો તથા૮'ष्ट'ને સ્થાને 'ट'નો પ્રયોગ થાય. પૂર્વની ભાષાઓ કરતાં આ પૈશાચી ભાષામાં મુખ્યતયા આ જ ભેદ છે. આ ભાષા કયા દેશના માણસો બોલે છે તે વાત આગળ કહેવાઇ ગઇ છે. જેમ

---

નામનું પ્રાકૃત પુસ્તક અત્યારે પણ મુદ્રિત થએલું ઉપલબ્ધ છે. તે આખા પુસ્તકમાં માગધીભાષાનો ગંધ પણ નથી. તો તેમાં અર્ધમાગધી ભાષા તો હોઇ જ કેમ શકે? આ પુસ્તક લખાયા પછી લગભગ ૪૦૦ વરસે શ્રી દેવર્ધિગણિક્ષમાશ્રમણે જૈન આગમોનો ઉદ્ધાર કર્યો એમ કહેવાય છે. તો એ આગમોમાં અર્ધ માગધીભાષા હોય એ પણ કોઇ રીતે સંભવતું નથી મારા માનવા પ્રમાણે જૈનોના આગમોમાં અને બીજા પણ જૈનપ્રાચીનપુસ્તકોમાં પ્રાકૃતભાષા જ પ્રયોજાઇ છે. હા, કોઇ કેકાણે દેશ્ય પ્રાકૃતનો, આર્ષ પ્રાકૃતનો, માગધી ભાષાનો અને શૌરસેની ભાષાનો પણ એકાદ એકાદ શબ્દ તે જૈન શાસ્ત્રોમાં આવી ગયો છે પણ એટલાથી એમ કેમ નક્કી થાય કે, જૈનસૂત્રો અર્ધ માગધીમાં છે. આ મારૂં મત માત્ર હેમચંદ્રે અને બીજા વિદ્વાનોએ દર્શાવેલ માગધી ભાષાના સ્વરૂપ ઉપર નિર્ભર છે. હા, જો તેઓ બધાએ બનાવેલું માગધીભાષાનું સ્વરૂપ મૃષા હોય તો હું સૌથી પહેલો ખોટો છું.

૧. प्रज्ञा–पञ्ञा. कन्या–कञ्ञा. पुण्य–पुञ्ञ. २. गुण–गुन. ३. दन– न. ४. शी –शी . ५. कुटुंब– –तुंब. ६. भार्या–भारिया. ७. स्नान–सिनान. ८. – –क ट.

પૂર્વની પ્રાકૃત, શૌરસેની અને માગધી ભાષા સાથે આપણી ભાષા સંબંધ રાખે છે તેમ આ પૈશાચી ભાષા સાથે પણ તેનો સંબંધ છે. મારી સમજ પ્રમાણે આ પૈશાચી ભાષા આર્ય લોકોની વપરાશમાં નથી આવી. પરંતુ જ્યારે પરદેશી લોકો આર્યો સાથે ભળ્યા ત્યારે તેનો (પૈશાચીનો)સંસર્ગ આપણી સાથે થયો હોય એમ જણાય છે. આપણી (પ્રાચીન આર્યોની) ભાષામાં ઘણા ભાગે 'લ' ની જ વપરાશ છે. પણ 'લ'ને સ્થાને 'ળ'ની વપરાશ ત્યારથી જ શરૂ થઈ છે, જ્યારથી આપણી સાથે 'પૈશાચી' ભાષાનો સંપર્ક થયો. મારા પારસી ભાઈઓના કેટલાક શબ્દોના ઉચ્ચારો આ ભાષાને ભળતા જ છે અને તેઓ પણ આપણા બંધુઓ હમણાં જ થયા છે. આ પૈશાચી ભાષા સાથે ઘણો નિકટનો સંબંધ ધરાવતી એક બીજી ભાષા પણ છે. જેનું નામ—ચૂલિકા પૈશાચી છે. આ ભાષા પણ પૈશાચી ભાષાને વાપરનારાઓની જ વપરાશમાં આવે છે તેના ( ચૂ-લિકાપૈશાચી ) નામનો અર્થ આ સંભવે છે—આગળ જે પિશાચ દેશો ગણાવ્યા છે, તેમાંના જે દેશો એકદમ ઉંચાણમાં આવેલા હોય અથવા તે દેશોથી જે દેશો આગળ ઉત્તરમાં આવેલા હોય તે દેશોને મારી સમજ પ્રમાણે ચૂલિકા—ટોચ—ઉપર આવેલા માટે 'ચૂલિકાપિશાચ' કહ્યા હોય એમ લાગે છે. અને તે દેશની જે ભાષા તે 'ચૂલિકાપૈશાચી' કહેવાઈ હોય એમ જણાય છે. પૈશાચીભાષામાં અને આ ચૂલિકાપૈશાચીમાં જે મોટો ભેદ છે તે આ છેઃ—ચૂલિકાપૈશાચીમાં કોઈ પણ વર્ગનો ત્રીજો કે ચોથો અક્ષર વપરાતો જ નથી, પણ તેને ઠેકાણે–ત્રીજા અક્ષરને સ્થાને વર્ગનો પ્રથમ અક્ષર અને ચોથા અક્ષરને સ્થાને વર્ગનો બીજો અક્ષર જ વપરાય[1] છે. તથા 'ર'ને સ્થાને 'લ' પણ પ્રયોજાય છે. બસ, આટલું જ

---

१. **नगर–नकर. मेघ–मेख. बालक–पालक. भगवती–फकवती इत्यादि.** કોઈ વૈયાકરણો આ નિયમને શબ્દની આદિમાં લગાડતા નથી.

અંતર પૈશાચી અને ચૂલિકાપૈશાચીમાં છે. હવે અપભ્રંશ ભાષા વિષે લખવું એ પ્રાસંગિક છે. પૂર્વની પ્રાકૃત વગેરે ભાષાઓ સાથે આપણી ગૂજરાતી ભાષાનો જેટલો સબંધ છે તેના કરતાં આ અપભ્રંશ ભાષા સાથે તેનો વિશિષ્ટ સંબંધ છે. ગૂજરાતી ભાષાની મૂળ પ્રકૃતિ અપભ્રંશ ભાષા છે એમ કહેવું એ પણ મૃષા નથી. 'અપભ્રંશ' શબ્દનું વિવેચન આ રીતિએ છે:—'અપ' ઉપ-સર્ગ અને અધ:પતન અર્થવાળા 'ભ્રંશ' ધાતુ ઉપરથી આ—'અપ-ભ્રંશ' શબ્દનો અર્થ 'સર્વથા ભ્રષ્ટ—સર્વ પ્રકારે વિકારને પામેલ' થાય છે અને એ અર્થ ભાષાવાચક 'અપભ્રંશ' શબ્દને પણ લાગુ પડે છે. કારણ કે, પૂર્વની બધી ભાષાઓના વિકારરૂપ આ 'અપભ્રશ' નામની ભાષા છે. ભાષા માત્ર વિકારરૂપ છે પણ જ્યારે તેને વાપરનાર પ્રજા તેની સાથે ટેવાઇ જાય છે, ત્યારે તે વિકૃત ભાષા પણ એક શુદ્ધ ભાષા વિકસિત ભાષા—નવીન ભાષા તરીકેની કીર્તિ મેળવે છે. તેજ પ્રકારે આ 'અપભ્રંશ' ભાષા સંબંધે પણ બન્યું છે. જ્યાં સુધી કેટલીક પ્રાંતિક ભાષાઓની અસ્તિતા ન હતી ત્યારે ભારતના ઘણા ખરા ભાગમાં આ 'અપભ્રંશ' ભાષાનું જ પ્રધાનવટું હતું. જ્યારે આ ભાષા એક દેશ ભાષા તરીકે હશે ત્યારે તેનું સાહિત્ય પણ વિપુલ હશે, પણ અત્યારે તેની વિપુલતા દ્રિઠામાં આવતી નથી. વાચક મહા-શયોએ આ વાત તો ચૂકવી જ ન જોઇએ કે દરેક જાતની ભાષા બે વિભાગમાં વહેંચાએલી હોય છે—એક સાહિત્યની ભાષા અને બીજી બોલચાલની ભાષા—લોકભાષા. અને તે બન્ને ભાષા એક જ હોવા છતાં વિષયની વિભિન્નતાને લઇને પરસ્પર એવી જુદી હોય છે કે વાંચનારને તો એમ જ લાગે કે જાણે તે બન્ને ભાષા જુદી છે. અનેક જૈન અથવા જૈનેતર ઋષિઓએ અપભ્રંશ ભાષામાં સાહિત્ય ગુંથ્યું હશે. મહાકવિ ધનપાલે શ્રી ઋષભદેવની સ્તુતિ નામે 'ઋષભપંચા-શિકા' મહાશય શ્રી હેમચંદ્રે "પ્રાકૃત દ્વયાશ્રય" મહાકાવ્યનો

આંત૧ભાગ અને શ્રીઅભયદેવસૂરિએ 'રજયતિહુઅણ' સ્તોત્ર અપભ્રંશ'ભા
ષામાં રચ્યાનું (વાંચવાથી) મારી જાણમાં છે. તથા શ્રીહેમચંદ્રે 'પ્રાકૃત
વ્યાકરણ'ના અપભ્રંશ' પ્રકરણમાં આ ભાષાની અનેક ગાથાઓ
ટાંકી છે. તે બધાના નમૂના નીચે આપું છું. બીજું તો ઠીક, પણ
અપભ્રંશ ભાષામાં પ્રયોજાતી કેટલીક વિભક્તિઓ જોઈને તેવી જ
આપણી ગૂજરાતીમાં પ્રચલિત છે. તેમ જ કેટલાક સર્વનામો તથા
અવ્યયો પણ અપભ્રંશ ભાષાથી જ આપણી ભાષાને મળ્યાં છે અને
તેમ હોવાથી જ 'આપણી ભાષાનો વિશિષ્ટ સંબંધ તે અપભ્રંશ
ભાષા સાથે છે' એમ કહેવામાં આવ્યું છે. તે હકિકતને પ્રમાણિત
કરવા માટે નીચે પ્રમાણે ૪ઉદાહરણો દર્શાવ્યાં છે. નીચે દર્શાવેલ

---

१. पइठी कन्नि जिणागमहो वत्तडिआ वि जा ।
गू० (पेठी काने जिनागमनी वातडी पण जेने)
अम्हारुं तुम्हारुं वि एहु ममत्तु सु ॥७४॥
गू० (अमारुं तमारुं पण ए ममत्व न तेने)
—प्राकृत द्व्याश्रय— ो र्ग (हेमचंद्र)

२. हु ामिउ माय ८ तुहु मित्त पियं रु
गू० (तुं स ामी तुं मात प मित्र मियं र)
तुहु गइ हु इ हु जि ता तुहु गुरु खेमंकरु ।
गू० (तुं ति तुं मति ज त्रा तुं गुरु क्षेमंकर)
उं दुहभरभारिउ राउ राउल निब्भग्गह,
गू० ( ः भरभारित वरा राजा निर्भाग्योनो)
झीणउ तुह रणु ां ! पालहि चं ॥

ગૂ० (लीन तारा म शरण जिन ! पा गोनो)

३. सायरु उप्परि तणु धरइ लि घल्लइ रयणाइं ।

गू० ( ागर उपर त्र धरे त े घा रत्नोने)

सामि सुभिच्चु वि परिहरइ म्मा े इ ाइं ॥१॥

गू० (स्वामी सुभृत्यने पण रिहरे सन े ोने)

—प्राकृत व्याकरण—चतुर्थपाद—सूत्र. ३ ४.

૪. જેમ ગુજરાતીમાં અકારાંત નામને પ્રથમા (પેલી) વિભક્તિમાં એક વચનમાં 'ઓ' પ્રત્યય લાગે છે તેમ અપભ્રંશમાં પણ છે, પહેલી વિભક્તિના અને બી વિભક્તિના બહુવચનમાં ગૂજરાતીમાં કોઇ પણ પ્રત્યય વિના પણ પ્રયોગ થાય તેમ અપભ્રશમાં પણ છે, ત્રીજી વિભક્તિમાં ગૂજરાતીમાં 'એ' પ્રત્યય લાગે છે. તેમ અપભ્રંશમાં પણ 'એં' તથા (એ) પ્રત્યય લાગે છે. તથા સાતમી વિભક્તિના એકવચનમાં ગૂજરાતીમાં 'એ' પ્રત્યય પણ પ્રયોજાય છે તેમ અપભ્રંશમાં 'એ' પ્રત્યય પણ છે. ઇવર્ણાંત તથા ઉવર્ણાંત નામો જેમ ગૂજરાતીમાં પેલીના અને બીજીના એક વચન તથા બહુવચનમાં પ્રત્યય વિનાનાં પણ પ્રયોજાય તેમ અપભ્રંશમાં પણ છે. તથા તેજ નામોને જેમ ગૂજરાતીમાં તે બન્ને વિભક્તિના બહુવચનમાં 'ઓ' પ્રત્યય લાગે છે તેમ અપભ્રંશમાં પણ છે. સંબોધન સૂચક 'ઓ' શબ્દ પણ અપભ્રંશના 'હો' શબ્દનો જ વિકાર છે. વળી નાન્યતર જાતિમાં ગૂજરાતીમાં એક વચનમાં જેમ 'ઉ' પ્રત્યય લાગે તેમ અપભ્રંશમાં પણ .

| તથાઃ— | પભ્રંશ. | ગૂજરાતી. |
| --- | --- | --- |
| (एवम्) | — | એમ. |

| | | |
|---|---|---|
| (पश्चात्) | पच्छइ– | પછી. |
| (एव) | जि– | જ. |
| (एतद्) | एह– | એ. |
| (इदम्) | आय– | આ. |
| (किम्) | इ– | કાંઈ. |
| ( ,, ) | वण– | કોણ. |
| (युष्मद्) | तुहुं– | તું. |
| ( ,, ) | तुम्हे– | તમે. |
| ( ,, ) | तइं– | તેં. |
| (अस्मद्) | हउं– | હું. |
| ( ,, ) | अम्हइ– | અમે. |
| ( ,, ) | मइं– | મેં. |
| ( थम्) | ेम– | કેમ. |
| (यथा) | जेम– | જેમ. |
| (तथा) | तेम– | તેમ. |
| (यावत्) | जेवडु– | જેવડો. |
| ( ,, ) | जेत्तुलो– | જેટલો. |
| (तावत्) | तेवडु– | તેવડો. |
| ( ,, ) | तेत्तुलो– | તેટલો. |
| (किम्) | केवडु– | કેવડો. |
| ( ,, ) | केत्तुलो– | કેટલો. |

અપભ્રંશ ભાષાની કવિતા વગેરેના ઉદાહરણોથી એમ સ્પષ્ટ ભાસે છે કે ગૂજરાતીની જનની અપભ્રંશ ભાષા છે અને બીજી બધી ભાષાઓ તેની માસી (માતૃભગિની) રૂપ છે. અત્યાર સુધી મેં મારી યથામતિ સંસ્કૃતાદિ પ્રાચીન ભાષાઓનું સ્વરૂપ દર્શાવવા સાથે તેઓનો ગૂજરાતી સાથે કેવો સંબંધ છે એ પણ જણાવ્યું છે. અને આટલા લખાણથી આગળ જણાવેલ ચોથા અને પાંચમા પ્રશ્નનો પણ નિવેડો આવી જાય છે. અર્થાત્ ગૂજરાતી ભાષા પોતાની ઉત્પત્તિ પહેલાં અનેક પ્રકારે ભિન્ન ભિન્ન રૂપે હતી અને કારણવશાત્ તે બધાં ભિન્ન ભિન્ન રૂપો સાથે મળવાથી લાડવાની પેઠે આ આપણી ગૂજરાતી ભાષાએ જન્મ ધર્યો છે. તેમાં પણ ગૂજરાતીની જનેતા તો અપભ્રંશ ભાષા છે અને ઇતર બધી ભાષાઓ તો તેની માસીઓ જ છે. આ પ્રમાણે ગૂજરાતી ભાષા સાથે પ્રાચીનભાષાઓનો સંબંધ છે. હવે છઠ્ઠો પ્રશ્ન સંક્ષેપપૂર્વક ચર્ચવો એ સ્થાનપ્રાપ્ત છે, અને તે આ છેઃ—'તેમાં બીજાં મિશ્રણો થવાની શી જરૂર હતી ? તથા પ્રાચીન ભાષાઓ વિકૃત થઇ તેનું શું કારણ ?' આ પ્રશ્નના પૂર્વાર્ધનો નિર્ણય પણ આગળ ઉપર જણાવાઇ ચૂક્યો છે—ગૂજરાતી ભાષામાં બીજાં મિશ્રણો થવાનાં કારણો આ લેખના આગળના ભાગમાં નિવેદાઇ ચૂક્યાં છે માટે અહીં તેના ઉત્તરાર્ધ વિષે લખવું એજ ઉપયોગી છે. જેમ દરેક પદાર્થ પોતાનો વિકાર થવામાં કોઇ પણ સહયોગી કારણને અપેક્ષે છે તેમ ભાષા પણ પોતાના રૂપાંતરમાં સહયોગિકારણોની વાટ જુએ છે. ભાષાની

---

| | | |
|---|---|---|
| (इदम्) | एवडु— | એવડો. |
| ( ,, ) | एत्तुलो— | એટલો. |
| (तत्) | तो— | તો. ઇત્યાદિ. |

વિકૃતિ થવાનાં નીચેનાં કારણો પ્રાચીનોએ[1] જણાવ્યાં છે અને તે આ છેઃ—[2]. અમુક ભાષા ઉપરની પૂજ્યબુદ્ધિનો ઘટાડો, [3]. અહંકારનું આધિક્ય, [4]. પ્રચ્છાદન [5]. ભ્રમ અને [6]. જેવું લખ્યું હોય તેવું વાંચવું. તથા જેવું કહ્યું હોય તેવો જ અનુવાદ કરવો. તથા [7]દેશની ગરમી, દેશની ઠંડી, શરીરના જુદા જુદા ઘાટો, શરીરના અવયવોની વિચિત્ર ઉત્પત્તિ, દેશનો વાયુ અને અનેક ભાષા બોલનારાઓનો નિરંતર સંયોગ. એ બધાં અને એ સિવાય બીજાં અનેક કારણો ભાષાના વિકારમાં નિમિત્તરૂપ છે. તથા એ જ કારણોને લીધે પ્રાચીન ભાષાઓ પણ વિકારને પામી ભિન્ન ભિન્ન શબ્દ શરીરવાળી બને છે આપણા છઠ્ઠા પ્રશ્નનો જવાબ પણ આટલાથી જ મળી જાય છે.

---

૧ "સર્વેષાં કારણવશાત્ કાર્યો ભાષાવિપર્યયઃ । માહાત્મ્યસ્ય પરિભ્રંશં મદસ્યાઽતિશયં તથાઃ-પ્રચ્છાદનં ચ વિભ્રાન્તિર્યથાલિખિતવાચનમ્ । કદાચિદ્ અનુવાદશ્ચ ારણાનિ પ્રચક્ષતે"—રૂપકપારિભાષા.

"દરેક મનુષ્યોની ભાષાવિષયક વિકૃતિ અમુક કારણોને અધીન છે, અને તે કારણો આ છેઃ—

૧. મર્યાદાનો કે માહાત્મ્યનો નાશ, ૨ અહંકારનું આધિક્ય, ૩ પ્રચ્છાદન, ૪. ભ્રમ, ૫ લખ્યું તેવું વાંચવું, અને લખ્યું તેવું કે સાંભળ્યું તેવું બોલવું.

૨ અમુક કાર્ય લોકો ન કરે તે માટે શાસ્ત્રકારો (જડ જનોને માટે માત્ર તેઓના જ હિતની ખાતર) મોટા મોટા ભયંકર ભયો બતાવી કથંચિત્ અસત્યભાષિત્વનો આરોપ પોતા ઉપર લે છે અને તે લોકોને અમુક માર્ગ ઉપર જતા રોકી અમુક કાર્યને જ કર્તવ્યરૂપે દર્શાવે છે. જ્યાં સુધી શાસ્ત્રકારે બતાવેલ આમ્નાય બરાબર પળાય છે ત્યાં સુધી બધું ઠીક ઠીક ચાલે છે અને જ્યારે તે આમ્નાય તરફ લોકોની શ્રદ્ધા મોળી પડે છે ત્યારે જેમ લોકાચારમાં અનેક પ્રકારનું પરિવર્તન થતું જોવામાં આવે છે તેમજ તે

કારણને લીધે ભાષામાં પણ પરિવર્તન થાય છે—મહાભાષ્યમાં કહ્યા પ્રમાણે બ્રાહ્મણે સંસ્કૃત ભાષા શિખવી જ જોઇએ અને જો તે તેમ ન કરે તો તેનાથી વેદોનો ઉચ્ચાર શુદ્ધ ન થાય અને તેમ થવાથી યજ્ઞોની વિધિ સચવાતી નથી તથા યજ્ઞોમાં મંત્રોચ્ચાર અશુદ્ધ થાય છે જેથી ઇષ્ટને બદલે અનિષ્ટ થાય છે. તથા જૈનોના આવશ્યક સુત્રમાં પણ અનેક દૃષ્ટાન્તોથી એમ સિદ્ધ કરી જણાવ્યું છે કે, ધર્મ-ક્રિયાના સુત્રોનો અશુદ્ધ ઉચ્ચાર થવાથી ઇષ્ટને સાટે અનિષ્ટ થાય છે. જ્યારે પૂર્વ પ્રમાણેની શાસ્ત્રની મર્યાદા મોળી પડી અને લોકોની તે તરફની રૂચિ ઢિલી પડી ત્યારે શુદ્ધ ભાષા ભણવાનું કે શુદ્ધ ઉચ્ચારણ કરવાનું લોકોએ લક્ષ્ય સાચવ્યું નહીં અને તેમ થવાથી ભાષામાં વિકાર થાય છે. વધારે શું? **"भो भो भव्याः ! शृणुत वचनम्"** આ એક જૈનસૂત્રનું વચન છે. તેનો ઉચ્ચાર કેટલાક મહાશયો **"भो भो भविया सुण मारुं वचनम्"** આ પ્રમાણે કરે છે. આ ઉચ્ચારમાં પૂર્વના વાક્યનો વિકાર થવા ઉપરાંત વક્તાએ પોતાની સમજને સારૂ 'મારૂં' શબ્દ પણ ઉમેરી દીધો છે. આ પ્રમાણે શાસ્ત્રીય વચનના મહિમાનો ઘટાડો પણ ભાષાના પરિવર્તનનું કારણ છે.

૩. કેટલીક વખત વિદ્વાનોના અસહ્ય અભિમાન અને કવિઓની નિરંકુશતાથી પણ ભાષાને વિકાર ખમવો પડે છે. લોકોક્તિ પ્રમાણે એકવાર અનુભૂતિસ્વરૂપાચાર્ય નામના પંડિતે સભામાં **'पुंसु'** એમ કહેવાને બદલે **'पुंक्षु'** એવો ઉચ્ચાર કર્યો અને તેમ કરવામાં ઘડપણને લઇને તેઓના સ્થાનોની વિકારિતા કારણરૂપે હતી. તોપણ માત્ર પોતાની છતી ભૂલને અછતી કરવા માટે જ તે અશુદ્ધ ઉચ્ચારને પણ શુદ્ધ સિદ્ધ કરવા એક સ્વતંત્ર વ્યાકરણ લખ્યુ અને ત્યારથી જ શુદ્ધ સંસ્કૃત ભાષામાં પણ એ વિકૃતરુપ

પણ પેઠું—આ પ્રકારે ભાષાના વિકારમાં વિદ્વાનોનું અભિમાન પણ કારણ છે.

૪. અક્ષરોનું ભુંસાવું કે ઢંકાવું તે પણ ભાષાના વિકારનું કારણ છે.

૫. અક્ષરોમાં ભ્રમ થવો તે પણ ભાષાભેદનું નિમિત્ત છે

૬. લખ્યું તેવું વાંચવું અને લખ્યું તેવું કે સાંભળ્યું તેવું બોલવું, એ પણ ભાષાના વિપરિણામમાં સાધન છે. સર્વ લખનારાઓ વિદ્વાન જ હોય એવું હોઇ શકતું નથી. માટે અજ્ઞ માણસ લખવામાં ભૂલ કરે તો તે ભાષાને ખમવી પડે છે. વળી કદાચ લખનાર વ્યુત્પન્ન હોય તો પણ લિપિની સમાનતાથી વાંચનાર ભૂલ કરે અને તેથી ભાષામાં પણ વિકાર થાય છે. 'ભેંસ' શબ્દનો પ્રયોગ ઉપરનાજ કારણથી થયો હોય એમ લાગે છે. 'महषी' શબ્દ સંસ્કૃત છે, તેનું પ્રાકૃત રૂપ 'महिसी' થાય છે. અને કોઇ વાંચનાર કે લખનારની બેદરકારીથી 'મહિસી'ને બદલે 'ભહિસી' રૂપ થયું અને તે ઉપરથી 'ભેંસ' શબ્દ આવ્યો હોય તેમ લાગે છે. જૈનશાસ્ત્રોમાં ઘણે સ્થળે 'ખ' ને બદલે લેખક (લહિઆ) લોકો 'ષ' લખે છે અને તે પ્રથા અત્યાર સુધી એમની એમજ ચાલી જાય છે—'खंड' ને બદલે 'षंड' 'खण्डयति' ને બદલે 'षण्डयति' ને જ્યારે પ્રાકૃતભાષામાં મૂર્ધન્ય 'ષ' નો પ્રયોગ જ નથી. હવે તેઓ તે 'ष' ને બદલે 'स' મૂકે છે અને 'षड' ને બદલે 'सड' વાંચે છે 'धायइषंडे' એને બદલે 'धायइसंडे' કહે છે. ખરી રીતે તો 'धायइखंडे' જોઇએ. કારણ કે જૈનોની એવી માન્યતા છે કે, જેમ ભરતખંડ નામનો પ્રદેશ છે તેમ 'ધાતકિખંડ' નામનો પણ એક પ્રદેશ છે. હવે જો

'षड' ને બદલે '  ' ન બોલતાં '  ' બોલવામાં આવે તો અનર્થ થવાનો ભય રહે છે. કારણ કે, 'षड' શબ્દના ત્રણ અર્થ છે– બળદ, નપુંસક અને કમળ વગેરેનો સમૂહ. તેમાંનો એક પણ અર્થ અહીં 'धायइ' સાથે બંધ બેસતો નથી. અત્યારે કોઇ જૈનને કહીશું કે, ભાઇ ! 'संड' ને બદલે 'खंड' બોલો. તો તે ઇંદ્રમહકામુકની પેઠે કરડવા દોડશે. કારણ કે, ચાલુ કાળના જૈનો કે ભારતીય લોકો વધારે પ્રમાણમાં રૂઢિ અને આડંબરના ચેલાઓ છે. તાત્પર્ય એ છે કે, લખનાર અને વાંચનારની ભૂલથી તથા જેવું લખ્યું કે સાંભળ્યું હોય તેવો જ અનુવાદ કરવાથી ભાષામાં અનેક વિકૃત શબ્દો–અપશબ્દો–ઘુસી જાય છે–ભાષાનો વિપર્યય થવામાં તે પણ એક કારણ છે.

૭ પાણિનીયાદિ સમર્થ વૈયાકરણોએ શબ્દને દ્રવ્યરૂપ–પરમાણુથી બનેલા પદાર્થરૂપ–સ્વીકારેલો છે અને જૈનદર્શન પણ શબ્દને અણુજન્ય જ માને છે તથા આજકાલ આવિર્ભૂત થએલ શબ્દ પકડવાના યંત્રોથી પણ એમ સિદ્ધ થાય છે કે, શબ્દના પરમાણુઓ છે. પ્રાચીન મહર્ષિઓએ શબ્દની ઉત્પત્તિ આ પ્રકારે દર્શાવી છે.

" नाभिप्रदेशात् प्रयत्नप्रेरितः प्राणो नाम वायुः ऊर्ध्वमाक्रामन् उरःप्रभृतीनां स्थानानामन्यतमस्मिन् स्थाने प्रयत्नेन विधार्यते । स विधार्यमाणः स्थानमभिहन्ति । तस्मात् स्थानाभिघाताद् ध्वनिरुत्पद्यते अ ।",

" બોલનારાના પ્રયત્નથી પ્રેરિત થએલો પ્રાણ નામનો વાયુ નાભિ ( ડુંટી ) ના ભાગથી ઉંચે જતો છાતી વગેરે આઠ સ્થાનોમાંથી કોઇ એક સ્થાનમાં પ્રયત્નપૂર્વક સ્થિર થાય છે અને તે ' એ સ્થાન સાથે અફળાય છે તેથી–વાયુનું આસ્ફાલન (અફળાવું) સ્થાન સાથે થવાથી–( શબ્દ

र्णस्य आत्मलाभः ''—वैयाकरण आपिशलि.

" यत्र पुद्गलस्कन्धस्य वर्णभावापत्तिः तत् स्थानम् '' श्रीहेमचंद्र.

"अष्टौ स्थानानि वर्णानामुरः ण्ठः शिरस्तथा, जिह्वामूलं च दन्ताश्च नासिकौष्ठौ च तालु च ''—पाणिनीयशिक्षा.

અણુઓનો ) એક વ્યક્ત શબ્દ ઉત્પન્ન થાય છે '' "જે સ્થળેથી શબ્દના અણુઓ વર્ણરૂપે થઇ બહાર આવે તેને સ્થાન કહે છે.'' તેવાં સ્થાનો આઠ છેઃ—" ઉર (છાતી) કંઠ, શિર, જીભનું મૂળ, દાંત, નાક, ઓઠ અને તાળવું.''

કોઇપણ બોલનાર જ્યારે બોલવાને ઇચ્છે ત્યારે આકાશમાં ( પોલાણમાં ) રહેલા શબ્દના અણુઓને અંદર લઇ અમુક અમુક સ્થાન સાથે વાયુદ્વારા તેનો સંયોગ કરાવે. ત્યાર પછી જ તે વર્ણોચ્ચાર કરી શકે. જે જે સ્થાનોથી શબ્દોચ્ચાર થઇ શકે છે તે તે સ્થાનો ઉપર જ્યારે દેશની ઠંડીની, ગરમીની, શરીરના ઘાટની, શરીરના અવયવોની વિચિત્ર રચનાની કે દેશના પવનની અસર થાય છે ત્યારે તે સ્થાનોને મૂળરૂપ છોડી વિકૃત થવાની જરૂર પડે છે. અને જ્યારે બોલવામાં સાધનભૂત સ્થાનો વિકૃત થાય છે ત્યારે શબ્દોચ્ચાર જુદા જુદા પ્રકારનો થાય છે અને તેમ થવાથી જ ચાલુ ભાષામાં મોટું પરિવર્તન થાય છે. અર્થાત્ સ્થાનવિકાર એ પણ ભાષાના પરિવર્તનનું એક કારણ છે.

હવે હું ધારૂં છું કે, સાતમા, આઠમા અને નવમા પ્રશ્નનું નિરાકરણ કરી વાચક મહાશયોનો કંટાળો દૂર કરૂં. જે મહાશયોએ પ્રાકૃતભાષાની અને અપભ્રંશ ભાષાની સેવા કરી તેના સાહિત્યમાં અનેક ગુણ વૃદ્ધિ કરી છે તે મહાશયોને (કાર્ય કારણના અભેદને આશ્રી) આપણા મૂળ પદાર્થના રક્ષક અને પોષક તરીકે હું લેખું છું. પછી ભલે તે જૈન હોય કે જૈનેતર હોય. તો પણ મારે એટલું તો જણાવવું જોઇએ કે, જૈનેતર મહાશયોએ ઉપલા કાર્યમાં ઘણું ઓછું કર્યું છે ત્યારે જૈન ઋષિઓએ એ બન્ને ભાષાના સાહિત્યના વિકાસને પોતાનું જીવનકાર્ય ગણ્યું . જૈનોના ધર્મગ્રંથો પણ પ્રાકૃત ભાષામાંજ ગુંથાયા છે. માટે રક્ષક તથા પોષક તરીકેનું માન તો જૈનોનેજ ઘટે છે એમ એક અવાજે નિષ્પક્ષ પુરૂષો કબૂલ કરે એ આશ્ચર્યવાળું નથી. આઠમો પ્રશ્ન તો સ્પષ્ટોત્તર જ છે અને નવમા પ્રશ્નનો ઉત્તર પણ ભાષાતત્ત્વવિશારદોને સ્પષ્ટ જ છે. માટે તે બન્ને માટે કાંઇ ન લખવું તેજ ઉચિત ધાર્યું છે. સાક્ષરો ! લખવું તો ઘણું ઓછું હતું, પણ મિત શબ્દોમાં લખવાની ટેવ ન હોવાથી લખાણ ઘણું લાંબુ થયું છે તો પણ મને આશા છે કે, મારી ક્ષુદ્ર સેવાથી સાક્ષરો સંતુષ્ટ થઇ આ લખાણને વાંચતાં કંટાળો ન લાવી મને ફરી વાર પણ સેવકત્વ સોંપવામાં પગભર થશે. આ આખા નિબંધનું રહસ્ય આ છે કે, ગૂજરાતી કોઇ મૂળ ભાષા નથી પણ પ્રાચીનભાષાઓના વિકારના પરિણામ રૂપે તે છે. ગૂજરાતી ભાષાના શાબ્દિક ઇતિહાસની સંપ્રાપ્તિ માટે વિશેષે કરી પ્રાકૃત (દેશ્ય પ્રાકૃત વગેરે) તથા અપભ્રંશ ભાષાના સતતાભ્યાસની ઘણી અગત્ય છે. જે રીતે ભારતવર્ષની યુનિવર્સિટીમાં હિબ્રુભાષા જેવી અલ્પોપયોગી ભાષાને પણ સ્થાન મળ્યું છે તે રીતે આ પ્રાકૃતભાષા જેવી અત્યુ-

માટે સ્થાન ન મળે? અત્યાર સુધી પ્રાકૃતભાષા

ત જ જણાય છે તેનું મૂળ કારણ અવિદ્યા અને માત્સર્ય

. ખરી રીતે જૈનોએ એ મોટો પ્રયત્ન સેવવો જોઇએ કે જેથી આ તેઓની પોતાની ધર્મભાષા દુનીયામાં એક દીવડી જેવી થઇ પ્રકાશ આપે. પણ કોઇને કહેવું ઘટતું નથી. માત્ર કળિકાળ જ ઉપાલમ્ભને પાત્ર છે. કારણ કે જ્યારે આ સમય વિકાસને માટે મોટા સાધનરૂપ છે ત્યારે અમારા જૈન ગુરૂઓની અને જૈન શ્રાવકોની બુદ્ધિ માત્ર ખોટી પદવીઓમાં, લાડવામાં, ઝાંઝમાં અને પહાડો રચાવવામાં તથા જડવાદનું જ મહત્ત્વ વધારવામાં વિંટલાઇ ગઇ છે. વળી એક તરફ ગૂર્જરભાષાના વિકાસ માટે મોટી મોટી 'ગૂર્જર-સાહિત્યપરિષત્' જેવી સંસ્થાઓ કામ કરી રહી છે. તો પણ હજુ સુધી તેના ધ્યાનમાં આ વાત નથી આવી લાગતી કે, ગૂર્જરભાષાની માતા પ્રાકૃત ભાષાને પણ વિશ્વવિદ્યાલયમાં સ્થાન શા માટે ન મળે? તે સભાઓમાં પ્રધાનપણે ભૂદેવોનું સામ્રાજ્ય હોવાથી આ જૈનોની ભાષા માટે શા માટે તેઓ પ્રયત્ન સેવે એવી જાતનું માત્સર્ય આ કામ માટે પ્રતિબંધક જણાય છે. પરંતુ તે ભૂદેવ મહાશયોએ ભૂલવું ન જોઇએ કે, વરરૂચિ, ચંડ, કાત્યાયન અને વાક્પતિ વગેરે પ્રાકૃત ભાષાના સેવકો પરમ વૈદિક હતા પણ તેઓએ આ ભાષાની સેવા કરવામાં પાછી પાની કરી નથી. માટે ભાષાને અમુક પ્રજાની જ સંપત્તિ ન માની તેને સર્વની સંપત્તિ માની સાક્ષરોએ આ કાર્યમાં પ્રયત્ન સેવવો અને અવિદ્યાપૂર્ણ જૈનો ઉપર તેઓએ અનુકંપવું ઉચિત છે અન્યથા 'પાડાની મારા મારીમાં ઝાડનો ખો' એ ઉખાણું તો સાચું જ છે. વિશેષ, 'પાલિ' ભાષા પ્રાકૃતભાષાની સાથે લગભગ સમાનતાવાળી છે માટે વાચક મહાશયો પ્રાકૃતભાષાનો પરિચય પામી 'પાલિ' ભાષાના સ્વરૂપનું જ્ઞાન મેળવે એ સહજ છે અને એવા હેતુથી જ તે સંબંધે મેં અહીં કાંઇ લખ્યું નથી. 'ગુજરાતી ભાષાના નામ અને ક્રિયાપદને લાગતી વિભક્તિઓ' એ સંબંધે મારે ખાસ એક જુદો નિબંધ લખવા ઇચ્છા હોવાથી તે

વાતની પણ અહીં ઉપેક્ષા થઇ છે. અસ્તુ. આ નિબંધ લખવામાં પ્રેરક તરીકે રા. રા. જીવનભાઇનું અભિવાદન કરી, ફરી વાર પણ આવા સાહિત્યસેવાના અનેક પ્રસંગો મને મળે એવી આશા ધરી હવે હું વિરમું છું.[૧]

સાહિત્યસેવી–

**બેચરદાસ વરાજ. ન્યા તીર્થ, વ્યાકરણતીર્થ.**

---

૧ આખા નિબંધનો અને તેની ફુટનોટોનો ભાર મારે માથે છે.–લેખક.

## શ્રાવક કવિ ઋષભદાસ.

આ રાસના પ્રણેતા જૈન-કવિશ્રી **ઋષભદાસ** છે તેઓની અસ્તિતા કવિશ્રી **પ્રેમાનંદની** પૂર્વે સત્તરમાં સૈકામાં હતી. તેઓનું નિવાસ સ્થળ **ખંભાત** હતું. એમ તેઓએ પોતાની અનેક કૃતિઓમાં જણાવ્યું છે. અને પોતાની કૃતિઓમાં **ખંભાતની** સારી [1]શ્લાઘા પણ કરી છે. આ રાસ તેઓએ **ખંભાતમાં** રહીને જ ૧૬૮૫[2] માં બનાવ્યો છે તેમ તેઓએ પોતે આ રાસને છેવટે જણાવ્યું છે. **ખુરમ**[3] નામના યવન પાદશાહના સમયે આ રાસની રચના થઇ છે. કવિશ્રી પોતાના ગુરૂ[4] તરીકે **શ્રી વિજયાનંદસૂ-**

---

૧ "ગુરૂનામિં મુઝ પોહોતી આસ, ત્રંબાવતી (ખંભાત)માં કીધો રાસ,
સકલ નગર નગરીમાંહિં જોય, ત્રંબાવતી તે અધિકી હોઇ.
સકલ દેશતણો શિણગાર, ગુજ્જરદેસ નર પંડિત સાર,
ગુજ્જરદેસના પંડિત બહુ, ખંભાયતિ અગલિ હારઇ સહૂ."
શ્રી હીરવિજયસૂરિરાસ.

૨ "તાસ અમલિ કીધો મિં રાસ, સાંગણ સુત કવી ઋષભદાસ,
સવત સોલ પંચ્યાસીઇં (૧૬૮૫) જસિં, આસો માસ દસમી દિન તસિં.
ગુરૂવારિ મિં કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહોતી આસ."
શ્રી હીરવિજયસૂરિરાસ.

૩ "પાતશા ખુરમ નગરનો ધણી, ન્યાય નીતિ તેહનિં અતિઘણી."
શ્રી હીરવિજયસુરિર

૪ "શ્રી ગુરૂનામિં ચ્યાવી આનંદ, વંદો વિજયાનંદ સુરિંદ."
શ્રી હીરવિજયસૂરિરાસ.

રિને જણાવે છે અને આ રાસનું પ્રણયન પણ ગુરૂભક્તિ નિમિત્તક જ છે. કવિશ્રીના પિતાનું નામ 'સાંગણ' હતું. તેઓ 'સંઘવી' કહેવાતા હતા, તેઓની જનનીનું નામ 'સરૂપાદે' હતું તેઓના ભાઇનુ નામ 'પવિક્રમ' હતું જેઓએ 'શ્રી નેમિદૂત' નામનું નાનું પણ રસિકકાવ્ય 'મેઘદૂત'ની સમસ્યાપૂર્તિ તરીકે લખી પોતાના યશો-દેહને અમર કર્યો છે આ કવિ પણ સંસ્કૃતજ્ઞ, જૈનધર્મમાં પ્રવીણ અને એક અનુકરણીય શ્રાવક હતા કવિ પોતે 'પ્રાગ્વાટ' (પોરવાડ) વંશના વૈશ્ય હતા. કવિના પિતામહનું નામ '૬મહિરાજ' હતુ આ કૃતિ સિવાય બીજા અનેક રાસાઓ વગેરે રચી પોતાના નામને ઉજ્જવલ કરવા સાથે ભાષાસાહિત્યની પુષ્ટિ કરી ભાષાપ્રિય મનુષ્યો ઉપર સારો ઉપકાર કર્યો છે. આ કવિ વિષે રા. રા. મોહનલાલભાઇ દલીચંદ દેશાઇએ પાંચમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ માટે શ્રાવક કવિ ઋષભદાસ' ના નામનો એક વિશાળ નિબંધ લખી મોકલ્યો

---

૫. "तद् दु: ‍ ‍द्रं प्रवरकवितु: ालिदासस्य काव्याद्,
अन्त्यं पादं पदरचिताद् मेघदूताद् गृहीत्वा ।
श्रीमन्नेमेश्चारितविशदं ‍ ‍ंगणस्याङ्गजन्मा,
चक्रे काव्यं बुधजनमन:प्रीतये विक्र ‍ ‍ख्य: ॥ ‍"

નેમિચરિત—પૃ—૫૮—૫૯.

૬. " મહિરાજનો સુત સંઘવી સાંગણ, પ્રાગ્વંશીય પ્રસિદ્ધ ‍ "

—ભરત બાહુબલિ રાસ. રચ્યા, સં—૧ ૯૮.

હતો જે નિબંધ 'શ્રી જૈનશ્વેતાંબરકોન્ફરન્સહેરેલ્ડ' નામના માસિકના 'જૈન ઇતિહાસ' અંકમાં પૃ-૩૭૪ થી ૪૦૧ સુધી પ્રગટ થયો છે. તે વાંચવાથી વાચકોને શ્રી ઋષભદાસ કવિનો વિશેષ પરિચય મળશે, એમ ધારી અહીં અધિક લખવું અસ્થાને છે. આ થોડું પણ જે કાંઇ લખ્યું છે તે પણ તે મહાશયના નિબંધને આધારે જ લખ્યું છે. માટે હું તેઓનો ઋણી છું. હવે બીજા 'ગ્રંથાન્વેષણ' નામના નિબંધમાં આ ગ્રંથનો પરિચય, આ કવિના પાંડિત્યનું આલેખન અને આ રાસની ભાષા વિષે પણ ઉલ્લેખ કરીશ, તે હેતુથી પણ આ થોડું લખ્યું છે.

## ગ્રન્થાન્વેષણ.

'ગ્રન્થાન્વેષણ' નામનો નિબંધ લખીશ તેવી મારી પ્રતિજ્ઞા હતી પરંતુ જીવન વ્યવસાયવ્યગ્ર હોવાથી તે પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવું પડયું છે. આ વાત લખતાં મહાશય બંકિમબાબુના શબ્દો મને બરાબર સ્મૃતિમાં આવે છેઃ—

"પેટ ભરવાની ચિંતા જ જેના હૃદયમાં મુખ્યભાવે રહ્યા કરતી હોય અર્થાત્ સવારથી સાંજ પર્યંત જેને આજીવિકા અર્થે પરિશ્રમ કરવો પડતો હોય તેવા માણસે સાહિત્યસેવાની ભાવના રાખવી એ એક પ્રકારની દુરાશા નહીં તો બીજું શું !" સમ્રાટ્ અકબર, બંગાલી ગ્રન્થકારનું.—વિજ્ઞાપન પૃ—૧૩

બેચરદા વરાજ.

# The Late Sheth Devchand Lalbhai Javeri.

BORN 1853 A D. SURAT. DIED 6th JANUARY 1906 A D BOMBAY



श्रेष्ठी देवचन्द लालभाई जव्हेरी.

| | |
|---|---|
| जन्म १९०९ वैक्रमाब्दे | निर्याणम् १९६२ वैक्रमाब्दे |
| कार्तिकशुक्लैकादश्या, सूर्यपुरे. | पौषकृष्णतृतीयायाम्, मुम्बय्याम्. |

The Bombay Art Printing Works, Fort.

पं. लालचन्द्र भगवान् गान्धी
ठे. लिंबडा पोल, वडोदरा.

शेठ देवचंद लालभाई-जैन पुस्तकोद्धार-ग्रन्थांके-

શ્રાવક સંઘવી ઋષભદાસકવિકૃત.

# શ્રીહીરવિજયસૂરિરાસ.

## વસ્તુનિર્દેશાત્મક મંગળાચરણ.

(દોહરા-છંદ)

સરસતી ભાષા ભારતી, ત્રિપુરા શારદ માય;
[1]હંસગામિની [2]બ્રહ્મસુતા, પ્રણમું તાહરા પાય. ૧
બ્રહ્માણી [3]બ્રહ્મચારિણી, [4]બ્રહ્મવાદિની માત;
દેવકુમારી ભગવતી, તું જગમાં [5]વિખ્યાત? ૨
[6]હંસવાહની હરષતી, આપે [7]વચનવિલાસ;
[8]વાગેશ્વરી વદને [9]રમે, પોહોચે મનની આશ? ૩
[10]કાશમીર મુખમંડણી, કમળ કમંડળ [11]પાણિ;
મુજમુખ આવી તું રમે, ગુણ સઘળાની ખાણિ. ૪
આગમ વેદ પુરાણમાં, વાણી તુજ બંધાણ;
તું મુખ આવી જેહને, તે પંડિત તે જાણ. ૫

---

૧ હંસના જેવી ચાલ ચાલનારી. ૨ બ્રહ્માની પુત્રી. ૩ બ્રહ્મચર્ય ધરનારી. ૪ બ્રહ્મતત્ત્વવાદનો ખુલાસો કરનારી. ૫ જાહેર. ૬ હંસઉપર સ્વારી કરનારી. ૭ વચનસંબંધી વિલાસરંગ. ૮ વાણીની ધણીયાણી. ૯ મુખમાં રમણ કરજે. ૧૦ કાસ્મીર દેશના ભૂષણરૂપ ૧૧ હાથમાં કમળ અને કમંડળ છે.

પુંડરીક પ્રમુખા વળી, ગણધર જે ગુણવંત;
તિણે [1]ધુર સમરી સરસતી, સમજ્યા ભેદ અનંત. ૬
સ્વામિ સુધર્મા વીરનો, રચતો અંગ સુ બાર;
શારદ ભાષા ભારતી, તે તાહરો આધાર. ૭
સિદ્ધસેનદિવાકરૂ, સમરિ તાહરૂં નામ;
વિક્રમ નૃપ પ્રતિબોધિયો, જિણે કીધાં બહુ કામ. ૮
હેમસૂરિવદને વસિ, હવી વચનની સિદ્ધિ;
ગ્રંથ ત્રિકોટિ તિણે કીઓ, [2]ઇસી ન [3]કેહની બુદ્ધિ. ૯
હીર હર્ષ તુજને નમે, શારદ નામજ સોળ;
નૈષધ ગ્રંથ તિણે કર્યો, બોલ્યો વચન-કલ્લોલ. ૧૦
પંડિત માત્ર મહિમા ઇસો, જશ કીરતિ કાલીદાસ;
તું તૂઠી ત્રિપુરા મુખે, પોહોતી તેહની આશ. ૧૧
[4]શોભનબંધુ ધનપાળને, ઉપજાવ્યો આનંદ;
[5]ધારાપતિ તિણે બૂઝવ્યો, વાંકો ભોજનરિંદ. ૧૨
એહવી સુંદર શારદા, સમર્યે સિધાં કામ;
[6]પ્રઢમ જિનેસ્વર સુખકરૂ, સમરૂં તેહનું નામ. ૧૩
પ્રથમ રાયરિષિ કેવળી, પ્રથમ ભિક્ષાચર જાન;
યુગલાધર્મ નિવારીઓ, પ્રથમે દીધો દાન. ૧૪
દેશ નગર પુર વાસિયાં, પરણ્યા પ્રથમ જિણંદ;
કળા કરમ સહુ શીખવ્યું, સકળ લોક-આણંદ. ૧૫

---

૧ પ્રથમ. ૨ એવી. ૩ કોઇની. ૪ શોભનમુનિ નામનો સ-સર્થ સાક્ષર, ૬ જેણે શોભનસ્તુતિયો રચી છે. ૫ ધારાનગરીનો રાજા. ૬ શ્રીઋષભદેવસ્વામી

મુગતિ દીધી તેં માયને, ઉદ્ધરીઓ શ્રેયાંસ;
પુત્ર હુઆ સો કેવળી, ધન ધન તાહરો વંશ. ૧૬
દશ હજાર મુનિસું વળી, મુગતિ ગયા ભગવંત;
અનેક જનને [1]ઉદ્ધર્યા, ઋષભદેવ ગુણવંત. ૧૭
સમરૂં તે ભગવંતનેં, ગણધર કરૂં પ્રણામ;
કેવલજ્ઞાની મુનિ નમું, મર્યે [2]સીઝે કામ. ૧૮
શીલવંત [3]તપીઆ મુનિ, હું પણ તેહનો દાસ;
સકળ સિદ્ધ સમરી કરી, રચું હીરનો રાસ. ૧૯

( ઢાળ ૧ લી-દેશી ચોપાઈ છંદની. )

હીરવિજયસૂરિનો કહું રાસ, ગણતાં ભણતાં પોગ્યે આશ;
સુણતાં હોએ જયજયકાર, હીરમુનિ મો'ટો [4]ગણધાર. ૧
જિણે પ્રતિબોધ્યો અકબર મીર, ગળી પિયે તે મોગલ નીર;
[5]અમારી પડહ વજડાવ્યો જિણેં, દંડ દાણ મૂકાવ્યાં તિણેં. ૨
જજીઓ ધૂમો પુંછી જેહ, ઉંબર વરાડ મુકાવ્યો તેહ;
શત્રુંજગિર સો મુગતો કરે, શત્રુંજ ગિરનારેં સંચરે. ૩

( ઢાળ ૨ જી-શ્રીશેત્રુંજ સારો-રાગ દેશાખ. )

કરે પ્રતિષ્ઠા પદ બહુ થાપે, હીરનામેં ધન કોટી આપે;
વિકટ વિહાર જિણે પણ કીધો, [6]અસુર તણે ઉપદેશજ દીધો.૧

---

૧ સંસારસમુદ્રથી તાર્યા-ઉગારી લીધા. ૨ સિદ્ધ થાય. ૩ તપસ્યાવંત મુનિ. ૪ ગણ-સમુદાય-મુનિગણના ધારણ કરનાર. ૫ કોઇ પણ જીવને મારપીટ કે બેજાન ન કરે તેવો ઢંઢેરો પીટાવરાવ્યો ૬ જે ધર્મ-અધર્મનો વિચાર ન કરી શકે તેવા આસુરી પ્રકૃતિવાળાઓને.

ઓશ વંશે હુઓજ પ્રસિદ્ધ, [1]શાસનોન્નતિ જેણે કીધ;
[2]કુમતિ કદાગ્રહ જેણે ટાળ્યા, [3]ષટ્દર્શનવાદી મદ ગાળ્યા. ૨
[4]ગયા તીર્થ વાળ્યા છે જિણે, મત ઉચરાવ્યાં બહુને તિણે;
ક્રોધ સમાવિ દીખ બહુ દીધ, ફળ્યા [5]અકાળે [6]અંબ પ્રસિદ્ધ. ૩
એહવો હીરમુનીસ્વર રાય, સાધુ સકળ જસ પ્રણમે પાય;
કવણ દ્વીપ ક્ષેત્ર કુણ દેશ, ગામ નામ તસ વાસ કહેશ. ૪
કહિસ્યું માત–તાતનું નામ, ભગિની ભ્રાતતણા ગુણગ્રામ;
હીરચરિત્ર સુણતાં ઉલ્હાસ, રૂષભ કહે કવિતા સુખવાસ. ૫

## ( ઢાળ ૩ જી–દેશી ત્રિપદીની. )

કવિતાને સુખશાતા હોય, જંબુદ્વીપ [7]અનોપમ જોય;
લાખ [8]જોયણનો સોય હો, ભવિકા લાખ જોયણનો સોય. ૧
જંબુદ્વીપ પુઠેં તું જોય, અસંખ્યાત દ્વીપ ફરતાં હોય;
અસંખ્ય સાયર સોય હો, ભવિ૦ ૨
[9]માનવખેત્ર તે વિચમાં લહીએ, લાખ પિસ્તાલીસ જોજન કહીએ;
વિચે જંબુદ્વીપ સહીએ હો, ભવિ૦ ૩

---

૧ જૈનધર્મની ઉન્નતિ કરી ૨ નઠારી મતિવાળા અથવા નવા પંથવાળા અને ટંટાફિસાદ–વિતંડાવાદ કરનારાએને હઠાવ્યા. ૩ સાખ્ય. મીમાંશક, નાસ્તિક, બૌદ્ધ, શૈવ અને એ પંચ દર્શનના મતવાદીઓનો મદ ગાળ્યો. ૪ નાસ્તિકોને તાબે થયેલા પાછા તાબે કર્યાં. ૫ વગર મોસમે આવેલા. ૬ આંબા. ૭ ઉપમા ન આપી શકાય અગર જેની હરીફાઇમાં કોઇ ન ફાવી શકે તેવો. ૮ જોયણ એટલે (પ્રમાણ અંગુલ માપથી) બે હજાર કોશનો એક યોજન. ૯ મનુષ્યને રહેવાનાં ઠેકાણાં.

વજાતણી [૧]જગતી તિહાં જોય, જોયણ આઠ ઉંચી તે હોય;
ચ્યાર [૨]પોળિ મન મોહ્ય હો, ભવિ૦ ૪

## ( ઢાળ ૪ થી-ચંદ્રાયણાની દેશી. )

જે દરવાજા ભાખ્યા ચ્યારો, જોયણ આઠ ઉંચા વિસ્તારો;
પોહોળપણે તે યોજણ ચ્યારો, વિચે [૩]મેરૂ સોવનમય સારો. ૧
એહુજ જંબુદ્વીપે કહીએ, તીન ખેત્ર તે [૪]શાસ્વત લહીએ;
ભરતખેત્ર તે પહિલો જોય, ધનુષતણે આકારે હોય. ૨
ઐરવર્ત તે એહવું કહીએ, મહાવિદેહખેત્ર ત્રીજું લહીએ;
બત્રિસ વિજય તિહાં ભાખી સારો, [૫]જિન ચક્રી વિરહ નહિ-જ લગારો. ૩
ભરતખેત્રની સુણો જગીસો, જોયણ પંચસય ને છવ્વીસો;
છ કળા ઉપર અધિકું માનો, બત્રિસ હજાર તિહાં દેશ નિધાનો. ૪

## ( ઢાળ ૫ મી—દેશી ત્રિપદીની. )

[૬]આરજ દેશ સાઢા પંચવીસો, બાકી અનારજ જગદીસો;
નહીં [૭]હરિ ચક્રી ઇસો હો. ભવિ૦ ૧

---

૧ ભૂમિકા. ૨ દરવાજા. ૩ મેરૂ પર્વત. ૪ સદાય કાયમ રહેનારા. ૫ તીર્થંકર અને ચક્રવર્તીનો વિયોગ જરા પણ ન હોય. ૬ સત્ય ધર્મ ધરનારા પવિત્ર દેશ. ૭ વાસુદેવ, ચક્રવર્તી તીર્થંકર.

[1]ત્રેસઠિશલાકાપુરૂષ ન હોય, જૈનધર્મ તિહાં નવિ જોય;
પુરૂષ ગયા ભવ ખોય હો, ભ૦ ૨
આરજ દેશમાં ધરમ સુસારો, જિન ચક્રી [2]હલધર અવતારો;
વાસુદેવ નર સારો હો, ભ૦ ૩
આરજ દેશ[માં]ઉત્તમ ગૂજરાતો, સત્તર સહસ જિહાં ગામ વિખ્યાતો;
ઘર ઘર ઉચ્છવ થાતો હો, ભ૦ ૪
સકળ નગરમાંહિ મુખ્ય સોહે, પાલ્હણપુર દીઠે મન મોહે;
પ્હાલવિહાર જિહાં જોએ હો, ભ૦ ૫

(ઢાળ ૬ ઠી-ચોપાઈ—રાગ દેશાખ ભૂપાલ.)

પ્હાલવિહાર સમો નહિં કોય, ફિરતો [3]ગઢ ત્રાંબાનો હોય;
રૂપ્યતણાં [4]કોસીસાં બહુ, ફરતી ધ્વજ લહકંતી કહું. ૧
પ્હાલવિહાર દીઠે કલ્લોલ, સોવનતણાં કોસીસાં સોળ;
તોરણ પૂતલી ઘંટાનાદ, ઇન્દ્રપુરીસ્યું કરતો વાદ. ૨
સોવનકલશ રૂપાની પોળ, બાવન દેહરીની તિહાં ઓળ;
ચોરાશી મંડપ છે જ્યાંહિ, નીલરત્નનું તોરણ ત્યાંહિ ૩
પ્હાલવિહાર પાસ [5]તિહાં ઠામ, તિણે પ્હાલણપુર નગરજ નામ,
ગઢ મઢ મંદિર ઉંચ આવાસ, વર્ણ અઢારતણો તિહાં
વાસ. ૪

---

૧ ૨૪ તીર્થંકર, ૧૨ ચક્રી, ૯ વાસુદેવ, ૯ પ્રતિવાસુદેવ અને ૯ બળદેવ એ મળીને ૬૩ થયા તે શલાકી પુરૂષ કહેવાય છે તે અનાર્ય દેશમાં જન્મ ન લે. ૨ બળદેવ. ૩ કિલ્લો, ૪ કાંગરા. ૫ પ્હાલવિહાર પાર્શ્વનાથજી જેને હાલ "પલ્લવિયાપાર્શ્વનાથજી" કહેછે તે પાલણપુરમાં મોજૂદ છે.

વણિક વસે ચોરાશી નાતિ, શ્રીશ્રીમાળી ઉત્તમ જાતિ;
[1]પ્રાગવંશ વસે વાચાળ, જિણ કુળે હુઆ બહુ ભૂપાળ. ૫
વિમલરાય લહે જશવાદ, આબુગઢે કીધો [2]પ્રાસાદ;
વસ્તપાલ દે સબળું દાન, પગ પગ પ્રગટયો તાસ નિધાન. ૬
મહુઆનો જગડૂસા જેહ, શ્રીશેત્રુંજે પોહોતો તેહ;
ગિરનાર દેવકે પાટણ ગયો, ઈદ્રમાલ લેતો ગહગહ્યો. ૭
ત્રણ્ય રત્ન દે ધરી વિવેક, સવા કોડિનું મૂલ અકેક;
અનેક કરણી બીજાં જુઓ, પ્રાગવંશમાંહિ તે હુઓ. ૮
ઓશવંશ ગૂજ્જર ગુણવંત, ભીમ સરીખા જિહાં હવંત;
અડાલજા નર મોઢ ગોભુઆ, જિણ કુળે હેમાચારજ હુઆ. ૯
નાગર ડીંડૂ ડીસાવાળ, ખડાયતા વસતા વાચાળ;
ખંડેરવાળ અને ખંડોળ, કાઠોરા નર વસે કપોળ. ૧૦
શ્રીકલ નાયલ નાણાવાળ, હુંબડ લાડ લાડુઆશ્રીમાળ;
હરસોરા નાગિલ જાંગડા, ઝાલોરા વાણિગ વાયડા. ૧૧
ઈત્યાદિક વાણિગ બહુ જાતિ, સરવાળે ચઉરાશી નાતિ;
ક્ષત્રી બ્રાહ્મણ શૂદ્રહ વસે, પુણ્યદાને પાછા નવિ ખસે. ૧૨
ચઉરાશી લખ વડવાણીઆ, કોટીધ્વજ ગઢમાં જાણીઆ;
લાખીણા પુર બાહિર રહે, અવર પુરૂષ સંખ્યા કુણ કહે. ૧૩
ખટ્ દર્શનની પોંચે આશ, શ્રાવકજનનો બહુલો વાસ;
મ્હાલવિહારપાસ છે જયાંહિ, [3]મૂડો આખો [illegible]વે ત્યાંહિં. ૧૪

---

૧ પોરવાડ. ૨ જિનમંદિર જે હાલ આબુ દેલવાડામાં હયાત છે તે. ૩ પાંચ મણ ચોખા હંમેશાં એકઠા થાય તેટલા જનો દર્શનનિમિત્ત આવતા હતા.

સોપારી મણુ આવે સોળ, જિનમંદિર નિત હુએ કલ્લોલ;
ઝાઝી દીસે [1]પોષધશાળ, સોમસુંદર બેઠા [2]વાચાળ. ૧૫
ચોરાશી શ્રાવક અતિ સુખી, સુખાસણે બેસે પાલખી;
છત્ર ધરાવે જિમ [3]નરરાય, નિત વખાણ સાંભળવા જાય. ૧૬
[4]ઇસ્યું નગર પાલ્હણપુર જ્યાંહિ, પ્હાલ પરમાર રાજ છે ત્યાંહિ;
[5]પૂર્વે [6]અર્બુદગઢનો રાય, [7]પાતિગ કીધું તેણિ ઠાય. ૧૭
પ્રતિમા પીતળની જિનતણી, આશાતના તસ કીધી ઘણી;
ભાંજી ગાળી સાંઢીઓ કીધ, પાતિગ [8]પોઢું આગે લીધ. ૧૮
મોટું પુણ્ય ને મોટું પાપ, પ્રત્યક્ષ ફળ પામે નર આપ;
જિનપ્રતિમાભંગ પાતિગ જેહ, [9]ગલિત કુષ્ટીઓ હુઓ દેહ. ૧૯
રૂપ રંગ બળ તેહનું ખસ્યું, ઓષધ અંગ ન લાગે કિસ્યું;
પ્રાક્રમ રહિત હુઓ નર જિસેં, રાજ્ય ગોત્રીએં લીધું તિસેં. ૨૦
સાનભ્રષ્ટ થઇ પાછો વળે, શીલધવળ આચારજ મિળે;
વંદી પદ કહે તું મુજ તાત, દુખીઆનેં વાહાલાં એ સાત. ૨૧
વાતો વિષ્નવ યોગી યતિ, બાંભણ દુખીઓ વલ્લભ અતિ;
ખુસી હોય વળી સુણી કથાય, દુખિઓ બેસે તેણે ઠાય. ૨૨
શીલધવળ આચારજ દીઠ, નમી પાયને હેઠો બઇઠ;
ધર્મ કર્મ સુણિ પાપવિચાર, સુણતાં બોલ્યો પ્હાલ પરમાર. ૨૩
મેં આશાતન કીધી ઘણી, ગાળી પ્રતિમા જિનવરતણી;
તિણ પાપેં તન કોઢી થયો, નગર રાજ્ય મુજ દેશજ ગયો. ૨૪

---

૧ પોસહ કરવાની જગ્યા–ઉપાશ્રય. ૨ બોલવામાં અતિ કુશળ. ૩ રાજા. ૪ આ પ્રમાણેનું. ૫ આગળના સમયમાં. ૬ આબુપહાડ. ૭ પાપ. ૮ મોટું. ૯ રક્તપિત્તવાળાની પેઠે માંસ વગેરે ગળી–ખરી પડે તેવો કોઢ.

કાંઈ તુહ્મ ભાખો [1]સોય ઉપાય, જિમ મારૂં પાતિગ [2]ક્ષય થાય;
ગુરૂ કહે જિનહર પ્રતિમાય, દાનાદિક ધરમેં સુખ થાય. ૨૫
સુણી વચન નૃપ પાછો ફરે, દાન શીલ તપ ભાવન ધરે;
જિનપ્રતિમા પૂજે [3]ત્રણકાળ, ગલિત કોઢ હુઓ વિસરાળ. ૨૬
બળ પ્રાક્રમ નર પામ્યો જિસેં, લીધું રાજ્ય પોતાનું તિસ્યેં;
ધરતી સુંદર જોઈ કરી, વાસી વેગેં પ્હાલણપુરી. ૨૭
પ્હાલવિહાર નામેં પ્રાસાદ, સોવન ઘંટાનો હુએ નાદ;
પ્હાલવિહારપાસ જિન ગુણી, કીધી પ્રતિમા સોવનતણી. ૨૮
નિજ ગોખેં બેસીને જોય, તિણિ પરેં પ્રતિમા માંડી સોય;
નિત પૂજા બહુ ઉચ્છવ થાય, નૃપનો કોઢ રોગ સહુ જાય. ૨૯
જૈની રાય હુઓ જગમાંહિ, બહુ પ્રાસાદ કર્યા તિણિ ત્યાંહિં;
ઘણાં બિંબ પ્રતિષ્ઠા કરી, લછિમી શુભથાનક વાવરી. ૩૦
એ ઉત્પત્તિ નરની કહિવાય, ધાણુધાર પ્રગણાનો રાય;
પ્હાલ પ્રમાર નામ તસ કહું, [4]અકર અન્યાય તિહાં નવિ લહું.૩૧
નગરજનો પ્રાયેં દાતાર, ઘરે નારી [5]રંભા–અવતાર;
[6]ચંદ્રમુખી [7]ગજગમની નાર, ચાલે [8]નરને ચિત અનુસાર.૩૨
[9]શીલરૂપ જેહનો શૃંગાર, ફરી ઉત્તર ન દીએ ભરતાર;
ભણી ગણી [10]વિચક્ષણ નાર, પહિરે [11]ભૂષણ ઘર–અનુસાર.૩૩

---

૧ તે ૨ નાશ. ૩ પ્રભાત, બપોર, સાંઝ. ૪ ન લેવા લાયક કર વેરા. ૫ રંભા જેવી રૂપાળી ૬ ચંદ્ર સરખા શીતળ તેજવાળા મુખની. ૭ હાથીના જેવી ધીમી અને ઝુલતી ચાલની. ૮ પતિના વિચાર પ્રમાણેજ ચાલનારી. ૯ શીલરૂપીજ જેનો શૃંગાર છે. ૧૦ હુંશીયાર. ૧૧ શક્તિ પ્રમાણે દાગીના પહેરનારી.

પદ્મિની હસ્તિની ચિત્રણી નારી, શંખિની ન મિલે એકુ ઠારી,
પીઉ પહિલી નવિ ભોજન કરે, નારી રૂપ રંભાથી સિરે. ૩૪
ઇસ્યું નગર પાલ્હણપુર જ્યાંહિં, હીરવિજયસૂરિ હુઆ ત્યાંહિં;
હીરતણાં પરીઆં બેતાલ, સાંભળજો નરનારી બાલ. ૩૫

( ઢાળ૭મી–મગધ દેશકો રાજા રાજેશ્વર–રાગ–સારિંગ. )

સાંભળજો નરનારી સહુએ, પ્રથમે નૃપ રણસિંહો;
ઉત્તરદેશનો રાજા કહીએ, જિસ્યો [1]પંચાયણ સિંહો:
સુણીએ હીરતણો તે વંશો. (આંકણી ) ૧
નગરનિવેસતણો તે નાયક, ખીમાણંદી ગોત્રો;
રાઠોડાં રજપૂત તે મોટો, [2]પરબત જિમ માનુખોત્રો હો.સુ. ૨
સંવત્ પાંચ દાહોત્તર જ્યારે, હુઓ શ્રાવક પર્મ;
શ્રીરત્નસૂરે તે પ્રતિબોધ્યો, દીધો જિનવરધર્મ હો. સુણી. ૩
હુઇ થાપના [3]ઓશવંશની, સુણજો સોય કથાય;
[4]શ્રીશ્રીમાળનગરમાં વસતા, ઓહડ રોહડ બે ભાય હો. સુ. ૪
નગરકોટમાંહિં તે વસતા, કોટીધ્વજ કહિવાય;
લાખીણા રહેતા પુર બાહિર, [5]એહવો નગરી ન્યાય હો. સુ. ૫
ઓહડને ઘર લખિમી ખૂટી, ગાંઠે લાખ નવાણુ;
વાણિગ વાત વિચારે ત્યારે, ગઢમાં તો ન રહિવાણુ હો. સુ. ૬

---

૧ પંચાનન સિંહ જેવા. ૨ પર્વતમાં જેમ માનુષોત્તર પર્વત મોટો છે તેમ રજપૂતવંશમાં રાઠોડવંશ પ્રખ્યાત છે ૩ ઓશવાળ-વંશની ત્યારથી ઉત્પત્તિ થઇ. ૪ ભીનમાળ (મારવાડ). ૫ ત્યાં એવો ઠરાવ હતો કે કોટ્યાધિપતિ કોટની અંદર અને લક્ષાધિપતિ શહેરની બહાર રહે.

કોટીધ્વજ ઘર ધ્વજ લહકંતી, ધન ઘટતું તવ પડતી;
તિણ કારણ ઓહડનેં ચિંતા, હુઇ દશા તસ ઘટતી હો. સુ. ૭
ચિત્ત [1]વિમાસી માન તજીને, ગયો શેહડની પાસે;
એક લાખ ઉછીના આપો, રહું ગઢમાં તુમ પાસે હો. સુણી. ૮

## ( દુહા. )

બોલાવ્યો બોલે નહિ, [2]નયણ ન મેળે તાર;
અણપૂછ્યે ઉત્તર હુઓ, બૂઝિ ન પુરૂષ ગમાર. ૧
ચિત્ત અલુબ્ધે માણસે, જે [3]અનુરાગ ધરંત;
સૂકે હાડ શિઆળ જિમ, લાળે પેટભરંત. ૨
હાકલિ હીઓ હાથ કરી, તન ખંચી મન વારિ;
જે ઘર ગયાં ન માનીએ, અ ગણ તાસ નિવારિ. ૩
મીઠો કડુઓ લીંબડો, જો [4]આપોપે દેશ;
દ્રાખેં મંડપ મોરીઆ, [5]કહા કીજે પરદેશ ? ૪
ભમરા ભાખર [6]દીહડા, લીંબ ચઢીને ઠેલ;
કેતક મોરે શરદમેં, વળી હોસ્યેં રંગરેલ. ૫
ખિણ ખાંડો ખિણ વાટલો, ખિણ લાંબો ખિણ લીહ;
દૈવ ન દીધા [7]ચંદનેં, સરખા સર્વે દીહ. ૬

(ઢાળ ૮ મી-સુરસુંદરી કહે શિરનામી-રાગ માલવગોડ.)

સહુ સરીખા દિવસ ન હોય, ઓહડ ચિંતે મન સોય;
કિહાં માગ્યા એ કન્હે દામ, ગઈ [8]હરમતિ ન થયું કામ. ૧

---

૧ વિચાર કરી માન મૂકીને. ૨ આંખ ન મેળવે. ૩ પ્રેમ.
૪ પોતાને. ૫ શું કરીએ. ૬ દિવસ. ૭ ચંદ્રમાને. ૮ ઇજ્જત—લાજ.

બોલે [1]ત્રટકી ઓહડ તામ, બાંધે ત્રગઠી સાથે દામ;
 ન લેઇ ગયો રાવણ રાય, તું તે લેઇ જાઇશ સહી ભાય. ૨
તવ ખીજ્યો રોહડ ત્યાંહિં, તુજ વિણ [2]અડીઉં નહિ ગઢમાંહિં;
 માગે છે તો સ્યું હોઇ [3]રાતો, એણે વચને હુએ પ્રાણઘાતો. ૩
લાજ્યો ઓહડ મન કળકળીઓ, ખરખરતો મંદિર વળીઓ;
 મને કીધો ખરો વિચારો, નર માગ્યા શિર ધિઃકારો. ૪
ગતિ કટિ સ્વર હોઓ ભંગ, પરસેવો ને ઢીલો અંગ;
 સૂર મિત્ર ઘરે ગયો ચંદો, કળા ઝાંખતા મુખડું મંદો. ૫
દેહકાંતિ [4]પલાસનો પાન, અણુતેડયાં જતાં ગઇ સાન;
 કીધો ઓહડે એમ વિચાર, ઘરે હીઅડે ડંશ અપાર. ૬
એણે અવસરે નગરીરાય, બોલ્યો બેટો તસ તેણે ઠાય;
 મુને દીજે બહુત ગરાસ, ઇમિ કહેતાં હુઆ છ મ્માસ. ૭
નવિ આલે રાજા જ્યારેં, કરે વિનતી મંત્રી ત્યારેં;
 નાના સિંહતણો એ બાળ, દેવે ગજ મોટા શિર ફાળ. ૮

( ઢાળ ૯ મી–દેશી તુંગીઆ ગિરિશિખર સોહે. )

કહે મંત્રી સુણો નરપતિ, મનાવો નિજ પુત્રરે;
 સકળ દેશ નૃપ સહુઅ માને, રાખે એ ઘરસૂત્રરે. કહે. ૧
પિતા કહે એ કિસ્યું કરશ્યે, રુસી ન વાસે દેશ રે;
 પડયાં પડયાં ખાયે બાપ કેરો, બળ નહિ લવલેશરે. કહે. ૨

---

૧ ગુસ્સે થઇને. ૨ તારા વગર ગઢમાં શું અડકુ રહ્યું છે ?
૩ માગવાને આવ્યો છે અને રાતો પીળો થાય છે તે શું કામનુ ?
૪ ખાખરાના પાંદડા જેવા ધોળાશ પડતા રંગનો.

સોળ વર્ષનો પુત્ર પોઢો, તાત લખિમી ખાય રે;
 સુત નહિં તે શત્રુ જાણો, [1]રણીઓ તે કહેવાયરે. કહે. ૩
ઇસી વાણી સુણે બેટો, નવિ રહું એણે રાજ રે;
 કરૂં ભાગ્યતણી પરીખ્યા, બૈસી રહ્યો કુણ કાજ રે ! કહે. ૪
રીસાવી જવ રાય ચાલ્યો, આવ્યો ઓહડ હાટરે;
 આસન દેઇ શાહ પૂછે, કિચ્છક તુહ્મે શ્યા માટરે ? કહે. ૫
કુમર કહે સુણ શેઠ ઓહડ, ભુંડું બોલ્યા તાતરે;
 નવિ રહું પરદેશ જાસ્યું, નવિ જોઉં નરસાથરે. કહે. ૬
ઓહડ કહે તુમ તાત દુહવે, ભલો નહિં મુજ ભ્રાતરે;
 નીચે નાકે ઇહાં ન રહીએ, મિલ્યો તુ સંઘાતરે. કહે. ૭
ઘરે કહી ધન લેઇ ચાલ્યા, ચઢયા [2]અશ્વે આપરે;
 શુકન સબળા હુઆ ત્યારે, વધે બહુ પરતાપરે; કહે. ૮
સિંધુદેશે નગર ઠઠ્ઠા, મિલ્યા નગરીરાયરે;
 અશ્વ ગજ રથ ગામ આપે, નવિ લિયે તિણે ઠાયરે. કહે. ૯
ધણી નહિ જસ ભૂમિ કેરો, દીજે પૃથવી તેહરે;
 નગર નવલું તિહાં વાસું, સદા વસતું જેહરે. કહે. ૧૦
ઉત્તર દક્ષણ પૂરવ પશ્ચિમ, જોઈ દિશિ તિણે ચ્યારરે;
 ઉત્તર દિશિ ભણ ભૂમિ દીઠી, બહુ દેશ સંધિજ સારરે. કહે. ૧૧
નૃપ કહે મુજ અશ્વ [3]પોઢો, દેવરૂપ છે સોયરે;
 ચઢી ઉત્તર દિશેં જાજો, ભૂમિ થલી [4]જિહાં હોયરે. કહે. ૧૨
અશ્વને પરણામ કરજો, દેજયો ભોગ સુસારરે;
 આઠ પોહોર મોકળો મૂકે, ભમિ ભૂમિ અપારરે, કહે. ૧૩

---

૧ દેવાદાર. ૨ ઘોડે. ૩ મોટો દેવાંશી. ૪ રેતીના મેદાન-વાળો પ્રદેશ.

ભમી ઘોડો પળે પાછો, સોતી વધાવે તામરે;
મહૂરત જોઇ કોટ ઘાતી, વસાવે ભલ ગામરે. કહે. ૧૪
સુણી વચન નૃપ અશ્વ ચઢીઓ, ઉત્તર દિશિ ભણી જાયરે;
આઠ પોહોરે ભમી આવ્યો, નગર વાસે રાયરે. કહે. ૧૫
નગર નામ 'ઉએસ' રાખ્યું, ઉદયનરેશ મહારાજરે;
ઓહડ મિત્ર પ્રધાન થાપ્યો, કરે વિષમાં કાજરે, કહે. ૧૬

( ઢાળ ૧૦ મી-કાચાવાડી કારમી-રાગ-પરજીઓ. )

પુણ્યે મનોરથ સવિ ફળ્યા, પામ્યા સકળ નિધાન;
ન ટળ્યું સજજન રૂસણું, દોહેલો મૂકવો માન. પુણ્યે. ૧
દિન દિન દોલતિ દીપતી, બહુ શાતા હોય;
નગરતણો મહિમા ઇસ્યો, નહિ નિરધન કોય. પુણ્યે. ૨
ઓહડ ઘર એક ગાવડી, વન-ચરવા જાય;
અણદોહી દૂઝે તહિં, ભરે જાબલ ગાય. પુણ્યે. ૩
ઘરે દોહતાં દૂઝે નહીં, લહ્યો ભેદ અપાર;
ભૂમિ ખણી તવ કાઢીઓ, જિન 'પાસકુમાર'. પુણ્યે. ૪
ઓહડ સૂતો સુપનમાં, આવી સચ્ચિ જગાય;
કહે દેવી જાગો નરા, તૂઠી પુણ્યપસાય. પુણ્યે. ૫
સૂતો ઓહડ તે સુણે, સુંપ્યું તુનેં રાજ;
નગરઅધિષ્ટા હું સહી, આવી પરતખ આજ. પુણ્યે. ૬
ઓશવંશની થાપના, જિન પાસનો પ્રાસાદ;
પાસે મુજ મંદિર કરે, સુણાવે સહુ સાદ. પુણ્યે. ૭
જાગ્યો ઓહડ જવ વળી, જઇ ભેટયો મહારાજ;
ભૂપ કહે ભલે આવીઆ, કહો જે કાંઇ કાજ. પુણ્યે. ૮

ત્રણ્ય વાણિ સુપને લહી, સુણો તે મહારાજ;
આવી દેવી સવી કહી–ગઇ, કીજે તે કાજ. પુણ્યે. ૯
ઓશવંશની થાપના, જિનનો તે પ્રાસાદ;
દેવીભવન પાસે કરો, હોસ્યે તુહ્મ જશવાદ. પુણ્યે. ૧૦
સુણી વચન નૃપ હરખીઓ, મેળ્યો સર્વ સમુદાય;
પાસભવન નિપાઇઓ, મંદિર દેવી માય. પુણ્યે. ૧૧
ઓશવંશની થાપના, 'ઓશ' વાસ્યું જેણિ;
અરઠકમલ્લ ઓશવાળ એ, હુઆ કારણ તેણિ. પુણ્યે. ૧૨

( દુહા. )

ઓશવંશ ગુરૂ હીરજી, પરિઆં કહું બહિતાલ;
નૃપ રણસિંહ પ્રથમે હવો, ઉત્તર દિશિ ભૂપાલ. ૧

( ઢાળ ૧૧ મી–દેશી ચોપાઇ છંદની. )

ભૂપતિ રણસિંહ સબળી લાજ, સુત તેહનો સુંદર દેવરાજ;
અભયચંદ તસ બેટો જાણ, તેહનો નાહનસી ગુણની ખાણ. ૧
તાસ પુત્ર હુઓ ઉદૈકરણ, દીએ દાન દારિદ્રહ હરણ;
તાસ પુત્ર હુઓ જેસિંગ, નવિ ભાળે પરનારી અંગ. ૨
તાસ પુત્ર તેજો તેજાળ, તાસ પુત્ર લીંબો વાચાળ;
રાજો પુત્ર જગ તેહનો હુઓ, માંડણ પુત્ર તસ બુદ્ધિનો કુઓ. ૩
બેતો પુત્ર હુઓ તસ ખરો, હાંડણ સુત તેહનો મન ધરો;
તેહને હુઓ જગ સમરો પુત્ર, પ્રગલ તાસ દીએ જગ ઉત્ર. ૪
તાસ પુત્ર હુઓ જગ રામ, બહુ કીધાં જિનશાસનકામ;
મેત્રો મેઘ જિસો તસ બાળ, તિણે ઉતાર્યો દુરભખ્ય કાળ. ૫

રોહણ પુત્ર હુઓ જેહનેં, પુત્ર પુરંદર છે તેહનેં;
સહિજો પુત્ર તેહનો સુકમાલ, તેહનો નાનજી બુદ્ધિવિશાલ. ૬
સોનો તાસ હુઓ દીકરો, તેહને કરમશી બેટો ખરો;
તેહનો ડાહ્યા તોલો તસતણો, મહીરાજ વળી તેહનો ગણો. ૭
તસ કુળેં હુઓ સંઘોસિંહ, દેવચંદ તસ રાખે લીહ;
રાજધર પુત્ર હુઓ નર જેહ, અઠ્ઠાવીસમી પેઢી તેહ. ૮
ગાંજણ પુત્ર હુઓ તસતણો, વિમલતણો જગ મહિમા ઘણો;
તેહનેં પુત્ર હુઓ આસપાલ, રંગો પુત્ર તસ રૂપ વિશાલ. ૯
સાજણ પુત્ર તસ કુળમાં હુઓ, તેત્રીસમે પાટેં તે જુઓ;
પછે હુઓ તસ રોહો પુત્ર, તિણેં વધાર્યું ઘરનું સૂત્ર. ૧૦
શામલ પુત્ર હુઓ તસ સાર, ધરમ ભેદ આરાધ્યા ચ્યાર;
સાગર સુત તેહને સુકમાળ; જિન પૂજે તે ત્રણ્યે કાળ. ૧૧
તાસ પુત્ર હુઓ જગવિખ્યાત, સાડત્રીસમી પેઢીયેં થાત,
નામેં આસગ અમૃતવાણિ, તેહનો દેવશી ગુણની ખાણિ. ૧૨
ખાહડ પુત્ર હુઓ જગ તામ, દેઇ દાન તિણેં રાખ્યું નામ;
દામો પુત્ર હુઓ જગસાર, ગુપતિદાનતણો દાતાર. ૧૩
તાસ પુત્ર કુંઅરો ગંભીર, બહિતાલીસમી પેઢી એ હીર;
અજુઆળ્યાં પૂરવ પરિઆંય, રણસિંહ લગેં યશ તે બોલાય. ૧૪
એ સહુ હીરતણો મહિમાય, ઉત્તમ એકથી બહુ પૂજાય;
એક ચંદ્ર ઉગ્યો જેટલે, તારા કોટી દીપે તેટલે. ૧૫
એક ઇંદ્ર આવે સુરમાંહિ, સભાજ્યોતિ કરે બહુ ત્યાહિં;
મુનિવરમાંહિં પટોધર એક, દેખી પુરૂષ બહુ કરેં વિવેક. ૧૬
એકી એક પૃથવીએં સાર, ઘણી નારી કરેં શણગાર;

સુ પુરૂષ એક વંશમાં હોય, બહુનેં સોહ ચઢાવે સોય. ૧૭
રૂષભદેવ દેહ સુંદર ઘાટ, દીપાવ્યા અસંખ્યાતા પાટ;
કલિયુગ માંહિ થયો જગ હીર, પૂર્વજતણું વધાર્યું નીર. ૧૮
અજુઆળી પેઢી બેતાલ, જણ્યા ભલા કુલ એહવા બાલ;
એકનું કોઈ ન જાણે નામ, એક વડાની ખોએ મામ. ૧૯
એક ન લહે વડુઆનો તાત, કરણી વિણુ કુ લહે[1] અવદાત ?
કરણી હીરતણી જગ બહુ, જાણે નામ વડાનાં સહુ. ૨૦
ઓશવંશ દીપાવ્યો સહી, [2]સાંભર્યા પુરૂષ ગયા જે વહી;
સારિંગ ઓશવંશમાં હોય, નવ લખ બંધિ મુકાવ્યા સોય. ૨૧
કાઢયો સંઘ શત્રુંજ ગિરનાર, હેમટંકો લાહ્યો બહુ વાર;
સમરો ઓશવંશ શિણુગાર, કીધો [3]પંનરમો ઉદ્ધાર. ૨૨
શાહ કરમાનેં સહુએ નમો, તિણેં ઉદ્ધાર કર્યો સોળમો;
કળિ કાળેં સોની સંગ્રામ, શીળેં અંબ ફળ્યો [4]અભિરામ. ૨૩
માગ્યો [5]મેહવૂઠો અતિ ઘણો, ઓશવંશમાંહિ એ નર સુણો;
ઓશવંશમાં કુંઅરો હોય, સૂધો સમક્તિધારી સોય. ૨૪
સત્યશીળ સુબુદ્ધિ સંતોષ, સાહમી જનનો કરતો પોષ;
સુખીઓ [6]સોમ પ્રકૃતિનો ધણી, ક્રોધ લોભ નાંખ્યા અવગણી. ૨૫
માયા માન જસમાંહિં નહિં, પરને અવગુણ ન કરે કહિં;
વ્યવહાર શુદ્ધ પાળે વાણીઓ, જીવદયામાં ધુરિ જાણીઓ.
વરે વડાઇ તે ઘર જાણિ, અમૃત સરિખી બોલે વાણી. ૨૬

---

૧ વર્ણન. ૨ મરી ગયેલાંઓને પણ ફરી યાદીમાં લવરાવ્યા. ૩ શત્રુંજય ઉપર પંદરમો ઉદ્ધાર કર્યો. ૪ મનોહર. ૫ ઇચ્છા મુજબ વર્ષાદ વરસ્યો ૬ શાંત સ્વભાવવાળો.

( દુહા )

[1]વચન વ  રૂપજ ભલું, વિદ્યા ઝાઝું ધન્ન;
રૂષભ કહે પાંચે ગુણે, શોભે પુરૂષ રત . ૧
વિનય વિવેક વિદ્યા ભલી, વિપુ  લચ્છી વૈરાગ;
જસ ઘર પાંચે વવા વધ્યા, બહુ સુખ દુખનો ત્યાગ. ૨

( ઢાળ ૧૨ મી—ઈ  નગરીકા વણઝારા–એ દેશી )

સુખીઓ નર કુંઅરો  હે, જિનવરનો ધર્મ [2]આરાહે;
રૂપવંત પંડિત વાચાલ, જસ માને નર ભૂપાલ. ૧
[3]જિન જુહારે સુણે વ્યાખ્યાન, પંચે ભેદે દેતો દાન;
પ્રભાવના દાખ પડોઈ, સહુ વાણિગમાંહે વડોઈ. ૨
વડી જ્ઞાતિ વાણિગની કહીએ,  । કલિયુગમાંહિ લહીએ;
જે નીતિ સકળના જાણુ, જેને [4]અભખ્યનણાં પચ્ચખાંણ. ૩
નહી પર પ્રાણીનો ઘાત, વાંકી વાટે જે નવિ જાત;
જીરવતો મદ ધન કેરો, તેણે કુળ વાણિગનો વડેરો. ૪
ધન્ય વણિગનો અવતાર, કરે સકળ પ્રાણીની સાર;
વાણિગ બંધ થકી છોડાવે, નર સહુને કર ઓડાવે. ૫
વાણિગ દેતા ખિ  લક્ષ, વળી  તારે દુરભિક્ષ;
વાણિગને નમે રાણા રાય, ટાળે અકર અને અન્યાય, ૬
ચઢયાં કટક તેહનેં ફેરવના, નર દરિદ્રપણું નિર્ગમના;

---

૧ ઉત્તમ વચન, ગ્યોગ્ય  વસ્ત્ર, સુંદર રૂપ વિદ્યા અને પુષ્કળ ધન એ પાંચ વડારે પુરૂપની શોભા છે. ૨ આરાધન કરે. ૩ જિનવંદના કરીને. ૪ બત્રીશ ન ખવાય તેવી  ભક્ષ્ય ચીજો છે તે. ૫ ખાવાની બાધા–પ્રત્યાખ્યાન લેનાર.

તિણે વાણિગનું કુળ સાર, જિણુ કુળે હુઆ બહુ દાતાર. ૭
શાહ સારિંગની કિરતિ રહી, ધ નવ લખ છોડાવ્યાં હી;
શાહ મરા કરમા જગ ાર, જિણે શત્રુંજે કર્યા દ્ધાર. ૮
જગડૂનો યશ બોલાય, જીવાડયા પૃથવીના રાય;
ભીમ શેઠ ગુજ્જરમાં હુઆ, દીધા જલેબી ને ાડુઆ. ૯
હેમ ખેમ અંબડ ગપાળ, કઢાવી સાયરથી જાળ;
એ વાણિગ કુળ માંહિં હોય, કુળ વાણિગ મોટું જોય. ૧૦

( દુ ા )

વાણિગ કુળ માંહિ ઓ, શાહ કું રો નર પર્મ;
જિનની આણુા વહે, ારાધે જિન ધર્મ. ૧

( ૧૩ મી—દેશી ંદ્રા ણાની. )

જૈન-ધર્મ જગમાંહિ સારો, જૈન-ધર્મ વિણુ ન લહે પારો;
જૈન-ધર્મ સદગતિ દાતારો, છૂટે [1]ચિહુ ગતિના અવતારો. ૧
ૈન-ધર્મ વિણુ ન જાયે પાપો, જૈન-ધર્મ વિણુ ન તરે ાપો;
જૈન-ધર્મ જગમાંહિ બાપો, ટાળે વભવના ંતાપો. ૨
વ જીવ ને પુણ્ય પાપો, જૈન-ધર્મ વિણુ ન હે પો;
ખાદ્ય અખાદ્ય તપ કિરિ ા વેદ, જૈનધર્મ વે ન લહે ભેદ. ૩
સ્વર્ગ નર્ક ને મુગતિજ ારો, જૈન-ધર્મ વિ ન લહે વિચારો;
સાગર દ્વીપ દ્રહ નદી પારો, પૃથવી પરવત ન લહે પારો. ૪
નવિ સમજે ચિહુ ગતિની વાતો, ન ઇંદ્રીના વદાતો;
પ્રાણુ સંગ્યા [2]લેસ્યા[3]યોગો, જૈનધર્મ િ ન લ પયોગો. ૫

---

૧ દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ, અને નરકગતિ. ૨ ૭ લેશ્યાઓ. ૩ ૫ંદર યોગ. ૩ ૪ કંષાય રહિત.

## ( દુહા. )

જૈનધર્મ જગમાં ભલો, જિનેં પ્રકાશ્યો જેહ;
શાહ કુંઅરો જગમાં વડો, નિત્ય આરાધે તેહ. ૧

## ( ઢાળ ૧૪ મી-દેશી ચોપાઇની. )

જૈનધર્મ ધ્યાએ સંસાર, નારિ નાથી જસ ઘરબાર;
રૂપવતી સોળે શણગાર, શીળેં સીતાનો અવતાર. ૧
સબળો દાન દિયે સંસાર, જિણી પરેં વિમલ ભીમની નાર;
સાધ સાધવી શ્રાવક સોય, શ્રાવિકાભગતિ કરંતી જોય. ૨
ઘરે આવ્યો ભૂખ્યો નવિ જાય, કઠણ વાણિ જસ નહિં કષાય;
લજ્જાવતી માન નવિ ધરે, સાધુ મુનીનાં પાત્રજ ભરે. ૩
ઇસી શ્રાવિકા નાથી નાર, સુખ વિલસે સખરાં સંસાર;
અનુક્રમેં જાયા ત્રણ પુત્ર. ત્યાર પછી વાધ્યું ઘરસૂત્ર. ૪
સંઘો સૂરો ને શ્રીપાલ, ત્રણ્યે જીવદયાપ્રતિપાલ;
સુતા ત્રણ્યે હુઇ ગુણવતી, રંભા રાણી વિમલા સતી. ૫
અનુક્રમેં નાથી ગુણખાણિ, ગર્ભવતી હુઇ તે જાણી;
સુપને [1]ગજ દીઠો ગાજતો, ઉજ્વલ [2]ચઉદંતો આવતો. ૬
સુપન લહી જાગી જેણીવાર, નવિ ઉંઘે સમરે નવકાર;
કુંઅરા કંતને જઇ કહિ વાત, સુણતાં હરખ ઘણો તે થાત. ૭
[3]સુપનપાઠકો તેડયા સહી, સુપન તણી [4]કહાણી તસ કહી;
પંડિત કહે નર ઉત્તમ હુસ્યે, મોટામાં મોટેરો થસ્યે. ૮

---

૧ હાથી. ૨ ચાર દાંતવાળો. ૩ સ્વપ્નના ભેદ અર્થ જાણનાર.
૪ વાર્તા-ખુલાસો.

સુણી વચનને દીધું દાન, દિનદિન વાધે નાથી વાન;
અનુક્રમેં વોળ્યા ત્રણુમાસ, ઉપજે ઉત્તમ[1]ડોહલા તાસ. ૯
જાણે પૂજું પ્રતિમાઅંગ, શત્રુંજગિરિ જાવાનો રંગ;
જાણે મુનિવરનેં દેઉં દાન, [2]અમારિ પડહો વગડાવ્યાનું ધ્યાન. ૧૦
એમ ડોહલા ધરતી સુતમાત, નવ મહીના દિન જાતાં સાત;
જન્મ થયો કુંઅરનો તામ, શાહ કુંઅરો ખરચે બહુ દામ. ૧૧
સંવત પન્નરને ત્રાહાસીઓ,[3] માર્ગશિર્ષમાસજ તિહાં લીઓ;
[4]ઉજ્વલ નવમી ને સોમવાર, જનમ હુઓ તવ હીરકુમાર. ૧૨
જન્મોત્તરી તિહાં જોષી કરે, તનુ-ભુવન પહિલું મનધરે;
[5]કેંદ્રીઓ વૃહસ્પતિ તિહાં હોય, બહુ સુખ કાંતિ આપે સોય.૧૩
ધન-ભુવન તે ખાલી કહું, સહજ-ભુવન તે શૂનું લહું;
સહૃજ ભુવન ચોથું તું જોય, સ્વામી તેહનો ચંદ્રમા હોય. ૧૪
કેંદ્રીઓ મંગલ છે ત્યાંહિ, ઘણુંજ સુખી કરે નર આંહિ;
સુત-ભુવન પાંચમું છે જ્યાંહિ, બુધ રવિ અને શુક્ર છે ત્યાંહિ.૧૫
બુદ્ધિ કોપ રવિ છે રીસાલ, શુક્ર દીએ સંતાન વિશાલ;
[6]રિપુ-ભુવન તે ખાલી ઠામ, સ્વામી તેહનો બુધસુર નામ. ૧૬
[7]જાયા-ભુવન તે કહું સાતમું, સ્વામી શુક્ર તણે નિત્ય નમું;
કેંદ્રીઆ રાહુને દેઉંમાન, આપે[8] કલત્ર અને સંતાન. ૧૭
મૃત્યુ-ભુવન કહિયે આઠમું, તે ખાલી સુર મંગલ નમું;
નવમું ધર્મ-ભુવન તિહાં ચંદ, ધર્મ સહિત નરસુરતરૂકંદ. ૧૮

---

૧ ભાવા અભાવા. ૨ જીવ માત્રને અભયદાન અપાવ્યાનો ઢંઢેરો ફેરવવાનું ધ્યાન. ૩ માગશર. ૪ શૂદીનોંમ. ૫ (૧-૪-૭-૧૦) એ ભુવનોને કેંદ્રસ્થાન કહે છે. ૬ શત્રુ. ૭ સ્ત્રી. ૮ સ્ત્રીં અને પુત્ર પુત્રીઓ.

દશમું ભુવન કહું તુજ કર્મ, શની સ્વામિ સોહે છે પર્મ;
કેંદ્રીઓ શનિચર તિહાં સુણી, સદા કીર્તિ હોએ તસ તણી. ૧૯
આય–ભુવન તે ઇગ્યારમું, તે ખાલી સ્વામી શનિ નમું;
વ્યય–ભુવન તે બારમું જોય, સ્વામી ગુરૂ તે ખાલી હોય. ૨૦
ભાખ્યો ગ્રહતણોજ વિચાર, ઉત્તમ ઠામેં હુઆ સુર સાર;
દિન દિન વાધે હીર જગીશ, લક્ષણ અંગે કહું બત્રીશ. ૨૧
લક્ષણ બત્રિશ કહીજે જેહ, સુણજો સહુ સભાપતિ તેહ:
[1]હિઉં [2]કપોલ ને ત્રીજું મુખ્ખ, ત્રણ [3]પુહુલાં નર પામે સુખ્ખ.૨૨
નાભિ સત્ત્વ ને ત્રીજો સાદ, ત્રણ ગંભીર રહે જસવાદ;
કઠ [4]પુંઠિ [5]જઘા ને લિંગ, લઘુથી નર પૂજાએ અંગ. ૨૩
અંગુલ કેશ નખ દંત ત્વચાય, પંચ પાતળે સુખ બહુ આય,
તન [7]લોચન કર હિઉં નાક, પાંચે લાંબે લહે ધન લાખ. ૨૪
નાશિકા [8]ખંધ ને નરના નખ્ખ, [9]કક્ષા હૈઉ છઠું સુખ્ખ;
એ ખટ ઉંચે અતિ શોભાય, દિન દિન ઉન્નતિ અધિકી થાય. ૨૫
[10]અધર આંખ જીંહ્વા તાળવું, નખ [11]ગુંજાની ઊપમ ઠવું;
હાથ પાયતળ રાતે વર્ણ, તે શિર છત્ર ધરાવે ત્રણ. ૨૬
હય ગય રથ વૃષભ પાલખી, ઇણિ રેખાએં નર હોય સુખી;
અંગે [12]આયુધનો આકાર, નવિ હારે જીતે નિરધાર. ૨૭

( દુહા )

ઇસ્યો પુરૂષ જન્મ્યો જિસેં, જગ હુઓ જયજયકાર;
ઉચ્છવ મહોચ્છવ અતિ ઘણા, કુંકુમહાથા સાર ૧

---

૧ છાતિ, ૨ ગાલ, ૩ વિશાળ, ૪ પીઠ, ૫ સાથળ, ૬ ચામડી ૭ આંખ, ૮ ખભા, ૯ બગલ, ૧૦ હોઠ, ૧૧ ચણોઠી જેવા રાતા, ૧૨ અસ્ત્ર શસ્ત્ર.

**(ઢાળ ૧૫ મી-દેશી સુણિ નિજ સરૂપ-રાગ દેશાખ.)**

હાથાકુંકુમ તોરણ અંબકેરાં, તોરણ બાંધીઆં દ્રાહનાં તિહાં ભલેરાં;
મિલી સુંદરી ગીત તે તિહાં ગાય, ઈમ દિવસ ઝાઝા તિહાં ઉ-
ચ્છવ થાય. હીરજન્મ હોએ. ૧

ભુંગલ ભેરીઓ વાજતી બાર ત્યાંહિં, હોય ભોજન ભગતિ તે
મંદિર માંહિં;
આવી ફુઇઅરિ હીરજી નામ દેતી, પહેરામણું એક મુદ્રિકા
તેહ લેતી. હીર. ૨

વધે કુમર તે ચંદ્રમા બીજ પેરે, ઉચ્છવ મંગલ હોય નિત્ય ઘેરે;
શિણગારતી હીરને નાથબાઈ, ગુથે ચોટલી હીરની હાથ
સાહી. હીર. ૩

માથે ખેર ને કુંડલાં હોય કાને, હીર હરખતો દીસતો સોવન વાને;
ગળે સાંકળી હાંસડી હેમકેરી, હાથે પાઉલે કડલીઓ અતિ
ભલેરી. હીર. ૪

હાથે સાંકળાં ઘુઘરી પાય ઘમકે, હીરકુમર તે ચાલતો આવે ઠમકે;
કંદોરો વળી વીંટીઓ હીર હાથે, માતા બહેનડી ચાંપતી
કુંવર બાથે. હીર. ૫

શિરે ટોપીઅ આંગલું પંચવરણું, મુખ ચંદ સરીખું દુખ માય હરણું;
અર્ધ ચંદ સરીખો જસ હોય [1]ભાલ, [2]કનકવાટિકા વારણા
સોહે ગાલ. હીર. ૬

---

૧ કપાળ. ૨ સોનાના વાટકા જેવા.

હીર [૧]કમલદલ લોચનો સગળ સોહે, [૨]શુક ચંચુપરે નાશિકા
મનહી મોહે;
હીરદાંત દીસના અતિ અમૂલો, લાજી વને ગયાંજ [૩]મચકુંદ
ફૂલો. હીર. ૭
અધર રક્તવર્ણ દુભ કોટ કહિયે, હીર પોયણાપાન જિસી
જીભ લહીયે;
કંઠ શંખ પરેં મીઠો અતિ વિશાલો, ભુજા દોય સરલ જિસી
કમલનાલો. હીર. ૮
હૃદય નિરમલું નાભિ ગભીર જાણું, કટી કેશરીસિંહની પરે વખાણું.
ગતિ વૃષભની કાન્તિ સોવન્ન કાય, દેખી રીઝતી બહિનડી
હીરમાય. હીર ૯

( ઢાળ ૧૬ મી-દેશી ચોપાઈની-રાગ રામગિરિ. )

માતા દેખી હરખે ઘણું, એહુથી કુળ દીપે આપણું;
ઉલટ અધિકો હીરપિતાય, પંચવરષનો સુત તે થાય. ૧
મુહુરત લગન જોઈ શુભસાર, નિસાળે મૂકયો હીરકુમાર;
[૪]ખુંપ તિલક શિર છત્રહ ધરે, હીરતણો વરઘોડો કરે. ૨
આપ્યાં [૫]ફોફળ શ્રીફળ પાન, જાનરડી કરતી બહુ ગાન;
મિળ્યા પુરૂષ વાગ્યાં [૬]નિસાણ, નીસાળે મૂકયો સુત જાણ. ૩
ખડીઆ લેખણ રૂપાતણા, નિસાળિયા પહિરાવ્યા ઘણા;
પાટી લાડુ સુખડી દીધ, નિસાળિઆ માંહિં હુઆ પ્રસિદ્ધ. ૪

---

૧ કમળનાં પાંદડાં જેવી આણીઆળી રાતા ખુણાવાળી પાણીદાર આંખો. ૨ પોપટની ચાંચ જેવી નમણાશ યુક્ત નાસિકા ૩ મોગરાનાં. ૪ મૉડ. ૫ સોપારી. ૬ ઢોળ નગારાં.

બંભ પટોળું પીળેવાને, ગંઠોડા પહિરાવે કાને;
પંડયાણીને આપ્યું ચીર, નિસાળેં બેઠો ગુરૂ હીર. ૫
માઈ કાકુલાં ભણતો ઘેર, ભલે ભણીને આવ્યો ઘેર;
સકળ સૂતરાં શીખ્યો આંક, પંડયો નવિ કાઢે તસ વાંક. ૬
એકા ઇગ્યારા આવડે, એકવીસા મુખ આવી ચઢે;
એકત્રીસા સવાઇઆ ગણે, ડોઢા ઊંઠા અઢીઆ ભણે. ૭
સકળ આંક ને બારાખડી, શીખ્યો ચાણાયક આવડી;
ફ્લામણી લેખું ને ગણીત, વળી ભણ્યો નર શા જ નીત. ૮
પંડયો હરખે મન અદ્દભૂત. એતો દીસે [1]શારદપૂત !
[2]કંઠશોષ કરાવે ઘણા, દાડા ન વળે મૂરખતણા. ૯
અક્ષર મ્હોંઢે ન ચઢે ખરા, ગુરૂ જાણે કદિ જાએ પરા;
અવડાવ્યું જાએ વીસરી, પચવે માથું પાછો ફિરી. ૧૦
એહવા શિષ્ય લાધે સંતાપ, પ્રગટયું ગુરૂનું પૂરવ પાપ;
હીર સરીખો [4]છાતરજ મિલે, તામ મનોરથ ગુરૂ ના ફ્ળે. ૧૧
થોડે દિને શીખીઓ કુમાર, અરથ આમળા સમસ્યા સાર;
ભણી ઊતર્યો હીરો જિસેં, પંડયાને પહિરાવ્યો તિસેં ૧૨
મૂકયો મુનિવર કેરે સંગેં, નવપદ શીખે મનને રંગે;
પંચેંદ્રિય ઇરિયાવહી જેહ, સકળ સૂતરાં શીખ્યો તેહ. ૧૩
નવેતત્વ ને જીવવિચાર, ઉપદેશમાળા શીખ્યો સાર;
સંઘયણી યોગશાસ્ત્ર વિચાર, થોડે દિન નર પામ્યો પાર. ૧૪
આરાધના ભણતો ચઉશર્ણું, દરશનસીત્તરી તે શુભકર્ણું;
ભણી સૂત્રને અર્થ હયે યદા, હીર વૈરાગી હુઓ તદા. ૧૫

---

૧ સરસ્વતિનો પુત્ર. ૨ ગળું સૂકાઇ જતાં લગી લમણાંફોડ કરાવે તેવા ૩ કયારે આધાટળે ? ૪ શિષ્ય-નિશાળીઆ.

જાણે પુણ્ય પાપના ભેદ, ફળભાંજેવું કરે નિષેદ;
નીલોતરી નવિ મોળે પ્રાહિં, ભડકે પાતિક દીસે જ્યાંહિં. ૧૬
મન ચિંચે સંસાર અસાર, હીઅડે ધારે ઇસ્યો વિચાર;
અનુક્રમે જાએ વરષજ બાર; બેસી હાટે કરે વ્યાપાર. ૧૭
સાચું બોલે અધિક ન લિયે, ભરત તોલ ઓછું નવિ દિએ,
મુખે નવિ બોલે કઠિણ વચન્ન, સહુકો કહે એ પુરૂષ-રતન્ન.૧૮
રુપ કલા ગુણ જાણે યદા, માત પિતા પરખાવે તદા,
હીર કહે સુણજો માય બાપ, અવસર જાણી પરણીશ આપ.૧૯
તુહ્મ કુળ સુંદર દીપે અતિ, જો એક તુહ્મ સુત હોએ [1]યતી.
પિતા કહે [2]વછ કહેછે સત્ય, અમો ન દેવાએ અનુમત્ય. ૨૦
હીર કહે સંયમ નવિ વરૂં, માય તાય દુખ શ્યાને કરૂં;
પણ હવડાં પરણેવો નાંહ્ય, અવસર લહી કરસ્યું વિહવાય. ૨૧
ઇણે વચને હરખ્યાં માત તાત, સુખભર કાળ તિહાંકણ જાત;
કાળે આઉખાં પૂરાં થાય, કુંઅરો નાથી [4]સુરઘર જાય. ૨૧
માત પિતાનું દુખ મન ધરે, સંસાર કડુઓ જાણ્યો શરે;
કોઇ ન રહિયો નર થિર થઇ, હરી ચક્રી જિન ચાલ્યા વહી. ૨૨

( દુહા )

કાળે જગ ખાધો સહી, કુણે ન ખાધો કાળ;
કાલ [5]આહેડી જગવડો, જેણે [6]સખીઆ વૃદ્ધ બાળ ૧
આઉખારૂપી લાકડું, રવિ શશિરૂપ [7]કરવત્ત;
કાળ રૂપીઓ [8]સૂત્રધાર, વહેરી આણે અંત. ૨

---

૧ સાધુ. ૨ પુત્ર. ૩ રજા-સમ્મતિ. ૪ દેવલોક પામ્યાં—મરણ પામ્યાં. ૫ કાળરૂપી શિકારી. ૬ ખાઇ ગયો. ૭ કરવત ૮ સુથાર.

પુહુવી નિત્ય [1]નવેરડી, પુરૂષ [2]પુરાણો થાય;
વારે [3]લધ્ધે આપણે, નાટિક નાચી જાય. ૩
ઢોલ દદમા દડદડી, કેતે ગયે બજાય;
હમ દેખંતે જગ ગયો, જગ દેખત હમ જાય. ૪

(ઢાળ ૧૬ મી-દેશી ચોપાઇની-રાગ વેરાડી )

જાવું સહી ચિંતે મન હીર, અથિર આતમા અને શરીર;
દેખંતાં ચાલ્યાં માય બાપ, નિશ્ચે જાવું આપણે આપ. ૧
ઇમ ચિંતી રહે જિહાં નિજ ભ્રાત, પાટણ પુહુચાડી પછે વાત;
વિમલા દેરાણી બે સતી, હીર બહિની દુખ કરતી અતી. ૨
દુખ ધરતી દોય આવે ત્યાંહિં, પ્હાલણપુર નગરી છે જ્યાંહિં;
આવી ઉતર્યાં બંધવ ઘરે, દુખ ધરતાં રોઈ બહુ પરે. ૩
માય તાયનો પડયો વિછોહ, હુંતો અમ ઉપર બહુ મોહ;
અંતે ન મળ્યાં જનુની બાપ, પૂર્વ કર્મનાં ન જાય પાપ. ૪
અંત સમે જવ ક્રાંહાનડ થયો, બલિભદ્ર જળ લેવા ગયો;
મોહ ઘણો પણ હુઓ વિયોગ, નવિ જાએ પૂર્વ કર્મના ભોગ. ૫
મુગતે પુહુતા જિનવર વીર, પાસે નહિં તવ ગૌતમ ધીર;
ધાયો ગૌતમ જિન નવિ મિલે, કર્મ વિછોહ ટાળ્યો નવિ ટળે. ૬
વિછોહ પૂરવેં પાડયા અમો, માય બાપ મિલો કિમ તમો;
ઝૂરી મન વાળે તસ ઠામ, ઘણા દિવસ રહે તેણે ગામ. ૭
પછે પીહરથી બેઉ સંચરે, હીરકુમરને હાથે ધરે;
તેડી આવ્યાં પાટણ માંહિં, હીરકુમર ઘર રહિયો ત્યાંહિં. ૮

---

૧ નવીને નવી ૨ જૂના—ગરઢા. ૩ વારો આવ્યે.

( દુહા )

પાટણમાં રહી હીરજી, વિજયદાનસૂરિ ત્યાંહિં;
પ્રેમેં આવ્યો વાંદવા, [1]પૌષધશાલા માહિં. ૧
કરી ઉત્રાસણ વાંદતો, ગોયમ સોયમ ભાખિ;
પોથી પુસ્તક પૂજતો, કરેં કપૂરજ રાખિ. ૨
દેવ ગુરૂ ને જ્યોતિષી, મિલવો રાજા સાથ;
ઋષભ કહે નર સાંભળો, ન જઇએ ઠાલી હાથ. ૩
તેણેં કપૂરજ કરગ્રહી, પૂજે ગુરૂની દેહ;
[2]મુદ્રા નવ અંગેં ધરે, સુણે વખાણજ તેહ. ૪
વિજયદાન દિયે દેશના, જોઇ કુમરનું રૂપ;
મંત્રી શેઠ સેનાપતિ, જાણે બેઠો ભૂપ. ૫
હીરમુખ સાહામું જોઈ ઘણું, નવરસ કરે વખાણ;
ચિહું ગતિનાં દુખ વર્ણવ્યાં, સુણતો કથા સુજાણ. ૬
અતિ કરકસ છે વેદના, ભૂખ તરશ બહુ તાપ;
ખંડોખંડ તિહાં કરે, અસુર પચારે આપ. ૭
વૈતરણી વૃક્ષ સામલી, ખડગ વને દુખ જેહ;
અનેક રોગ છે નારકી, અતિ દુરગંધી દેહ. ૮
તીર્યંચ તણાં દુખ બહુઘણાં, [3]ચાબખ અંકુશ આર;
બંધ નિપાતન વધ ખમે, પુણ્યહીણ સંસાર. ૯

( ઢાળ ૧૭ મી-દેશી ચોપાઇની-રાગ પરજીઓ. )

માનવદુખ જોજ્યો આપણાં, સુખ થોડાં ને વિઘ્નજ ઘણાં;
આજીવિકા દુખ નીચનીગાલ, અનિષ્ટવાસ માનવનો ભાળ. ૧

---

[1] ઉપાશ્રયની અંદર [2] શિક્કો. [3] હંટર-ચાબુક.

વળી માનવને વેદન ઇસી, વધ બંધન અને [1]ભાક ી;
રોગ મરણ ધનહરણ આપદા, મનસંતાપ ટળે નહિં કદા. ૨
અપયશ પુરૂષ વિગોવન આપ, ચિંતા નર મનનો  ંતાપ;
દ્રારિદ્રાદિક દુઃખેં કરી, મરણ લહે માનવ ગતિ હરી. ૩
હવે દેવતાનાં દુખ એહ, દીવ્ય ભૂષણે દીપે દેહ;
દેવવિમાનની ઋદ્ધિ અપાર, ભોગવતાં સુખ  હે સંસાર. ૪
પડણ ચવન દેખી દુખ ઘણું, કહીઉં ન જાએ તે સુર તણું;
હૃદય ન ફાટે બલવંત વતી, બીજો શતખંડ થાએ  અતી. ૫
વળી દેવનાં દુખ અવગાહિ, ઇર્ષ્યા મદ વિખવાદી પ્રાહિં;
ક્રોધ લોભ માયાદિક નડયા, સુરદુખીઆ  ખીઆ નવિ ઘડ્યા. ૫
તે માટે શ્રેઅ પામી ઘણું, કેમ ખમે દુખ ચિહું ગતિ તણું;
પૂરો ધર્મ આરાધે સોય, મુગતેં જઇ અજરામર હોય. ૭
જે શું શુલ્લભ નર જગમાં હોય, થોડે વચનેં બૂઝે સોય;
જિમ  જગ માંહિં સનતકુમાર, સુરવચને લ્યે સંયમ  ાર. ૮
લહે ઉપદેશ તણાજ હજાર, કેતા નવિ બૂઝેઅ લગાર;
બ્રહ્મદત્ત નવિ પામ્યો પાર,  દાઇરાયનો મારણહાર. ૯
ફળ્યું ફૂલ્યું તાન ઘરસાર, તે છંડે ઢંઢણકુમાર;
ભૂખ તરશ ખમતો નર વળી, છઠે માસ હુંઓ કેવળી. ૧૦

( દુહા )

એક છતું ધન છંડતા, મુગતિત  ા ભજનાર;
જંબૂસ્વામિ  તણી પરે, તે નર પામે પાર. ૧
નંદીખેણ  નીચે કુળેં, પણ તપ સંયમ સાર;
નૃપ વસુદેવજ તે થયો, હરિવંશકુળશિણગાર. ૨

---

૧ કેદખાનું—હેડ.

મણિ કંચન રતને ભર્યો, શાલિભદ્ર ઘર સાર;
શિરઠાકુર જાણી કરી, મૂકયો નિજ પરિવાર. ૩
એક દિન સંયમ પાળતો, પામ્યો મુગતિનિધાન;
ગતિ નહિં તો [1]સુર સહી, નિશ્ચે રતનવિમાન. ૪
વિજયદાનસૂરીતણું, સુણતો હીર વખાણ;
[2]ધર્મકથા હિયડે ધરી, બૂઝ્યો હીર સુજાણ. ૫
નિજ બહિનીને વીનવે, દે મુજ તું [3]આદેશ;
યમમારગ દૂરૂં, ટાળું પાપ કલેશ. ૬
(ઢાળ ૧૮ મી-ઈમ વિપરિત પ્રરૂપતા-રાગ આશાવરી )
વચન શ્રવણે સુણી, ઢળતી ગિની [4]ધરણે રે;
કરણેરે શબ્દ પડયો નવિ રૂચે એ. ૧
શીતલ વાય યોગે કરી, હુઈ સચેતન બાઈ રે;
ભાઈરે નામ ન લ્યે દીક્ષાતણું એ. ૨
માય તાય હવડાં હજી, [5]પરલોકે ચરીઆંરે;
વીસરીઆંરે તે અમને નવિ હોય જણાં એ. ૩
વળી તું સંયમ આદરે, તો વળી કેહને કહીંએરે;
કિમ રહીએરે માય તાય બંધવ વિના એ. ૪
દુખમાંહે દુખ નવિ દીજીએ, જુઓ વિચારી વીરારે;
નીરારે શીતકાળે નવિ છાંટીએ એ. ૫
પડતાં નર નવિ ઠેલિયે, નિરધનનું નવિ લીજેરે;
નવિ દીજેરે દાધે ખાર મુજ બંધવા એ. ૬

---

૧ દેવતા. ૨ વ્યાખ્યાનવાણી. ૩ રજા. ૪ જમીન પર ઢળી પડી. ૫ મરીગયાં છે.

જિન નિરાગી જેહવો, વીરે મોહ ન મેહલ્યોરે;
નવિ ઠેલ્યોરે બંધવ બોલ કાકા તણોએ ૭
શિવકુમાર સાહમું જુઓ, તેણે સંયમ નવિ લી રે;
કીધુ રે તેણે તાત તણું કહ્યું એ. ૮
તુમ્હ બંધવ માનો કહ્યું, રહો ઘર તુ પરણા રે;
જા રે તુમને ન ઘટે ઇ સમેએ.

( દુહા )

ીર કહે સુણ બહિનડી, તુમે કહી [1]નરતી વાત;
મ્હારી કથા એક સાં ળો, થાવચ્ચા [2]અવદાત. ૧

(ઢાળ ૧૯ મી-સ્વર્ગે સુપન સોજયો પણ ાલીઇરે-રાગ મા )

પુત્રથાવચ્ચા બુઝયો જિનવાણી સુણીરે, મૂકે બત્રીસે નારી ારીરે;
વારીરે થાકી માતા અતિ ઘણુંરે. ૧
રૂદન કરંતી આવી કાંહાન કનેરે, તેડયો ત્યાંહ કુમાર વારેરે;
સારેરે મંદિર રહી સુખ ભોગવોરે. ૨
મર તણો ભય જો મુજ ટાળો કાંહાન રે, તો હું ર
ઘર વાસે વિલ રે;
ીસ્યુંરે ભોગભલા નિશ દિન વળીરે. ૩
કૃષ્ણ કહે જિન ઇંદ્ર દેવ ચક્રી હરીરે, મરણું ન મૂકયા તેહ તુજનેરે;
મુજનેરે અમરપદ કુણ ાપસ્યેરે. ૪
તો મુજ રાખો કૃષ્ણ કહો શ્યાને વળીરે, કરર સોય પાય હિરે;
કયાંહિ રે જન્મ જરા રવું નહિંરે, ૫

---

૧ રીનરૂરની વાત ક્ર્ા. ૨ હકીકત.

૬૯ ચિત્ત દીઠો કુમર તણો કૃષ્ણે ઘણું રે, તવ નૃપ કરતો ત્યાંહિ ઉચ્છવરે;
મોચ્છવરે સંયમનો સુપરે વળીરે. ૬
[1]સહસ પુરૂષ સ્યું સંયમ લેઇને સંચર્યો રે, ચઉદ પૂરવધર હોય ચાલેરે;
માહાલેરે આચારજ થઈ આગળેરે. ૭
શેલગપુરમાં શેલગરાજા બૂઝવ્યોરે, મંત્રી [2]પંચસય સાથે લેતોરે;
ગ્રહેતોરે સંયમ મારગ શુભ પરેરે. ૮

( દુહા )

સંયમ મારગ આદર્યો, લહી સંસાર અસાર;
મરણ તણો ભય મન ધરી, ચેત્યા તેહ કુમાર. ૧
તિણ કારણ દીક્ષા ગ્રહું, મુજ પરણેવા [3]નેમ;
સંસાર સુખ કડુઆં સહી, મુજ સંયમસ્યું પ્રેમ. ૨

( ઢાળ ૧૯ મી–દેશી ચોપાઈની–રાગ મલ્હાર. )

સુણિ ભગિની વચન કહે વીર, સંયમ [4]દોહિલો છે અતિ હીર;
પગે [5]અણુહાણે મસ્તક લોચવું, ઉષ્ણ કાળે પાળાં ચાલવું ૧
[6]ચઉમાસે નહિં સુંદર ઠામ, શીતજ કાળે ફરવાં ગામ;
વચ્છ ખમવા પરિસહ બાવીસ, માયા લોભ મદ તજવી રીસ ૨
માગી લેવો પર ઘર આહાર, વહિવો પંચ મહાવ્રત ભાર;
પંચસુમતિ ત્રણ ગુપતિ ધરીશ, જનમ લગે એ કેમ કરીશ? ૩

---

૧, ૧૦૦૦ પુરૂષ સાથે. ૨ પાંચસો સાથે. ૩ બાધા–સોગંદ ૪ મુસ્કેલ. ૫ ઉઘાડે પગે. ૬ વર્ષા કાળમાં.

( દુહા )

કુંમર કહે ભગિની સુણો, દુખ આગે સંસાર;
સહી અનંતી વેદના, જીવ ભમ્યો ગતિ ચ્યાર. ૧
એ સ્વરૂપ જિણે નવિ લહ્યો, સજન સ્નેહ તસ હોય;
લહ્યો સ્વરૂપ સંસારનો. નર સમભાવેં સોય. ૨
માત પિતા બાંધવ ત્રિઆ, પુત્રક મિત્ર સગાય;
એહજ ભવેં જીવ જ તણે, બહુ દુખદાઇ થાય, ૩
ચુલ્હણી બ્રહ્મ ત્રિયા હવી, દીરઘપૃષ્ટસ્યું ખાય.
નિજ સુખ કારણ સુતહુણે, લાખી મેહોલ લગાય. ૪
રાજ તણો તરશ્યો ઘણું, કનકકેતુ જે રાય;
અંગ ઉપાંગ સુતનાંવળી, છેદે મૂકી ઘાય. ૫
ઘોર વિષય સુખ રાગીઆ, કરે ભ્રાતર દ્વંદ;
બાહુબલિ નૃપને મારવા, ધાયો ભરત નરિંદ. ૬
ઇંદ્રીવિકારેં પરાભવી, મારે પતિને ઠાય;
સુરીકંતાએ હણ્યો, નૃપ પરદેશીરાય. ૭
અનિ વાહનો પુત્રજ લો, નામે કોણિકરાય;
રાજ તણે લોભે વળી, દિયે પિતાશિર ઘાય. ૮
કામ કરે ચાણાકયનું, મંત્રી પરવત ભૂપ;
મરણ ઉપાયું તેહને, ધિગ સંસાર-સ્વરૂપ. ૯
નિજ કારજ વંછે હતે, સગાં સગાંમાં વૈર;
ફરસરામ ક્ષત્રી હણે, સુભુમેં વિપ્રજ કહેર. ૧૦

( ઢાળ ૨૦ મી-દેશી ચોપાઇની-રાગ મારૂ. )

એ સંસાર સ્વરૂપ તું જાણ, ધણો મોહ બહિની મત આણ;

સંસારનાં દુખ આગળ જોય, સંયમ દુખ અધિકું શું હોય. ૧
જિણે આણ્યો સૂધો વૈરાગ, છતા ભોગ કીધા જિણે ત્યાગ;
તેહને સુખ ચક્રીનાં હોય, અણુ પ્રગસ્યે નારક દુખ જોય. ૨
પ્રગસ્યો માહરે મન વૈરાગ, મોહ તણો તુમે કીજે ત્યાગ;
દે અનુમતિ લેઉં સંયમભાર, તુમને પુણ્ય થશેજ અપાર. ૩
બ્રાહ્મી સુંદરી નિરખો દોય, બંધવને કિમ તારે સોય;
ગજથી હેઠો ઉતાર્યો વળી, બાહુબલી કીધો કેવળી. ૪
તુહ્મે સહાય દીઓ મુજ આજ, સયમ લેઇ સારૂં કાજ;
વિનય વચન બંધવ કહે અતી, સંઘ સકલ કરતો વીનતી. ૫
તુહ્મ કુળ ચંદા તુમ કુળ સૂર, વધારશે જિનશાસન નૂર;
રૂપ કાંતિ ગુણ દેખી અપાર, વિજયદાનસૂરિ દેશે ભાર. ૬
ઘણા જીવને એ તારશે; મુનિવરમાં કલ્પદ્રુમ થશે;
દિઓ આગન્યા સંયમ તણી, ઉન્નતિ તુહ્મ વાધેસ્યે ઘણી. ૭
હીઉં ભરાયું ભગિની તણું, આંખે આંસુ ચાલે ઘણું;
મુખે ન બોલે નીચું જોઈ, હુઇ આગન્યા ભાખે સહુ કોઇ. ૮
નેમિનાથની પેરેં થયું, બહિને સહી સંયમનું કહ્યું;
મુહૂર્ત ગ્રહી ઉચ્છવ બહુ કરે, અશ્વચઢો ફૂલેકે ફરે. ૯
ભોજન ભગતિ હોય ત્યાં બહુ, દેઈ દાન સંતોષ્યું સહુ;
સંયમ લેવાને [1]સજ થાય, વાજંતે વનમાંહિ જાય. ૧૦

( ઢાળ ૨૧ મી—જીવ જાતિ જાલીમાં ભ્રમતો—એ દેશી. )

હીર સંયમ સ્યું ચિત્ત લાવેરે, મિલી સજ્જન કુટુંબ સહુ આવેરે;
આણે નિર્મળ ચોખાં પાણીરે, ન્હવરાવ્યો નિરમળ નાણીરે. ૧

---

૧ તૈયાર.

ખૂંપ ભૂષણ વસ્ત્ર પહિરાવેરે, શિર ચામર છત્ર ધરાવેરે;
અશ્વેં અસવારજ થાવેરે, નર વાજિત્ર બહુઅ વજાવેરે. ૨
ધુપઘટીઅ લીયે બહુ હાથેરે, નર મિલીઆ બહુ હીર સાથેરે;
નર [1]પાળાનો નહિં પારોરે, ગજરથ બહુ અસવારોરે. ૩
ય જયકાર શબ્દ બહુ થાયરે, ચુવા કેસર ત્યાંહ છંટાયરે;
[2]દંડારસ તિહાં બહુ ખેલેરે, નાચંતા તે પુર મેલ્હેરે; ૪
નર ખંધે ચઢીને ધાયરે, ધરી આયુધ બહુ ઉજાયરે;
એક નાટિક કરતા જાયરે, વળી ગંધ્રપ આગળ ગાયરે. ૫
એક વીણા વંશ બજાવેરે, એક શરણાઇ નાદ સુણાવેરે;
એક કનક કલસ કર ઝાલેરે, હીર સાબેલા આગળ ચાલેરે. ૬
એમ મહોચ્છવેં વનમાં જાવેરે, [3]ખીરવૃક્ષ તળે પછી જાવે;
હર્ષ હિયડા માંહિ બહુ ધરતોરે, હીર અશ્વથકી ઊતરતો. ૭

## ( ઢાળ ૨૨ મી--દેશી ચોપાઈની. )

અશ્વથકી ઊતરી કુમાર, કુંડલ ખુંપ તજે શિણગાર;
ભગિની લોચન વહે જલધાર, હીર લ્યે પંચ મહાવ્રત ભાર. ૧
મૂકે કંદોરો ને કભાય, ત્યારે ગળગળાં નર બહુ થાય;
બાજુબંધ મૂકે નર હાર, ત્યારેં અબલા રોઈ અપાર. ૨
મૂકે પીતાંબર પામરી, મુનિ આંખ્યો આંસુડે ભરી;
વર્ણ અઢાર જોઇ દુખ ધરે, હીરકુમર સંયમ આદરે. ૩
નાખે ઊતારી શિણગાર, જેમ [4]હમાલી છંડે ભાર;
તિમ હરખે મનમાંહિ હીર, અન્ય પુરૂષ લોચન વહે નીર. ૪

---

૧ પૈદલ. ૨ દાંડીયારસ. ૩ દૂધવાળું ઝાડ. ૪ મજૂર.

ચીર પાથરે [illegible] ગિની ઇસેં, [1]નાવી વેણી વિડારે તિસેં;
સકળ લોક હુઆ ડસમસ્ર, એક હરખ્યાં પંખી ને પશૂ. ૫
અહ્મે મરાઉં છું જ અનાથ, અ [illegible] મસ્તગ એ હાશે નાથ;
હેમ સરીખો એ ઋષિ થશે, અન્ન મારંતાં મૂકાવશે. ૬
તિણુ કારણુ નવિ રોકું અહ્મો, હીયડે હર્ષ ધરો નર તુમ્હો;
વીરશાસનેં એ [2]દિનકર થશે, દિન ૨ ઉન્નતિ અધિકી હુશે. ૭
ઇસી વાણી પંખી મુખ વહે, શુકનસાર તે વચનજ કહે;
વિજયદાનસૂરેં દીખ્યો હીર, મેઘકુમરને જિમ મહાવીર. ૮
સંવત પન્નર છન્નુઓ જિસેં, કાતીવદિ દુતીઆ દિન તિસેં;
નક્ષત્ર મૃગસિર ને સોમવાર, હીરે લીધો સંયમ ભાર. ૯
પુંઠં આઠ તણો પરિવાર, અમીપાળ વૈરાગી સાર;
સુ [illegible] ભાખું તેહુનો અધિકાર, અમરસંઘ શાહુ ધન અન્નાર. ૧૦
કપૂરાં નામેં પુત્રી સાર, પરણાવી તે સુંદરકુમાર;
કર્મ યોગેં ગયો તે મરી, માત પિતા દુખ નિજ સુંદરી. ૧૧

( દુહા )

રૂપેં રંભા બહુલ ધન, યોવન લહિરેં જાય;
ઇ [illegible] અવસર [3]રંડાપણું, પગ પગ ખટકે માય. ૧

( श्लोक. )

शुभं [illegible] ज्वलं [illegible] मं, कुस [illegible] कं [illegible] णं तथा;
ते भर्त्तरि नारीणां, [illegible] राः पंचदु [illegible] माः ॥ १

---

૧ હજામે માથાના વાળ ઉતારી નાખ્યા. ૨ સૂર્ય સમાન પ્રકાશક ૩ વિધવાપણું.

( દુહા. )

જિમ ફૂળ [1]વિહુણું રૂંખડું, લોચન વિણુ સંસાર;
જિમ ઘર શૂનું પુત્રવિણ, તિમ નરવિહુણી નાર. ૨
પંડિત [2]વનિતા [3]વનલતા, ન રહે વિણુ આધાર;
ઋષભ રત્ન સોનેકરી, શોભે નહિં સંસાર. ૩
સુગુણ સુવેધાં માણસાં, નિશ્ચે અવગુણ હુંત;
કેઇ રંડા કેઇ વિરહણી, કેઇ સંતાન ન હુંત. ૪

( ઢાળ ૨૩ મી–દેશી ચોપાઇની-રાગ વેરાડી. )

પૂરવ કર્મ પસાએં જોય, પામી નારિ રંડાપ સોય;
દુખણી ધર્મ કરે તે ઘણું, ભણી શીલ રાખે આપણું. ૧
નૌકાર ગુણે નવ તત્ત્વ વિચાર, ઉપદેશમાલા ગ્રંથ અપાર;
જીવ વિચાર ભણે મનરાગ, અરથ લહી પામી વૈરાગ. ૨
કહે પુત્રી હું સંયમ ગ્રહું, કુણ કારણ સંસારેં રહું;
[4]વારે માય ન માને જિસેં, માતા વૈરાગિણિ હુઇ તિસેં. ૩
પિતા કહે ન રહું સંસાર, સંયમ લ્યે પુત્રી ને નાર;
કુણ કારણ રહું આણે ઠાર, ન ગમે મુજ રહિવું સંસાર. ૪
માત પિતા લ્યે સંયમ સાર, પુત્ર તણે શિર આપે ભાર;
પરણાવાની વાત જવ કરે, અમીપાલ સુત નવિ ઉદરે. ૫
કહે હું લેઇશ સંયમ ભાર, તુમ્હ જાતાં મુજ કુણ આધાર;
માત પિતા સહુ વારે તહિં, અમીપાળ સુત માને નહીં ૬
સંયમ લેવા સજ હોએ ચ્યાર, ચૌગતિ તણા નિવારણ હાર;
દાન શીલ તપ ભાવન સાર, જાણો જગ દીસે એ ચ્યાર. ૭

---

૧ વગરનું. ૨ સ્ત્રી. ૩ વનની વેલ. ૪ મના કરે.

ધાલ્યા મંડપ દેતા દાન, કેળવિયાં પોઢાં પકવાન;
સ્હામીવચ્છલ હોએ બહુ, સજ્જન સાજન જિમતાં સહુ. ૮
ફૂલેકાં ચઢતાં નવનવાં, યાચક દાન ઘણાં તિહાં હવાં;
ગજ રથ અશ્વ અને પાલખી, ઇંદ્રાણી આગળ નવલખી. ૯
ધ્વજ નેજા અસવારી બહુ, વડા વિવહારીઆ મિલીઆ સહુ,
કેસર છાંટે આપે પાન, વાગે વાજાંને બહુ ગાન. ૧૦
એમ ઉચ્છવ તિહાં થાઓ જિસે, પાટણ હીરજી આવ્યા તિસેં;
વિજયદાનની વાણી સુણી, હીર હુઓ સંયમનો ધણી. ૧૧
અમીપાળ સાથેં જોડલી, પરણ્યો સંયમનારી ભલી;
છતી રિદ્ધિ મૂકી નીકળે, અઢાર વર્ણની આંખ્યો ગળે. ૧૨
નવ યૌવન ને રૂપ અપાર, જિણે પહિર્યા સોલે શિણગાર;
સર્વ તજીને સંયમ લીધ, કો ન કરે તિમ એણે કીધ. ૧૩
માય બાપ ને ભગિની જેહ, સાથેં સંયમ લેતાં તેહ;
ધર્મસીરિખિ રૂડોરિખિ જેહ, વિજયહર્ષ કનકશ્રી તેહ. ૧૪
હીર સહિત નવ જણનું માન, જાણે ચક્રી નવે નિધાન;
નવે વિહાર ગુરૂ સાથેં કરે, વિજયદાન મહીમંડલ ફરે. ૧૫
હીર હર્ષ ગુરૂ પાસે રહે, ગુરૂવચન શિર ઊપર વહે;
ભણે ઘણું હીઅડે ગહગહે, પૂછ્યો ઉત્તર પાછો કહે. ૧૬
વિજયદાન મન હરખે ઘણું, ભલું સાન એ ચેલા તણું;
ભાગ્યદશા દીસેછે એહ, એહના કર્મ તણો નહિ છેહ. ૧૭
વિદ્યા પૂરી હોએ જોય, તો એ રાજ્યમાન્ય નર હોય;
વિદ્યા વિણ નર ન લહે માન, વિદ્યાવંત ઘર નવે નિધાન.૧૮
એહવે રૂડોરિખિ પન્યાસ, યુગતેં હીરજી પૂછે તાસ;
કહે પન્યાસ પૂછજો તદા, ણી ઘણું પંડિત હોઉં જદા. ૧૯

વિજયદાનસૂરિ સુણાઉં ઇસ્યું, વિદ્યા વિણ પોસાએ કિસ્યું;
ધર્મસાગર હીરો એક યતી, ભણવા મોકલતો ગછપતિ. ૨૦
આગે સિંહ અને પાખર્યો, કનકકલસ ને ખીરેં ભર્યો;
આગે હીરને એહ વિચાર, ગુરૂવચને થયો હરખ અપાર. ૨૧
હરખી ચાલ્યા દક્ષણ ભણી, દેવગિરિ આવ્યા રિખિ ગુણી;
નિઝામ શાહ નગરીનો [illegible], [illegible] દેવસી તણી. ૨૨
હુંન એક પંડિતને દેય, ધર્મસાગરને હીર ભણેય;
ચિંતામણિ બહુ શાસ્ત્ર વિચાર, ભણી પુરૂષ બેહુ પામ્યાપાર.૨૩
આવ્યા નડુલાઇયેં જિસેં, વિજયદાનસૂરી વધા તિસેં;
ભણ્યા ઘણું ગુરૂ જાણી કરી, પન્યાસ પદ દીધું મન ધરી. ૨૪
સંવત સોલ સિત્યોત્તર જિસેં, પં પદવી ગુરૂ પામ્યા તિસેં;
આદિનાથ દેહરા માંહિ થાપ, તિણું વાધ્યો જગ ઘણો પ્રતાપ. ૨૫
સંવત સોલ અઠોત્તર જામ, નડુલાઇ નગરી છે તામ;
નેમિપ્રસાદ છે રળીઆમણો, પદ ઉવઝાય ઉચ્છવ તે ઘણો. ૨૬
ત્રણે ઊવજ્ઝાય પદ થાય, હીર ધર્મસાગર મુનિરાય;
રાજવિમલ ત્રીજો ઉવઝાય, એ ત્રણ્યે નર પદવી પાય. ૨૭
રાજવિજય સૂરિ પછે તેહ, વિજયદાનને મિલીઓ તેહ;
સબલ કળા તસ પોતે સાર, રાગેં મોહે દેવકુમાર. ૨૮
વિનય રૂપ વિદ્યા ભલ લહી, નિજ આચાર્ય તે થાપ્યો સહી;
ઘ । સાધને ન ગમે તેહ, અન્યગચ્છી આચારજ એહ. ૨૯
સકળ સાધ કરે વીનતી, તુહ્મ ચેલો થાપો ગછપતી;
વિજયદાન મુખ બોલે નહિં, ગીતારથ તવ વરતે સહી. ૩૦
વિજયદાન સૂરી બોલ્યા આમ, અવસર જાણી કરસ્યું કામ;
વિગરવ થાઓ મોટા યતી, તિમ કરસ્યું સુખ હોસ્યે તી. ૩૧

વિજયદાનસૂરીશ્વર જેહ, સિરોહીમાંહિ આવ્યા તેહ;
સામહીઉં તિહાં સઘલું થાય, ચોમાસું રહીઆ ગુરૂરાય. ૩૨
ધ્યાન ધરી બેઠા તિણ ઠાર, પલતી નગરીમાંહિ અમાર;
શાસનદેવી વંદે પાય, કિસ્યું કામ કહો રિષિરાય ? ૩૩
વિજયદાનસૂરિ પૂછે ઇસ્યું, કવણ પુરૂષ પાટે થાપસ્યુ ?
દેવી કહે તુહ્મે થાપો હીર, જેહને પાય નમે નૃપ મીર. ૩૪
ઇસ્યું કહિને દેવી જાય, કેસર કુંકમનો ઘન થાય;
ઉપાસરે દીપક દેખતા, ઘુઘર ઘંટ ઘણા વાજતા. ૩૫
વિજયદાનસૂરિ મૂહુરત લેહ, પદ મહોચ્છવ ચાંગોડ કરેહ;
ધન્ના તણો સંતાનીઓ તેહ, રાણકપુર પ્રાસાદ કરેહ. ૩૬
તસુ કુળેં ચાંગો મહેતો જેહ, [1]સબલું ધન ખરચતો તેહ,
મોટા મડપ તોરણ બાર, ભોજન કરે તિહાં નર ને નાર. ૩૭
દરિદ્ર ગયાં તિહાં યાચક તણાં, ભૂષણ ચીવર દાન દીએ ઘણાં;
સંઘ [2]ચતુર્વિધ મિલીઓ સહી, વિજયદાન પદ દે ગહગહી. ૩૮
સંવત સોલ ને દાહોતરો, પોષ શુદિ પાંચમિ દિન ખરો;
હીરહર્ષ છે નામ પ્રસિદ્ધ, હીરવિજયસૂરિ પછે કીધ. ૩૯
પદ થાપી પાટણમાંહિ ગયા, શ્રાવકજન સહુએ ગહગહ્યા;
દેઇ વંદણ પટ આપે એમ, સ્વામી સુધર્મા જંબૂ જેમ. ૪૦
અમરથ ભણશાળી ઓશવાળ, પદનો મહોચ્છવ કરે વિશાળ;
ધન ખરચ્યું તિણે સબલું ત્યાંહિ, કીર્તિ ન માએ તે જગમાંહિ. ૪૧
અનુકરમેં નડુલાઇ જ્યાંહિ, વિજયદાનસૂરિ આવ્યા ત્યાંહિં;
શાહ કર્મો પ્રતિબોધ્યો સહી, દીક્ષા દાન દિયે ગહગહી. ૪૨

---

૧ બહુજ. ૨ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા.

ઘરે રહી કોડાઇ નાર, જેસિંગ પુત્રઅછે ઘરબાર;
સુહણે સિંહ દીઠો તસ માય, તિણે થાપ્યો જેસિંઘસુતરાય. ૪૩
આઠ વરર્ષનો સુત જવ થાય, મા બેટો સૂરતમાં જાય;
વિજયદાનસૂરિ વંદ્યા ત્યાંહિં, સુણી વાણિ હરખ્યા મનમાંહિં.૪૪
સંયમ લેતો ગુરૂને હાથ, વઇરસ્વામિ જિમ માને સાથ;
સિંહગિરિ કને દીક્ષા લીધ, તિમ એ જેસિંઘકુમરે કીધ. ૪૫
જયવિમલ તસ દીધું નામ, હીરહાથે ભલાવ્યા તામ;
વિજયદાનસૂરિ ગચ્છપતિ તેહ, અમદાવાદમાં આવ્યા તેહ. ૪૬
ઇણ અવસર લુંકાના યતી, વિજયદાન કને આવ્યા અતી;
કહે પ્રતિમા દીઠી છે છતી, અમને ગચ્છમાં લ્યો તે વતી. ૪૭
વિજયદાન કહે કહુંછું અમે, હીરવિજય કને જાઓ તુમે;
તુમને ગચ્છમાં લેસ્યે સહી, મોકલ્યા ઋષિને એહવું કહી. ૪૮
રાજવિજયમળીઆ વિચમાંહિં, લુંકાના રિખિ પહુતા ત્યાંહિં;
દીક્ષા દેઈ લીધા ગચ્છમાંહિં, સોય વાત ગુરૂ પાસે જાય. ૪૯
અણમિલતો ગીતારથ પ્રાહિં, મિલી વિચાર કીધો ગુરૂ ત્યાંહિં;
અંજ ન પૂછી એટલી વાત, આગળ ગછ ચાલ્યો કિમ જાત? ૫૦
કેઇપરે માને હીરને એહ, ગચ્છપતિ ખરો વિચારે તેહ;
ગચ્છ બાહિરની ચીઠી લખે, લજ્યા તાસ કિસી નવિ રખે. ૫૧
રાજવિજય પછે આવ્યા ત્યાંહિં, અમદાવાદમાં ગુરૂ છે જ્યાંહિં;
કોઈ ન બોલે ઉભા થઈ રહે, શ્રાવક બકોર તવ એહવું કહે. ૫૨
આવો મારો ઉપાશરો જ્યાંહિં, તુ ા ઊતરો રિખિજી તેહમાંહિં;
શ્રાવક અહો તુમ્હારા સહુ, તુમ્હને માનસ્યે જગમાં બહુ. ૫૩
રાજવિજય તવ અલગા રહે, હીરકીર્તિ જગમાં મહમહે;
વિહાર કરત જોટાણે જાય, જિણદાસ રિખિ મિલ્યા તિણઠાય.૫૪

લુંકામત તિણે મૂકયો સહી, હીરને પાય નમ્યો ગહગહિ;
સુમતિવિજય દીધો તસ નામ, અઠત્રીસહ ઉવઝાએં તામ. ૫૫
વિજયદાનસૂરિ વડલી માંહિં,[1]દેવાંગત સૂરિ હુઆ ત્યાંહિં;
સર્વ ભળાવ્યું હીરને હાથ, વાધી હીર તણી વિખ્યાત. ૫૬
આચારજ પદ વરષાં બાર, પછે [2]ભટ્ટારક હુઓ સાર;
દિનદિન ગચ્છ વાધતો જાય, અન્યગચ્છી આવી નમે પાય. ૫૭
વિચરે દેશ નાગપુર જ્યાંહિં, આવ્યા હીર [3]ત્રંબાવતી માંહિં;
મેનાં શ્રાવિકા પહિરે માળ, ઇગ્યારસેં મ્હોર ખર્ચે તતકાળ. ૫૮
સબળ દાન બીજાં પણ થયાં, એક જીભેં નવિ જાએ કહ્યાં;
અનુક્રમેં વળી કરિ વિહાર, અમદાવાદ આવ્યા એકવાર. ૫૯
ઠામ ઠામના સંઘ આવેહ, હીરતણા પદ પૂજે તેહ;
[4]મુદ્રા ઓગણત્રીસ હજાર, હવું પૂજણું તેણીવાર. ૬૦
અનુકરમેં વળી કરે વિહાર, ગામ નગર પુર જુએ અપાર;
ફરતા આવે ત્રંબાવતી માંહિં, સબલું ધન ખરચાણું ત્યાંહિં. ૬૧
રતનપાળ દોસી શ્રીમાળ, ઠકાં શ્રાવિકા અતિ સુકમાળ;
રામ પુત્ર ઘર તેને જુઓ, ત્રણ્ય વર્ષનો તે પણ હુઓ. ૬૨
વિષમરોગ હુઓ તસ અતી, વંદાવા તેડયો હીરયતી;
દિયે દેશના મિલ્યા નર બહુ, પછે સાધુ બોલ્યા તે સહુ. ૬૩
જો એ રામજી જીવતો રહે, દેશ્યો હીરને મન થિર રહે ?
કુમરનો ભાવ હુસ્યે જો સહી, તો અમે દેશ્યું તુમ ગહગહી. ૬૪
કરી કોલ ને પાછા વળે, દિન દિન રોગ કુમરનો ટળે;
આઠ વર્ષનો સુત જવ થાય, ફરતા હીર આવ્યા તિણઠામ. ૬૫

---

૧ મરણ પામ્યા. ૨ શ્રી પૂજયજી. ૩ ખંભાત. ૪ મ્હોર.

માગ્યો રામજી જેણિવાર, કરી રી ઠયો પરિવાર;
અજા બહિનિ તે કરે કલેશ, માત પિતા નવિદીએ આદેશ. ૬૬
વિગરવ સહુ થઇ રહિયા જિસેં, અજા બહિનિનો સસરો તિસેં;
નામ તેહુનો છે હરદાસ, સતાબખાનને કરે અરદાસ. ૬
આઠ વર્ષનો છોકરો ફરે, તેહને [1]સેવડો જોરેં કરે;
સુણી ખાન તિહાં ખીજ્યો અતી, કહે પકડી લ્યાવો રાહુ ચતી. ૬૮
છુટ્યા [2]સેવડા જેણીવાર, નાઠા હીર પૂઠેં પરિવાર,
રતનપાળ શાહ ઝાલ્યો સહી, રામજી શું આણ્યો તે ગ્રહી. ૬૯
દીઠો રૂપ સુંદર આકાર, ખીજી ખાન બોલ્યો તિણવાર;
કયું બેસેવડા ઇનકું કરે? કયા સમજ્યા એ યોગ કયા ધરે? ૭૦
સતાબખાન બોલ્યો તિહાં સોય, કરે સેવડા ઇનકું કોય?
મારૂં ઠાર ન છોડું ઉસેં, સતાબખાન ઇમ હુઓ ગુસે. ૭૧
રતનપાળ શાહ બોલ્યો તહિં, મેં તો સેવડા કરતા નહિં;
બ્યાહ કરૂંગા ઇનકા સહી, જૂંઠીબાત તુમ આગે કહી. ૭૨
ઇસ્યું વાણીઓ બોલ્યો જિસેં, ખાનેં જાવા દીધો તિસેં;
ત્રેવીસ દિન નાસરહું જોય, પછી હીરજી પરગટ હોય. ૭૩
અનુક્રમેં વિચર્યા પરદેશ, ઠાર ઠાર દેતા ઉપદેશ;
ચંપાપરેં પૂજાએ આપ, ભમર તજે તો તેહનું પાપ. ૭૪

( દુહા )

બહેરે નાદ ન સાંભળ્યો, અંધેં ન દેખ્યો ચંદ;
સ્વાન ભસ્યો ગજ પાછળે, ગતિ ન ગઇય ગયંદ. ૧

---

૧ યતિ ૨ સીપાઇ.

( ઢાળ ૨૪ મી—દેશી ચોપાઇની—રાગ ભૈરવ. )

જયંદ સરીખો મુનિવર જેહ, ત્રંબાવતીમાં આવી તેહ;
સંવત સોળ છવીસો જિસેં, પુણ્ય પ્રતિષ્ઠા કરતા તિસેં. ૧
કાજગરી લિખમી તે કરે, સાતે ખેત્રે ધન વાવરે;
તીરથ યાત્રા પ્રતિષ્ટા કીધ, માનવ ભવનો લાહો લીધ. ૨
હીર ગુરૂનો મહિમા સહુ, ઠામ ઠામ ધન ખરચે બહુ;
વિચરી હીર ડીસામાં જાય, ચોમાસે રહીઆ તિણુ ઠાય. ૩
પળે અમારિ હોએ દાન, હીરવિજય મુનિ ધરતા ધ્યાન;
ત્રણ્ય માસ તપ દુઃકર કરે, શાસનદેવી હીઅડે ધરે. ૪
સરીમંત્ર અધિષ્ટા જેહ, શાસનદેવી આવી તેહ;
પગે લાગી બોલી તિણુ ઠામ. કહો ગુરૂજી તેડી કુણુ કામ? ૫
હીર કહે કહુ સોય વિચાર, કુણને દેશું ગછનો ભાર;
શીળ સત્યભાગ્ય બહુ આય, તે દેખાડો દેવી માય, ૬
જયવિમલને પદવી દેહ, તેથી ગછ સબળો દીપેહ;
વિક્રમ સરીખો રાજા જેહ, પ્રતિબોધશ્યે વળી નિશ્ચે તેહ. ૭
શાસનદેવી વદે પાય, કહે મુજ સમરે સંકટ ઠાય;
હીર કહે વળો દેવી માય, શાસન કામ તે તુજથી થાય. ૮

( દુહા. )

સુણી વાણિ દેવી વળી, હરખ્યો હીરસૂરીંદ;
રાજનગર આવ્યા સહી, જાણું ભદ્ર ગયંદ. ૧

( ઢાળ ૨૫ મી—દેશી ત્રિપદી ચોપાઈની )

અમદાવાદમાં હીરજી જાવે, ઉચ્છવ સામહીઆં બહુ થાવે;
હીરતણા ગુણ ગાવે હો ગુરૂજી. ૧

વિજયસેનને પદવી થાય, ધન ખરચે તવ મૂળો શાહ;
સકળ સંઘ ગુણ ગાય હો ગુરૂજી. ૨
સંવત સોળ અઠ્ઠાવીસે, ફાગણ શુદિ સાતમિ દિન કહીસે;
થાપે કર દેઈ શિષે હો ગુરૂજી, વિજય૦ ૩
વિમળહર્ષ થાપ્યો ઉવઝાય, દેખી રૂપ મોહ માનવ થાય;
આગમ અરથ ઘણાય હો ગુરૂજી, વિજય૦ ૪
મેઘજી રિષિ આચારજ જેહ, લુંકાનો ગછનાયક તેહ;
આવી પાય નમેહ હો ગુરૂજી, વિજય૦ ૫
દીઠી પ્રતિમા જિનની જ્યારે, કુમતિ કદાગ્રહ મૂકે ત્યારે;
નરભવ સોય સમારે હો ગુરૂજી, વિજય૦ ૬
સાથેં સાધ મિળ્યા એકત્રીસ, જિનવર દેહરે નામે શીષ;
છોડે પાપ જગીશ હો ગુરૂજી, વિજય૦ ૭
મેં મૂકું પ્રતિમા ઉથાપી, કુમતિ તણિ મતિ જગમાંહિં થાપી;
હું જગ મોટો પાપી હો ગુરૂજી, વિજય૦ ૮
છ આવશ્યક રિષિ કરતાં જોય, જિનપૂજા ફળ ઇચ્છે સોય;
નંદીસૂત્રેં પ્રતિમા જોય હો ગુરૂજી. વિજય૦ ૯
જીવાભિગમ અને ઠાણાંગ, જોજે ભગવતી પંચમ અંગ;
ઉવાઇસૂત્ર ઉપાંગ હો ગુરૂજી. વિજય૦ ૧૦
જ્ઞાતાધર્મકથાંએ જોય, દ્રૂપદી પૂજા કરતી સોય;
છેદ ગ્રંથે પ્રતિમા હોય હો ગુરૂજી. વિજય૦ ૧૧
પ્રશ્નવ્યાકરણ તે દશમું અંગ, ચેઇ વૈઆવચ ઉપર રંગ;
પૂજે પ્રતિમા અંગ હો ગુરૂજી. વિજય૦ ૧૨
રાયપસેણી ભત્તપયન્ના, કલપસૂત્ર જુઓ એકમન્ના;
જિન પૂજે તે ધન્ના હો ગુરૂજી. વિજય૦ ૧૩

ઉત્તરાધ્યયન સમવાયાંગ છેદ, મહાનિશીથમાં પ્રતિમા વેદ;
જંબૂદ્વીપપન્નત્તી ભેદ હો ગુરૂજી. વિજય૦ ૧૪
શ્રીગણુવિજ્જાપયન્ના માંહિં, ઉપાશગદશાંગ છે વળીજ્યાંહિં;
પ્રતિમા પૂજી ત્યાંહિં હો ગુરૂજી. વિજય૦ ૧૫
મૂળસૂત્ર પેખો નર સારો, અર્થ ભલો અનુયોગદુવારો;
નામાદિક ઠવણા ધારો હો ગુરૂજી. વિજય૦ ૧૬
ચ્યાર પ્રકારેં અરિહંત ધ્યાઉં, તિહાં જિનપ્રતિમાના ગુણ ગાઉં;
સકળ પદારથ પાઉં હો ગુરૂજી. વિજય૦ ૧૭
રિખિ કુંઅરજી વચન સંભારી, ઉપાશક શાસ્ત્ર રિખિ ઘણું વિચારિ;
પ્રતિમા હીઅડે ધારી હો ગુરૂજી. વિજય૦ ૧૮
તત્વવિચારિ કરી જિત ધ્યાઓ, પૂજી પ્રણુમી જિન આરાહો;
મુગતિ પંથ જિમ પાઓ હો ગુરૂજી. વિજય૦ ૧૯

( દુહા )

મુક્તિપંથમેં પાકચો, મેઘજી રિષિ કહે ત્યાંક;
ચૈત્યવંદન કરતો સહી, બેઠો જિનઘર માંહ ૧

( ઢાળ ૨૫ મી-દેશી ચોપાઇની-રાગ મલ્હાર. )

દેહરામાંહિં નર બેઠો જિસેં, ગચ્છ ચોરાસી મિલીઆ તિસેં;
કરે વીનતી આવો સ્વામ, તુહ્મને થાપસ્યું ઉંચે ઠામ. ૧
ચિંતે મેઘજી હિયા મઝાર, સાચા સોય તપા સંસાર;
પદ્વીનું મુજ ન રૂચે નામ, માહરે શિવ-મંદિરસ્યું કામ. ૨
ચેલાનો ચેલો હું થઇ, હીરપાય સેવેસ્યું સહી;
સાચો મુનિ સે છે એહ, જેહના ગુણનો ન લહું છેહ. ૩

ઇમ ચિંતી જિન વાંધા જિસેં, મેઘજી રિખિ પછે બોલ્યા તિસેં;
દેવવીર ને ગુરૂજીહીર, શીલવંત જે સાહસ ધીર. ૪
ઇસ્યાં વચન મુખ ભાખ્યાં જિસેં, વાજાં પાતશાહી વાગ્યાં તિસેં;
મદન ભેર વાજે નિશાણુ, હીર પાય નમ્યો નરજાણુ. ૫
દેઇ દીક્ષા કીધો ઉદ્ધાર, નામે ઉદ્યોતવિજય પાસાર;
પંડિત કુટડો બહુ વૈરાગ, પ્રાગવંશ આલાપે રાગ. ૬
આંબો ભોજો શ્રીવંત શિષ્ય, નાકર લાડણુ ગાંગો શિષ્ય;
માધવ વીરાદિ શિષ્ય જેહ, સાથે સંયમ લેતા તેહ. ૭
દોસી શ્રીવંત દેવો લાલજી, હંસરાજ લુંકામતિ તજી;
હીરગુરૂને લાગ્યા પાય, વાધ્યો મેઘજીનો મહિમાય. ૮
અનુક્રમેં ગુરૂ પાટણ જાય, દીયે વાંદણાં જૈસિંઘ પાય;
હંસરાજ ધન ખરચે ઘણું, સમકિત સાર કરે આપણું. ૯
ઇમ ઉચ્છવ હોએ છે ત્યાંહિ, કલાખાન છે પાટણ માંહિ;
મહાદુરદંત કહેવાએ જેહ, હીરમુનિને તેડે તેહ. ૧૦
શ્રાવક સઘળા બિહના ઘણું, હીરે આણ્યું તિહાં દૃઢપણું;
ચાલી આવે ખાનને પાસ, કલાખાન પૂછે ઉલ્લાસ. ૧૧
ઉંચો સૂર કે ઉંચો ચંદ? ભાખે મુનિવર હીરસૂરિંદ;
ચંદ અમારે ભાખ્યો દૂર, તેહથી હેઠો કહીએ સૂર. ૧૨
બોલ્યો ખાન તવ કરડો થઇ, હમારે સૂર તો ઉંચા સહી;
નીચા ભાખ્યા હૈ યે ચંદ, તુમ કયું ઉંચા કહો સૂરિંદ? ૧૩
તિણ વેળા બોલ્યા ગુરૂ હીર, નહિં હું જ્ઞાની રાંક ફકીર;
જૈસી બાત મેં ગુરૂસેં લહી, વૈસી બાત મેં તુમકું કહી. ૧૪
હમારે શાસ્ત્રમેં યું કર કહ્યા, તુમ્હારે શાસ્ત્રમેં જૂદા લહ્યા;
દેખ તો કોઇ ન આયા અહિં, સુણતાં ખાન ખુસી હુઓ તહિં. ૧૫

માંગો હીરજી જો કુછ હિયે, હીર કહે બંધી છોડિયે;
માારણુ રાખ્યા હુંતા ચોર, મૂક્યા તેહના કાપી દોર. ૧૬
એક માસ તિહાં હુઇ અમાર, સબળ મોહોત્ત પામ્યા તિણુ ઠાર;
વાજંતે ગુરૂ પાછા વળે, સકળ સંઘ મનોરથ ફળે. ૧૭
પાટણથી પછે કરે વિહાર, ત્રંબાવટીમાં આવણહાર;
સોજીંતરે ર ા કારણુ વતી, આશાતના હુઇ પ્રતિમા અતી.૧૮
અમદાવાદ અકબર શાહ જિસેં, પાસે આજમખાન સહી તિસેં;
ખંડી પ્રતિમા પાસની ત્યાંહિ, લખ્યું આવ્યું ત્રંબાવતીમાંહિ.૧૯
હાકિમ હસનખાન કર કરી, આશાતના પ્રતિમાની કરી;
સુણી હીર સોજિંતરે રહ્યા, બોરસદેં પછે ગુરૂજી ગયા. ૨૦
ઇણુ અવસર જગમાલ રિષિ જેહ, શ્રીકરણુ રિષિનો ચેલો તેહ;
ગુરેં ન દીધો પુસ્તક જામ, કરે ધંધ તે સગળો ત મ. ૨૧
આવી હીર કનેં કરે પુકાર, પોથી અપાવો કરી વિચાર;
હીર કહે એ ન લહું વાત, વારે તે જાણે અવદાત. ૨૨
તુજ ગુરૂ દેખે ગુણુ તુજમાંય. તો પોથી તુજ ન દીએ કાંય ?
ર્મ  શિષ્યના ગુણુ મન ગ્રહી, તેહને પોથી આપે સહી. ૨૩

( દુહા )

પુરૂપ નહિ રે ગુણુ વડા, જો નર મૂકી રીસ;
આઉળ પાએ ચંપીએ, મરૂઓ દીજે શીષ. ૧
પોલાં કડુઆં તુંબડાં, ગુણે કરીને મીઠ;
તે કિમ મ ાણુસ વીસરે, જેહ તણા ગુણુ દીઠ ? ! ૨
ગુણુવંતો નિર્ધન ભલો, નિગુણો સધન નિવાર;
નીલો ખાખર મૂકીએ, ચંદન સૂક સંભાર. ૩

( ઢાળ ૨૭ મી-દેશી ચોપાઈની. )

ઈણુ દ્રષ્ટાંતે સમજે આજ, વઢો ન ખોઈશ ગુરૂની લાજ;
વાર્યો સોય ન માને બોલ, ગછબાહિર તવ કર્યો નિટોલ. ૧
લહુઓ ઋષિ ચેલો તસ પુંઠિ, બેહુ ચાલ્યા દીવાનમાં ઉઠિ;
પેટલાદેં હાકિમને મિળ્યા, બંદુકદાર લેઈને વળ્યા. ૨
સંવત સોળ ને ત્રીસો ત્યાંહિં, હીરઅછે તવ બોરસદ માંહિં;
લેઈ બંદાને આવ્યો ત્યાંહિં, હીરવિજયસૂરિ બેઠા ત્યાંહિં ૩
ભગવનદૃષ્ટેં ન પડ્યા ત્યાંહિં, બેઠો આવી ચોહટ માંહિં;
એક શ્રાવિકા રીશેં ભરી, માર્યો ઉલાળો મસ્તક ફરી. ૪
માહરો ગુરૂ ગુણસાગર જેહ, તેહને દુઃખ પમાડે એહ;
ઇસ્યું કહિ પચાર્યો ત્યાંહિં, માર્યો ઉલાળો શિરમાંહિં. ૫
ફાટું મસ્તગ લોહી નીકળે, જગમાલ તવ ઝાઝું મન બળે;
બંદુકદાર તવ આવી મિળે, શ્રાવક હીરમુનિ સહુએ ટળે. ૬
પેટલાદે તે ગયો જગમાલ, કરે બુંબડી મારે ગાળ;
લેઇ અસવારને આવ્યો વળી, હીરમુનિ સહુ જાએ ટળી. ૭
દેઇ દામ સમજાવ્યો સોય, હરામખોર ચેલા એ હોય;
ફર્યા તુરક મુખ બોલ્યા ઇસ્યું, તુહ્મ મુરીદ તો વઢવું કિસ્યું ? ૮
તું ચેલા ને એ ઉસ્તાદ, ગુરૂસેતી ક્યૂ કરણા વાદ;
ગુરૂ વેચે પકડી તુજ હાથ, ફાડીનાક પરોવે નાથ. ૯
મેલિ ચરને કાઢ્યો તામ, દામ કરે જગ સઘળાં કામ;
દામેં કીરતિ બોલે લોક, દામેં લંછન હોએ ફોક. ૧૦

ઠામેં કષ્ટ થયું વિસરાળ, હાંકી કાઢયો તિહાં જગમાલ;
ઠામ ઠામ તે ધંધ બહુ કરે, કલેસીઓ બેરૂમાંહિં શરે. ૧૧

( દુહા )

ગેરૂ બેરૂ સારિખા, વહિરો નહિ નરપાળ;
ગેરૂ પત રાતાં કરે, બે કરે કપાળ. ૧
જાતિવંત જગમાં ભલો, નાહી ભલો કુજાત;
જો બોહોતેરો ચાંદણો, દિવશ ન પૂગે રાત. ૨

( ચોપાઈ. )

રયણી સરિખો જે જગમાલ, પાદશાહ કેં જઇ માર્યો ગાલ;
આગળ વાત તે કહિસ્યું સહી, હીર ખંભાયત આવ્યા વહી.૧૨
સંવત સોળ એકત્રીસો ઇસેં, બહુ મંડાણ હુએ વળી તિસેં;
મેઘવિજય લ્યે સંયમભાર, સાંભળજો નર તે અધિકાર. ૧૩
પાટણમાંહિં રહે અભેરાજ, ઓશવંશમાં સગળી લાજ;
અનુક્રમેં ગયા દીવમઝાર, સગળો વાણિજ કરે તેણિઠાર. ૧૪
ચ્યાર વાંહણ વાણોતર ચ્યાર, જેહની ઋદ્ધિતણો નહિ પાર;
અમરાદે ઘર નારી સાર, શોભે સીતાનો અવતાર. ૧૫
ગંગા નામેં પુત્રી જેહ, બાલકુંઆરી કહીએ તેહ;
વડા ત્યાં કમલવિજય પંન્યાસ, ભણતી તેહની સાધ્વી પાસ.૧૬
નવે તત્વ ને જીવવિચાર, ઉપદેશમાલા ગ્રંથ સુસાર;
સંઘયણાદિક શાસ્ત્ર અનેક, ભણતાં આવ્યો સબળ વિવેક.૧૭

કહે પુત્રી લેઉં સંયમભાર, હું ન કરૂં સંસાર વિચાર;
આપો મુજને તુમ આદેશ, અહ્મે મૂકસ્યું પાપકલેશ. ૧૮
સુણી વચન માતા દુખ ધરે, પિતા સોય એહવો ઉચ્ચરે;
બાલકુંઆરી સ્ત્રીની જાતિ, કષ્ટ ખમેવું દિન ને રાતિ. ૧૯
આગમ શાસ્ત્ર સુણ્યામેં કાન, સંસારનાં દુખ મેરૂ સમાન;
સંયમનું દુખ નહિ લગાર, શાલિભદ્ર લ્યે સંયમભાર. ૨૦
બ્રાહ્મિ સુંદરી બાલકુંઆર, મલ્લીજિન લ્યે સંયમભાર;
બાલકુંઆરો જિનવર નેમિ, સંસાર સુખ ઉપર નહિં પ્રેમ.૨૧
મેં સંસાર છોડેવો સહી, જલ નવી પીવું ઉભાં રહી;
જો નવિ ઘો મુજ સંયમભાર, તો મેં છાંડયા ચ્યારે આહાર ૨૨
અમરાદે બોલી તિણહાર, જો તું ન રહે સહી સંસાર;
તો મેં લેવો સંયમ ભાર, પુત્રી જાતાં કિસ્યો આધાર ? ૨૩
સુણી તાત પણ હુઓ વૈરાગ, સંસાર રહેતાં નહિ મુજ લાગ;
પુત્રી નારી મોહે અભેરાજ, નહિ સંસાર રહ્યાનું કાજ. ૨૪
માત પિતા લ્યે સંયમભાર, ઘરે રહો તમ્હે મેઘકુમાર;
પરણાવું તુહ્મ સુંદર નાર, સુખ વિલસે રહિ તુહ્મે સંસાર. ૨૫
મેઘ કહે ન રહું સંસાર, મેં પરણેવિ સંયમનાર;
સુણી વચન કાકી બૂઝેય, પાંચ જણાં તવ સંયમ લેય. ૨૬
દેખી અચંબહ વાત અપાર, તવ બૂઝ્યા વાણોતર ચ્યાર;
ઇંદ્ર જિસ્યા નર બૂઝ્યા આજ, આપણ રહી સ્યું કરસ્યું કાજ.૨૭
નવેજણા હુઆ એકે ધ્યાન, કાગળ તવ લખીઓ ખં ાત;

પાછો લેખ લખે ગુરૂરાય, એક શ્રાવિકા દેજો દીક્ષાય. ૨૮
એહુવો લેખ ગયો જેણીવાર, શાહ અભેરાજ તવ કરે વિચાર;
છાનો ઊઠી આવે આંહિં, ત્રંબાવતી ગુરૂ હીરછે જ્યાંહિ. ૨૯
ઉતર્યા શાહ વાઘજીને ઘરે, કુંકેકાં ચઢતાં બહુ પરે;
અસવારી આડંબર બહુ, જોવા લોક મિલે તિહાં સહુ. ૩૦
ખુંપ તિલક નિત નવી કભાય, તીન માસ ઈમ ઉચ્છવ થાય;
સાહમી વત્સલ કીધા બહુ, યાચક જન પહિરાવ્યા સહુ. ૩૧
મહિમુદી પાત્રીસ હજાર, ખરચી સફળ કર્યો અવતાર;
છતી ઋદ્ધિનો મૂકણહાર, શ્રેણિકસુત જિમ મેઘકુમાર. ૩૨
ગયસુકુમાલ ઢંઢણકુમાર, જંબૂપરેં મૂક્યો સંસાર;
થાવચ્ચાની પેરેં કરે, વાજંતે વનમાં સંચરે. ૩૩
કંસારીપુર શોભે ત્યાંહિં, આવ્યા સરોવર આંગા જ્યાંહિ;
રાયણ રૂંખતળે સંયમલીધ, હીરવિજયસૂરો હાથે દીધ ૩૪
કુંડલ ખુંપ ઉતારે હાર, નરનારી નયણે જલધાર;
મુકે પંગ્રેલાં પામરી ચીર, મુનિજન લોચન મૂકે નીર. ૩૫
ગંગા બહિની તજે શિણગાર, પંખીજન રોવે તિણિવાર;
સાંભરી સહુને રાજીમતી, કોણ વયેં સંયમ લે સતી. ૩૬
અમરાદે લ્યે તિહાં દીક્ષાય, જિમ જગ અભયકુમરની માય;
નામેં સુનંદા શ્રેણિકનાર, પુત્રમેહેં ન રહી સંસાર. ૩૭
તિમ અમરાદે શ્રમણી હોય, અભરાજ સંયમ લ્યે સોય;
આર્યભદ્ર જિમ જંબૂ પૂંઠિ, મોહેં સંયમ લીધો ઊઠી. ૩૮

સોજાઈ વાણોતર ચ્યાર, તિણે મૂક્યો સંસાર અસાર;
 ઈક્ષુકાર જિમ સંયમભાર, સેવક ચ્યારતણો પરિવાર. ૩૯
કાર્તિક શેઠ લ્યે સંયમ વાટ, સેવક સાથે સહસ ને આઠ;
 અભયરાજ લિયે સંયમભાર, વાણોતર તિહાં પુઠે ચ્યાર. ૪૦
મેઘકુમારતણી એ કથા, જિણે પદારથ મૂક્યા છતા;
 હીરહાથે લ્યે સંયમભાર; ભાર પરેં નાંખ્યો શણગાર. ૪૧
એકસો રૂપકતણી કમાય, યાચકને દીધી તિણઠાય;
 નવ માનવસ્યું દીક્ષા ગ્રહી, દસમો ભાણુવિજય તે સહી. ૪૨
શ્રીશ્રીમાલી નાનો નાગ, દેખી મેઘ પામ્યો વૈરાગ;
 હીર હાથે લ્યે સંયમભાર, પાસે તે રાખ્યો ઋષિસાર. ૪૩
ઇંમ સંયમ લ્યે સુપુરૂષ જિસેં, રામજી નર ઉભોછે તિસેં;
 હીરજીને વહિરાવ્યો જેહ, પિતા બહુન અનુમતિ નવિ દેહ ૪૪
પરણાવાની કરતા પેર, વેવિસાલ આવે બહુ ઘેર;
 બાવિસસેં ભરૂઅચ્ચી જોય, પહિરામણી નર આપે સોય. ૪૫
ભાવકુમરનો નિશ્ચે લહી, માતા ઇણી પરે બોલી તહિં;
 સાધતણે વહિરાવ્યો જેહ, કિમ પરણાવ્યો જોઇયે તેહ. ૪૬
કુમરતણી ઈચ્છા પણ નહિ, હું તો ના નવિ ભાખ્યું અહીં;
 પિતા બહુન અનુમતિ નવિ દિયે, તિણે રામજી દીક્ષા નહુ લિયે. ૪૭
મેઘવિજય સંયમ લ્યે જ્યાંહિં, પુરૂષ રામજી ઉભો ત્યાંહિં;
 ભાણુવિજય સાહસું તે જોય, એ લક્ષણ ઉત્તમ નવિ હોય. ૪૮
તુજ વચેને મેં સંયમ લીધ, તેં સંસારેં રહિવું કીધ;
 રામકુમરનો ભાવ તે સહી, પણ દીક્ષા નવિ જાએ ગ્રહી. ૪૯

જેસિંઘ હીરને કહે ગહગહી, માએ અનુમતિ દીધી સહી;
દીજે દીક્ષા અવસર અછે, હોનારૂં તે હોસ્યે પછે. ૫૦
ગોપાળજી ઉભો ગુણવંત, જેસિંગ હીરને એમ કહંત;
રામકુમરને હાથે ગ્રહી, પિંપલોઇ તુમ્હે જાઓ સહી. ૫૧
રથ બેસાડીને લેઇ ગયો, પંન્યાસ એક પુંઠે પણ થયો;
રામજીને દીધી દીક્ષાય, વડલીમાંહિ આવ્યા ઋષિરાય. ૫૨
હીર ત્રંબાવતી આવ્યા સહી, રામકુમર તે દીસે નહિ;
ત્રણ્ય દિવસ હુઆ જેણીવાર, બહિને આવી કર્યો પોકાર. ૫૩
દીક્ષા તુહ્મ દીધી કિમ જાય, કઠણ વચન બોલે તેણિ ઠાય;
બંધવ કુંઅરજી નર જેહ, સબળો ધંધ કરંતો તેહ. ૫૪
હીર કહે જિણે દીધી દીખ્ય, બીજો રામજી તેવો શિષ્ય;
મારે બેહુનાણું નહિં કામ, ગછ બાહિર લેઇ કાઢ્યા તામ. ૫૫
ઉદયકરણ સંઘવી નર જેહ, કુંઅરજીને વારે તેહ;
કિસ્યો કામ આવસ્યે રામ ? ફોક ફજેત થાઓછો આમ. ૫૬
જંબુક પરે ખુઓ કાં હોય, નહુ સંસાર મોક્ષફળ હોય;
સુનંદાની પેરે કરો, રામ પુંઠે તુમ્હે સંયમ વરો. ૫૭
બંધવ બહિની સમજ્યાં તહિં, કહે રામને તેડો અહિં;
લાખી લેખ તેડયો નરરામ, ઉચ્છવ મોચ્છવ કીધા તામ. ૫૮
મેઘતણી પુઠે નર એહ, ઇગ્યાર જણ તિહાં સંયમ લેહ;
મેઘવિજય હુઓ ઉવઝાય; જસ વાણી ડોલે બ્રહ્માય. ૫૯
રામ ભાણ હુઆ પંન્યાસ, પંડિત કવિ મુખ શારદવાસ;
ગછમાહિ જાણીતા જામ, જિમ રવિ બીજો રાજારામ. ૬૦

( દુહા )

ઋષભ નમે મુનિ રામને, ક્રોધરહિત ગંભીર;
મદ મચ્છર માયા નહીં, શીળેં ગંગાનીર. ૧
હંસ્યા શિષ્ય ગુરૂ હીરને, શ્રાવકનો નહીં પાર;
દિનદિન દીસે વાધતો, હીરતણો પરિવાર. ૨
હીર ફરે મહિમંડલેં, જિમ જિનવરમાં વીર;
રાજનગરમાં આવીઆ, યુગપ્રધાન સમ હીર. ૩
સોમવિજય સંયમ લિયે, સાથે મનુજ અઢાર;
ઋષભ કહે નર સાંભળો, ભાખું તેહ અધિકાર. ૪

( ઢાળ ૨૮ મી પરંગરથ રાય વિતસોકા૦ રાગ મારૂ. )

કહુ અધિકાર તુજ સાંભળ સોમ વિજયતણોરે, પૂરવેં વડા વજીર;
વીરમગામના વાસિ વીરૂમલિક સહીરે, પ્રાગ વંશમાંધીર.
રૂઅડો ગોપળજીરે, ૧
પંચસયાં અસવાર ચઢે જસ પુંઠલેંરે, વાજે ભંભા ઘોર;
મીર કોઇ થઇ ફરતો મલિક વીરૂ સહીરે, નાઠા સઘળા ચોર. રૂ. ૨
તાસ પુત્ર હુઓ એક જગમાં સિંહજિસ્યોરે, નામ મલિક સહસકર્ણ;
કરે વજીરી મહંમદ પાદશાહની સદારે, દરે ઋદ્ધિ બહુ આભર્ણ. રૂઅડો. ૩
તાસ પુત્ર હુઓ એક સુંદર શુભ મતીરે, ગોપાળજી તસનામ;
ધુરથી ધર્મી વિદ્યાવંત સુસંગતીરે, ન કરે પાપનુ કામ. રૂ. ૪

મુનિવર સેવા કરતાં ગ્રંથ ઘણા ભણ્યારે, વ્યાકરણ તર્ક પ્રમાણ;
કરે કાવ્ય નવાં તે રંગે રસ ભર્યારે, થોડે દિવસેં નર જાણ. ૫
નિજ પરિવારનેં કહે હું સંયમ આદરૂ રે, શસ્ત્ર ધરૂં નહિં આપ;
વૈર કરી હવી જગના જંતુનેરે, કોણ ભોગવે પાપ. રૂ. ૬
બહુએ વાર્યો ન રહે નર ગોપાળજીરે, હુઓ ભગિની વૈરાગ;
તું સરીઓ હું જખા જગમાં જાણજેરે, કરીએ ઋદ્ધિનો ત્યાગ.રૂ. ૭
તવ વૈરાગી ભ્રાત હુઓ કલ્યાણજીરે, તુહ્મ જાતાં રહું કેમ ?
સંયમ લેસ્યું આપણ બેઉ જણારે, સાંબ પ્રદ્યુમ્ન નર એમ. રૂ.૮
અમદાવાદે ચાલીને વેગેં આવીઆરે, વંદ્યા હીરનાપાય;
પુરૂષ ઝવેરી કુંઅરજી ઘરે ઉતર્યારે, ઉચ્છવ અધિકો થાય. રૂ.૯
મોહોર તણો ગજચીતર પહિરે સોમજીરે, ભૂષણ રૂપ અપાર;
દેખી શીશ ધુંણાવે પુરૂષ ઘણા વળીરે, એ મૂંકસ્યે સંસાર. રૂ.૧૦
નિત વરઘોડા બહુ આડંબરેરે, ખરચે કુંઅરજી દામ;
નરનારીને નાનાં મોટાં સહુ વળીરે, જોવા મિલે જન ગામ રૂ.૧૧
એક દિન ચઢીઓ વરઘોડે ગોપાળજીરે, હાકિમ મિલીઓ તામ;
પૂછે પ્રેમેં કુમર ચડ્યો એ પરણવારે, ના છોડે શ્રી દામ.રૂ. ૧૨
દેખી નવયૌવન નાહનો પુરૂષ તેરે, હાકિમ લાગો પાય;
મુખ તંબોલ તે માગે નર પ્રેમેં કરીરે, સોમ તણા ગુણ
ગાય. રૂ. ૧૩
કહે હાકિમ મુજ હાથે નહિ જો એક વળી, સાહિબ ન સાંસરે તોય;
એ નવ યૌવન નાંહનો દુનિઆં મૂકતોરે, ભલો યતી એ હોય. રૂ. ૧૪

હીર હાથે પછે સંયમ લીએ શુભ પરેરે, પૂઠે મનુષ્ય અઢાર;
હેગી સમકિત પામ્યા પુરૂષ ઘણા વળીરે, હીર ભાગ્યનો નહિ પાર. રૂઅડો. ૧૫
શાહગણજી તિહાં સંયમ લિયે સિંહજિસ્યોરે, વસ્ત્ર ભલાં ઘેર વહિલિ;
નાહનો તે નિત્ય રૂપક એક ઉપરાજતોરે, ચાલ્યો સોમનીયે ગેલિ. રૂઅડો. ૧૬
ગજ ઉપર બેસી ધન ઉછાળતોરે, જિમ સુલતાન જહાંગીર;
દેઈદાનને દુનિઆં જે નર મૂકતોરે, ગુરૂ કીધો શિરહીર. રૂ૦ ૧૭
ધનવિજય પંચ જણસ્યું તિહાં સંયમ લીએરે, કમળ વિમળ બે ભ્રાત;
માત તાતને સંયમ પોતે આદરેરે, જગ જોવાને જાત. રૂ૦ ૧૮
સદય વચ્છ ભણસાલી સંજમ આદરેરે, પદમવિજય નર સાર;
દેવવિજય ને વિજયહર્ષ સંયમ લીએરે, ઇત્યાદિક મનુજ અઢાર. રૂઅડો. ૧૯
નમથાપન સોમવિજય શિષ્યને કીઓરે, અનુકરમેં ઉવઝાય;
જેહની દેશના નંદિખેણના સારિખીરે, નિફળ કહિયેં નવિ જાય. રૂઅડો. ૨૦
ઇસ્યું રૂપ કિરીઆ ને કંઠ પંડિતપણુંરે, મેં નવિ દેખ્યું કયાંહિં;
ક્ષત્રી મુગલ મલિકતણે સમજાવીઆરે, ઉચ્છવ બહુ ઋષિ જ્યાંહિં. રૂઅડો. ૨૧
હીરતણા શિષ્ય એહવા જગમાં બહુ હુઆરે, ધન્ય હીરનો અવતાર;
ઋષભ કહે ગુરૂ હીરવિજયસૂરીતણારે, કોઇ ન પામે પાર. રૂ૦૨૨

( દુહા. )

સોમવિજય મુનિ દીખીઆ, હીરેં કીઓ વિહાર;
અનુક્રમેં પાટણ રહ્યા, તિહાં હુઆ લાભ અપાર. ૧
અનુક્રમેં મુનિ વિચરતા, કુણગિર કરે ચોમાસ;
ઉપધાન માળ વ્રત બહુ ગ્રહે, ધરમેં કીધો વાસ. ૨

( ઢાળ ૨૯ મી–દેશી ચોપાઇની. )

વાસ ભલો કુણગર ધન્ય કહે, જિણ થાનક ગુરૂ હીરો રહે;
પુણ્યવંત હર્ષ તિહાં ધરે, અધમ સદાએ ઇર્ષ્યા કરે. ૧
ત્રણસેં ત્રેસઠ પાખંડી જેહ, વીરની નિંદા કરતા તેહ;
કમઠેં દુહવ્યો પારસનાથ, ગોસાલો કરતો મનિઘાત. ૨
અધમ સદાના ચાલ્યા જાય, દુહવ્યો હીરમુનિશ્વરરાય;
કુણગિર હીર રહ્યો છે જિસેં, સોમસુંદર સૂરિ રહીઆ તિસે. ૩
પર્વ પજૂસણ વીત્યું જિસેં, ઉદયપ્રભસૂરી આવ્યા જિસેં,
ત્રણસેં મહાતમા પુંઠેં હોય, હીરતણે ઇમ ભાખે સોય. ૪
કરૂં ખામણાં તુહ્મને અહો, સોમસુંદરને જો કરો તુહ્મે,
હીર કહે મુજ ગુરૂ નવિ કર્યાં, ખામણાં કિમ જાએ આદર્યાં. ૫
બોલ્યા મહાતમા તિહાંકણ રહી, અહ્મે સકળ દુહવાસ્યું સહી;
હીર કહે સ્યું કીજે વળી, અવશ્ય ભાવ ન ટળે કેવળી. ૬
બોદાણા ઋષિ પાછા વળે, કલાખાનને પાટણે મિલે;
કૂડી તિહાં ચલાવીવાત, હીરે બીલ્યો છે વરસાત. ૭
સો અસવાર દોડાવ્યા તહિં, હીરને ઝાલી લ્યાવો અહિં;
કુણગિર વિંટી નગરી જિસે, રાતેં મુનિવર નાઠા તિસેં. ૮

તોલો ધામી શ્રાવક જેહ, વડલીથી નર ધાયો તેહ;
કોળી બહુ તિણે પુઠે કીધ, હીરતણે ચરણે શિરદીધ. ૯
હીરગુરૂ મમ બીહો તહ્મે, વડલીમાં લેઈ જાઉં અહ્મે;
આવો છીંડે નીકલી જઇએ, વડલીમાંહિ સુખે જઇરહિયે. ૧૦
હીર ખાઈમાં ઉતરે જિસેં, લાભવિજયને અહી વલગો તિસેં;
કહે હું રહ્યો તુમે જાઓ હીર, ત્યારે દુખ પામ્યો ગુરૂધીર. ૧૧
વિબુધ કહેજ વિમાસી જોય, મોટાંને મોહું દુખ હોય;
હરિચંદ જલ ગાગરિ ભરી, તારા લોચન સાથે ધરી. ૧૨
નલ દવદંતી પડયો વિયોગ, સનતકુમારને અંગે રોગ;
દશરથ રામ વિયોગી હુઆ, હરી બલદેવ પડયા જુજુઆ. ૧૩
પાંડવ વરસ ભમ્યા તે બાર, ઋષભ જિસ્યાને ન મિલ્યો આહાર;
મોટાં દુખ પામ્યા મહાવીર, તિમ દુખ પામ્યો તિહાં ગુરૂહીર ૧૪
લાભવિજયને ફેર્યો હાથ, ભુજંગ વિષ તે ઉતરી જાત;
છીંડે નિકલ્યો મુનિવર સાથ, વડલીમાં આવ્યો મુનિનાથ. ૧૫
કુણગિર સહુ સોજી પરભાત, હીરગુરૂ નવિ આવ્યો હાથ;
પગ કાઢી વડલીમાં જાય, સોજ્યો નવિ લાધો ઋષિરાય. ૧૬
હીર રહ્યો ગુરૂ ભુંઈરામાંહિં, ઉપર ઘંટી માંડી ત્યાંહિં;
ત્રણ્ય માસ છાના ગુરૂ રહે, પછે હીર શોભા બહુ લહે. ૧૭
સંવત સોળ ચોત્રીસો જિસેં, એહ મામલો હુઓ તિસેં;
ઋષભ કહે ધન ધન્ય સૂરિંદ, કરે વિહાર ધરી આનંદ. ૧૮

( દુહા )

અનુક્રમે ગુરૂ આવીઆ, અમદાવાદ મઝાર;
મીઠી ગુરૂની દેશના, સુણતાં નર ને નાર.

(ઢાળ ૩૭ મી-દેશી પ્રણમું પાસકુમારરે-રાગ ગોડી.)

સુણે નર નારી વૃંદરે, હીરની દેશના;
પુરજન દાને વરસતા એ.
વિચે વિઘ્ન એક હોયરે, સૂર મયંક પરે;
જિમ રાહુ કરતો આપદા એ.
ઇણ દ્રષ્ટાતેં જોયરે, રાજનગરમાંહે;
જલધર તે તાણી રહ્યો એ.
હાકિમ સાહેબખાનરે, અતિ કરડો તદિં;
તેડું હીરને મોકલ્યુ એ.
પુહુતો હીરસૂરિંદરે, મળ્યા જઇ ખાનને;
હુઆ દેઇ ઊભા રહ્યા એ.
પૂછી મેઘની વાતરે, કહ્યું નહિ બરસતા;
તુહ્મ જલધર ખીલ્યા સહી એ.
હીર કહે સુણ મીરરે, સુભટ જિકો હોય;
સોઇ વંછે સંગ્રામને એ.
વંછે વૈદ્ય બહુ રોગરે, મૃત્યુક બાંભણા;
સાધુ સુભિક્ષને વંછતા એ.
જો હોય અન્ન સુગાલરે, ટુકડા કોઇ દીએ;

તો કયું મેઘકું ખીલીયે એ ? ૯
ખીલી ન શકે કોયરે, જયું જગ આડખો;
ઘરે બંધે નહિં તિલ વળી એ. ૧૦
ઇમ હોય વાત વિચારરે, ગયો તવ કુંવરજી;
ખાન મોહોત બહુ આપીઓ એ. ૧૧
આવ્યો વેગેં ત્યાંહિંરે, ઝવેરીકુંઅરજી;
કુણ જલ ખીલે દોષિઆ એ. ૧૨
ઈનકા પંથજ તેહરે, સબકું સુખ વંછે;
જલધર બિન સુખ કયું કહું એ. ૧૩
સમજિઓ સાહેબખાનરે, હીરનેં વાળીઓ;
લેઈ કુંઅરજી આવીઓ એ. ૧૪
ઉચ્છવ હુઆ અપારરે, દાન દિયે ઘણાં;
યાચકજન સુખીઆ કર્યા એ. ૧૫
પૂજા લુંછણાં દામરે, વહેંચી આપતા;
ચઢયો કુંઅરજી ટુંકડી એ. ૧૬
કુંઅરજી ઝવેરી જેહરે, હાકી ઉઠીઓ;
હું લાવ્યો ગુરૂ હીરને એ. ૧૭
તું કુણ માણુસમાંહિરે, નાસી કિમ ગયો;
હાજર હુઓ હવડાં વળીએ. ૧૮
કુંઅરજી ટુંકડી ત્યાંહિરે, ચૂકી બોલિયો;
લાવ્યો તો વળી લાવજે એ. ૧૯
ાઠ દિવસ વનમાંહિરે, તે ઘાલી કરી;

ગયો તલાર કને પાધરો એ. ૨૦
કુંકયા તેહના કાનરે, તિણેં કહ્યું ખાનનેં;
લેવા ઠામ દમડીતણો એ. ૨૧
મોકલ્યા બંદા તામરે, ઝવેરીવાડમાં;
આવ્યા હીરને ઝલવા એ. ૨૨
સાહ્યો હીરનો હાથરે, વલગા કલપડે;
રાઘવ ગંધ્રપ વિચ થયો એ. ૨૩
સોમસાગર વલગેહરે, ફાડયો કલપડો;
હીરતણો મૂકાવીઓ એ. ૨૪
ઝાલી ન્હાસતાં કોટરે, વળી મૂકાવતાં;
રાઘવ હાથ ઘાયો સહી એ. ૨૫
હીરે કર્યું પલાયનરે, ઉઘાડી દેહેં;
બીહિકે ધ્રૂજે ગુરૂ તહીં એ. ૨૬
ધિગ ધિગ માન કષાયરે, જિણ જગ રોળવ્યો;
શ્રાવક હુંતે સ્યું કર્યું એ! ૨૭

(દુહા.)

“ ઋષભ તણો સુત વરસ લગેં, માને દુખીઓ થાય;
બાહુબાલ સરિખો રાજીઓ, વેલડીયેં વિંટાય. ૧

( કવિત. )

મકર મૂઢ મદઆઠ જોહ કુળ નીચુ વીર,
રૂપે સનતકુમાર વિણઠો તાસ શરીર;
દુર્યોધન બલખીણ જાત્ય મેતારજ હાર્યો,
રાવણ ઋદ્ધિનું માન તેહ રામે જઇ માર્યો;
લબધિ લાભ આષાડ–સૂત માને દુખ દ્રૂપદી,
થૂલીભદ્ર દુખ જ્ઞાન પુરૂષાં માન મકરો કદી. ૧

( દુહા. )

ઋષભ કહે નર બાપરા, ક્રોધ કરો નર કાંહિં;
પૂર્વ કોડિ ચારિત ભલો, તે બાળે ક્ષણ માંહિં. ૧
લગ્ગે ક્રોહ પલેવણે દજઝે ગુણરયણાંહ;
ઉપશમ નીર ન ઓલવે, પામે દુઃખ સહાય." ૨

( ઢાળ. )

દુખ પામે નર તેહરે, ક્રોધાદિક કરી;
માને ભુંડું આદરે એ ૨૮
આદર્યું એહ કુકર્મરે, ગુરૂ સાહમો થયો;
મુનિવર પડિયો કષ્ટમાં એ. ૨૯
હીર ભયંકર હોયરે, નાહાસે ધ્રૂજતા
રાખે લુંકા દેવજી એ. ૩૦

રહો નિશ્ચલ ઇણુ ઠામરે, મનમાં મત બીહો;
  રાખું જૈન યતી વતી એ. ૩૧
તુમને ઝાલસ્યે જોયરે, જૈન હેઠા હોસ્યે;
  તે ટાળે મુજ પુણ્ય ઘણું એ. ૩૨
એમ કહી રાખ્યો હીરરે, બંદા દોડીઆ;
  બુંબ દીએ દીવાનમાં એ. ૩૩
કહે અમ માર્યા મુંઠેરે, નાઠો હીરજી;
  દીવાનને માને નહિ એ. ૩૪
ધાયો તામ તલારરે, સોર હોએ ઘણો;
  મળ્યા પુરૂષ બહુ લુંટવા એ. ૩૫
દીધી પોળ જ તામરે, ઘર જુએ ફરી;
  મોહોરે થયો તિહાં દેવજીએ. ૩૬
બોલે માંડ અસારરે, ઝાલો એહને;
  એહ વૈરી છે અમતણો એ. ૩૭
ઇમ કહી સોજ્યું સર્વરે, હીર મળ્યો નહીં;
  ખિન્ન ખેદ પુરષાં થયાએ. ૩૮
જોતાં સાગરધર્મરે, ને સુતસાગરૂ;
  હાથે ચઢ્યા બેહુ એ વળી એ. ૩૯
બાંધ્યા કૂટ્યા દોયરે, ફૂટી નાશિકા;
  રગત વહ્યું તિહાં અતિ ઘણું એ. ૪૦

પછિ કહ્યું મરશે એહરે, એહનિં સ્યું ગ્રહ્યા;
ગુરૂથાસો ન્હાસી ગયા એ. ૪૧
વળ્યો પાછો કોટવાળરે, છાના મુનિ રહ્યા;
બહુ દિવસે દ્વંદ ભાગીઓ એ. ૪૨
સંવત સોળ છત્રીસરે, એહવો માંમલો;
ઋષભ કહિં દુખવડી ગયું એ. ૪૩

( દુહા. )

દુખ નાઠું સુખ બહુ થયું, દિન દિન ચઢતી ઋદ્ધિ;
અનુક્રમેં પ્રભુ આવીઆ, નગરી જિહાં બોરસિદ્ધિ. ૧

( ચોપાઈ. )

સંવત સોળ સાંત્રીસો જસેં, બોરસિદ્ધિમાં રહીઆ ગુરૂ તસિં;
ઉચ્છવ મહોચ્છવ અધિકા થાય, સંઘ ખંભાયતી વંદનિં જાય. ૧
નગરી આખે લહિણું કીધ, ઘૃત બે બે શેર ઘરિ ઘરિ દીધ.
અઢાર વર્ણ ગુરૂના ગુણ ગાય, મોટો દાનતણો મહિમાય. ૨
દાને ઉંટમુખા નર જેહ, નીચમુખા નર હોએ તેહ;
અતિ જીભારા જગમાં જોય, ગુણ બોલંતા દીસે સોય. ૩
વયરી સોય વખાણે વાત, મુનિવર બોલિં તસ અવદાત;
સ્તબધ મૂઢ નવ બોલે કદા, દાનિં વાચા હોએ સદા. ૪
લાડૂ ઘૃત લહિણાં બહુ થાય, તેણિં હીરના હુ ગુણ ગાય;
ચોમાસું પૂરૂં ત્યાંહાં કરી, ત્રંબાવતી આવ્યા પરવરી. ૫

( ઢાળ-ગુરૂ ગીતારથ મારગ જોતાં, એ દેશી. )

હીરજી ખં નગરમાં આવે, સંઘ સાહામિએ જાવે;
ધ્વજ તોરણ કુંકમના હાથા, યાચક જન ગુણ ગાવેહો.

હીરના સકળ લોક ગુણ ગાવે, કુમતિ કદાગ્રહ જેણિં વાર્યા;
પ્રતિમા પરે પૂજાએ હો, હીરના૦ ૧
કોણી પરિં સામહીઉં કીધું, જાણું વીર પધારે;
ગુરૂજી ગઉખિં બઈઠા આવી, વચન રસિં નર તારેહો. હી૦ ૨

(ઢાળ-લંકામાં આવ્યા શ્રીરામરે. એ દેશી.)

હીર બૂઝવે ભવિજન પ્રાણીરે, નંદીખેણના સરિખી વાણીરે;
બળભદ્રતણી હિનાણીરે, વાણી ગંગા કેરૂં પાણીરે. ૧
દીએ દેશના ગુરૂજી સારોરે, પર પ્રાણમ દુહવો લગારોરે;
મૃષા બોલ્યે નહિં જયકારોરે, ચોરી પાપતણો નહિ પારોરે. ૨
દૃઢ રાખો શીલ કછોટીરે, અંગે ઓઢો સમકિત દોટીરે;
દયા કારણ દીજે રોટીરે, પરભવે લહિયે ઋદ્ધિ મોટીરે. ૩
મ કરો માયા મત કૂડીરે, શાને પહિરો હાથે ચૂડીરે;
ક્રોધ કરતાં સમતા બૂડીરે, નહીં પરણશો મુગતિ રૂડીરે. ૪
પર નિંદા છે જગમાં માઠીરે, મુક્તિ રૂપિણી નારી જાય નાઠીરે;
ઇહાં ન જમે ચોખા [1]સાઠીરે, મારે મહિલા વાંસે લાઠીરે. ૫
ભવિ કરજો પર ઉપકારરે, સીદાતાં તણો ઉદ્ધારરે;
જિમ હોય ઉત્તમ અવતારરે, ઘર લચ્છી તણો નહીં પારરે. ૬

(ઢાળ-મગધદેશકો રાજા. એ દેશી.)

ઋદ્ધિ પામ્યાનું એ ફળ હોઇ, ભગતી કરે સંઘકેરી;
શેત્રુંજગિરિની યાત્રા કરંતો, આગમ ભગતિ ભલેરી હો. ૧
શ્રાવક એ કરણી તુજ કેરી,

---

૧ સાઠી ચોખા-વરી.

ભરતતણ પરિ ભવન નિપાઇ, બિંબ–પ્રતિષ્ઠા કરાવે;
તે શ્રાવક ધન્ય જીવ્યા જગમાં, જિનબિંબ જેહ રાવે. હો. ૨
હીરવચન સુણી હરખે શ્રાવક, પૃથ્વીનું આભર્ણ;
શ્રી ચંદ્રપ્રભ મૂરતિ ભરાવે, સંઘવી શ્રી ઉદયકરણ. હો ાવક. ૩
સંવત સોળ અડત્રીસો જ્યારે, મહાશુદી તેરસિ ત્યારે;
બિંબપ્રતિષ્ઠા હીર કરંતો, નરભવ સંઘવી સમારે હો. શ્રાવક. ૪
સંઘપતિ તિલક ધરાવે ત્યાંહિં, સંઘવી શ્રી ઉદયકરણ;
આબુ ચિત્રોડ ગઢની યાત્રહ, પૂજે જિનનાં ચરણ. હો ાવક. ૫
વીસ હજાર રૂપક જેણિં ખરચ્યા, પુણ્ય ંધ્યું જેણે તાણ;
એહવી કરણ જેણેરે કીધી, તે સુખીઆ જગિં પ્રાણ. હો શ્રાવક. ૬

( દુહા. )

કરણી એહવી જે કરે, તેણે લહ્યો ખરો વિચાર;
હું તે હાથ ઘસી ગયા, ન ધર્યો નામ દાતાર. ૧
ઋષભ કહે ધન્ય કિરપણાં, અંતે અવધે જાય;
અંધપણે ઉતાવળો, ચગળે કાળી ગાય. ૨
વાહલા તુંહ વરાંસીઓ, ગુણ ઢાંકયા ધૂલેણ;
જો ગુણ આણુત પંદડે, તો ન ખણુત મૂલેણ. ૩
નખ મોટા માનવતણા, બાંધ્યા કૂપ ગુણેહ;
અંગુળ સરસા નખ જસે, કસે ભરાએ તેહ. ૪
વનવેલીનાં ફૂલ ફળ, કુઆતણાં જે નીર;
દેતાં ખૂટે નહિ કદા, ઈમ ભાખે ગુરૂ હીર. ૫
હીરવચન શ્રવણે સુણી, સંઘવી ખરચે ધન્ન;
બીજા નર પુણ્ય આદરે, દાનિ વરસે જન્ન. ૬

## ( ચોપાઈ. )

મહોચ્છવ હોય બહુ એણે ઠારિં, પછે હીર ગયા ગંધારિં;
ાવક સહુ સામહીએ જાય, ઉચ્છવ મોચ્છવ અધિકા થાય. ૧
શ્રાવક જન હરખ્યાં નરનારિ, એક વૃક્ષ નહિં જેણે ઠારિ;
તિહાં કલપદ્રુમ ઉગ્યો સાર, પત્ર પુષ્પ ફળનો દાતાર. ૨
એહવો હીર મુનિસ્વર જેહ, ગંધારમાંહિં રહ્યા નર તેહ;
મુહૂરત લીધું પ્રતિષ્ઠાતણું; ઇંદ્રાણી ધન ખરચે ઘણું. ૩
ઇણ અવસર જગમાલ ઋષિ જેહ, બોરસદ માંહિં વઢયો નર તેહ;
ક્લેશ થકો પાછો નવિ ફરે, અનુક્રમેં પોહતો તે આગરે. ૪
અકબરનિં કીધી અરદાસ, પૂરો પાદશાહ માહરી આસ;
વિગર ગુનહિ મુજ કીધો દૂરી, કરે જોર યતી હીરસૂરિ. ૫
તસબી મોતીની એક જેહ, હીરવિજય મુજ રાખી તેહ;
અપાવીએ માહરા દીવાન,શાહા અકબર થાઓ મહિરબાન.૬
સુણી મહિર હુઓ સુલતાન, લખી લેખ આપ્યું ફરમાન;
લખતો સાહિબખાનનું નામ, ઇસ ગરીબકા કીજિં કામ. ૭
લેઇ ફરમાન ચાલ્યો તે જસેં, આવી વાત ગુજરાતિં તસેં;
બીહિં સહુ આવે જગમાલ, બોલે સહુએ જુજુઆં ફાલ. ૮
એણે અવસરિ માનું કલ્યાણ, થાનસંઘ શ્રાવકમાં જાણ;
બાર હજાર હય ઉપરિ તેહ, જાણી વાત જગમાલની જેહ. ૯
શાહા અકબરનિં તે ગૂદરે, વાત જગમાલની માંડી કરે;
હરામખોર છે એ સેવડો, દૂરિ કર્યો જ્યું દંડે દંડો. ૧૦
સૂધો રાહ ન પાળે યતી, ગુરૂકા કથન ન માને રતી;
તેણિં દૂરિ કીઆ ગુરૂ વડે, જૂઠી વાત કરે અબ લડે. ૧૧

શાહ અકબ્બર બોલે આપ, બેટા સો જો માને બાપ;
ચેલા સો ગુરૂ માનિં કહિણુ, નહીતર દોઉ દીજે રહિણુ. ૧૨
કરી હુકમ લખ્યું ફરમાન, આપ્યું શ્રાવકને દેઇ માન;
લખે લેખ ખરો ગુરૂ હીર, ખોટો છે જગમાલ ફકીર. ૧૩
અસ્યું ફરમાન તે હુઉં જસેં, ગુજ્જરદેશ ભણી ચલાવ્યું તસિં;
આવ્યો ગંધાર માંહિં જામ, શ્રાવક સાધુ બીહે તામ. ૧૪
નાસે પુરૂષ ન જોવે ફરી, કોઇ ન રહિં નર ધીરજ ધરી;
જાણ્યું લેખ લાવ્યો જગમાલ, તેડી જશે શ્યા હોશે હાલ. ૧૫
પણિ જગમાલ પુઠિં રહી જાય, આ ફરમાન આગળથી જાય;
હીર હાથિં તે દીધું જસેં, વાંચી હરખ્યા સહુકો તસેં. ૧૬
એણિ અવસરિ બીજું ફરમાન, તેડાવે દિલ્લી સુલતાન;
કારણ તેહનું સુણો સુજાણ, બેઠો જરૂખે અકબર ભાણ. ૧૭
ચાંપા નામે શ્રાવિકા જેહ, છમ્માસી તપ કરતી તેહ;
પાલખીએ તે બેઠી સતી, વાજીંત્ર સબળાં વાગે અતી. ૧૮
પહિલી વાત પસરીછે ત્યાંહિં, પાદશાહ અકબર બેઠોજ્યાંહિં;
જોરૂ એક કરે ઉપવાસ, તેહને દિવસ હુંઆ છમ્માસ. ૧૯
અજબ થયો દિલ્લીપતિ ત્યાંહિં, જોવા મોકલ્યા તસ ઘર જ્યાંહિં;
મંગલ ચોધરી કામરૂખાન, આવી બેઠા તજી અભિમાન. ૨૦
પૂછે રોજાં કિમ તિં થાય, ભૂખ્યા કોણિં રહ્યું ન જાય;
ધૂજે દેહ બે પુહુર જબ હોય, ખાધા વિના તો ન રહિ કોય. ૨૧
ચાંપાં કહિં રોજા ધરૂં જેહ, શ્રીદેવગુરૂનો મહિમા તેહ;
બાબા આદમ દેવ મુજ હોય, હીરવિજય ગુરૂમહિમા સોય. ૨૨
સુણી વાત વિચારિ દોય, કાંઇક હીરનો મહિમા હોય;
રોજાં એહ ધરે નિરધાર, અતિ દુબલી ન કરે આહાર. ૨૩

નમી પાય નિં પાછા ફરે, તસલીમ અકબરશાહનિં કરે;
સહી રોજા ધારંતી એહ, હીરવિજય ગુરૂ મહિમા તેહ. ૨૪
પાસે ઉભો અતિમિતખાન, પૂછિં વાત અકબર સુલતાન;
તુમ ગુજરાતી વસો ગુજરાત, હીર યતિકી બૂઝો વાત. ૨૫
અતિમિતખાન કહે સુણ મીર, હીર યતિ છે બડા ફકીર;
ચાલે પાઉં ગદાઈ કરે, એક ઠોર નહિ ચોખંડ ફરે. ૨૬
દુનિયા દામ ન રાખે જેહ. જોરૂથેં રહે દૂરે તેહ;
ખાટ ઉપરિ નહુ સુણા કદા, કરે બંદગી ધણીકી સદા. ૨૭
સુણી તિહાં રીઝયો સુલતાન, તેડી પૂછું તત્ત્વજ્ઞાન;
અસ્યો વિચાર ધર્યો મન માંહિં, ચાંપાં વાજતે દીઠી ત્યાંહિં. ૨૮
અકબર ગાજી બોલ્યો તસિં, ટોડરમલ્લનિં પૂછે અસ્યેં;
કિસે લોક જોરૂ ક્યા ગાય, નરતિ કરી બોલ્યો તવરાય. ૨૯
છમ્માસી અન્ન રોજે ધરે, આજ સલિ વે પૂરે કરે;
ગુરૂસંગિં જઇ હોય પવિત્ર, તેણિ કારણિ વાજે વાજીત્ર. ૩૦
બોલ્યો શાહ શબ્દ અતિ ઘોર, ઉનકું વેગિ તેડો ઇસ ઠોર;
હેમલાકડીઆ દ્રોડયા તસિં, ચાંપાનિં લેઇ આવ્યા તસેં. ૩૧
બોલ્યો હજીઓ અકબર શાહિ, તું મત બીહે મેરી માય;
તિં રોજે અબ કેતે કીએ, રોજે કબૂલ જો સાચ બોલીએ. ૩૨
બોલે ચાંપાં સુણો સુલતાન, ખટમાસી નહુ ખાયા ધાન;
રાતિ દિવસકા રોજા ધર્યા, છમાસી તપ અઇસા કર્યા. ૩૩
બોલ્યો દિલ્લીમંડલ ઇસ, બોહોત રોજે તો બીસ કે તીસ;
એતે રોજે કયુંકર કીએ, તું હિંદુઆણી સાચ બોલીએ. ૩૪
બોલી ચાંપાં સુણો પાદશાહિ, દેવ ઋષભ ગુરૂ હીર મહિમાય;

તેહના નામથી ધીરજ ધરૂં, છમાસી તપ પૂરો કરૂં. ૩૫
ખુસી થયો તબ અકબરશાહ, તાહરો ગુરૂ તે વસે કીહિ ઠાય;
દેખું મેં ઉનકા દીદાર, પૂછુંગા કછુ ધર્મવિચાર. ૩૬
કહે ચાંપાં ગુજ્જર ખંડ જ્યાંહિં, હીરમુનિ ગુરૂ માહરો ત્યાંહિં;
વિકટ પંથ છે તેહનો અતી, હીર સમો નહિં બીજો યતી. ૩
સુણી પાદશાહ હરખ્યો બહુ, વાજિંત્ર આપણાં આપ્ય હું;
સોનાનો ચૂડો કરી દીધ, જગ આખે તે હુઇ પ્રસિદ્ધ. ૩૮
કહે પાદશાહ કછુ માંગીએ, ચાંપાં આપ્યું કાંઇ નવિ લીએ;
કહે કછુ ખૈર મહિર કીજીએ, અભયદાન આતમ દીજીએ. ૩૯
ખુસી હુઓ દિલ્લીપતિ તાસ, ભલા ધર્મગુરૂ ઇનકા ખાસ;
તેડયા તબ માનૂ કલ્યાણ, થાનસંગ તેડયો નર જાણ. ૪૦
શ્રાવક આગરાઇ નર જેહ, પંન્યાસ ધર્મસી તેડયા તેહ;
દિલ્લીપતિ બોલ્યો નર ત્યાંહિં, હીર ગુરૂનિં તેડો યાંહિં. ૪૧
તુમ કાગલ લખીએ દેઇ માન, મૈભી લિખ ભેજું ફુરમાન;
સોનેરી અખ્યર તિહાં ભલે, સાહેબખાન ઉપરિ મોકલે. ૪૨
હીર યતીનિં દેઇ બહુમાન, હાથી ઘોડે દેઇ નિસાન;
સુખાસણ પાલખી દીજીએ, વીનતિ કરી ઇહાં ભેજીએ. ૪૩

( ઢાળ—લંકામાં આવ્યા શ્રીરામરે—એ દેશી. )

એહવો લેખ લખ્યો આવ્યો જ્યારેરે, સાહેબખાન
સાહમો ગયો ત્યારેરે;
કરી તસલીમ લ્યે ફુરમાનરે, વાંચી બોલ્યો સાહેબખાનરે. ૧
તેડયા શ્રાવક દેઇ બહુ માનરે, દેખાડયું પાદશાહી ફુરમાનરે;
બોલાવે અકબર સુલતાનરે, કયહાં હીરજતિ કહે ખાનરે. ૨

મત કોઈ ડરો મનમાંહિરે, ખુશી બાદશા હે બોહોતજ ત્યાંહિરે;
　ભેજો હીરકું તો હોઇ કામરે, લીજે હાથી ઘોડે બહુ દામરે. ૩
લખ્યા પાદશાઈ અસ્યા લેખરે, મત જોર કરો કોઇ રેખરે;
　ખુશી હુઈ તો આવણા કીજેરે, નહિતર અહિં રહિણે દીજેરે. ૪
બોલ્યા વાણીઆ સઘલા ત્યાંહિરે, તેડી ગુરૂનિં લ્યાવીએ આંહીરે;
　ખુશી ખાન થયો તેણી વારરે, વાત વણિગ કરત વિચારરે. ૫
આપણ હીરગુરૂ કને જઇએરે, વિચારી વાત સહુ કહીએરે;
　થયા શ્રાવક તવ હોંસીઆરરે, વહિલ્યો જોતરી તેણી વારરે; ૬
રાજ પરિખ મૂઝો શેઠરે, ગાંધારમાં આવ્યા નેટરે;
　નાનવિ કુંઅરજી જવેરીરે, આવ્યા ભૂષણ વાગા પહેરીરે. ૭
સંઘવી ઉદયકરણ નર જેહરે, ખંભાયતથી ચાલ્યા તેહરે;
　પારિખ વજીઓ શ્રી શ્રીમાળરે, આવ્યા રાજા શ્રીમાળ
　　　　　　　　　　　　ઓઉસવાળરે. ૮
સહુ ગંધાર માંહિ આવેરે, હીરનિં મોતિડેજ વધાવે રે;
　પૂજી પ્રણમી સુણત વખાણ રે, પછે બોલ્યા શ્રાવક જાણ રે. ૯
આવ્યું અકબરનું ફરમાન રે, તુમનિં તેડે દેઇ માન રે;
　શી જાવાતણી હવે પેર રે, ઘટના કરે નર બહુ પેર રે. ૧૦
એક કહિં તિહાં હીરજી ન જઈએરે, કિહાં છાના થઇનિં રહીએરે;
　એક કહિં એ કાંઇ ફંદરે, ન જાણીએ એ સ્યો ? દંડરે. ૧૧
એક કહિં એ મહા મલેચ્છરે, એહનિં નામિં હોય રેચરે;
　એહનિ દેસ્યે કુંણ જવાબ રે, પહિલું સોઇ વિચારો આપ રે. ૧૨

## ( ચોપાઈ. )

આપ વિચારે સહુકો ત્યાંહિ, મોટો પાતશાહ દુનીઆં માહિ;
　પાતશાહ બાબર હુમાઉ નંદ, અકબર ઋદ્ધિં જાણે ઇંદ. ૧

સોળ સહિસ ગજ જેહને બારિ, ઐરાવણ સરિખા તે દ્વારિ;
નવલખ હયવરકેરી હારિ, તરણિ અશ્વ સરખા તે ધારિ. ૨
રથ રૂડા જસ વીસ હજાર, દિનકરરથથી અધિક અપાર;
અઢારલાખ પાયગ પરિવાર, તોમર ગુરજ હાથિં હથીઆર. ૩
ચઉદ હજાર દીસે જસ હર્ણ, સોમકુરંગતણો તે વર્ણ;
બાર હજાર જેહને ચીતરા, વાઘ પંચસહિ જેહનિં ખરા. ૪
સત્તર હજાર સકરા જસ લહું, બાવીસ હજાર બાજ જસ કહું;
ઇગ્યાર હજાર ગવરી જસમાન, સાત હજાર તાની કરે ગાન ૫
કરણ સમો નહિ ઔર કોઇ દાન, ચક્રી સમો નહિ ઔર નિધાન;
અકબર સમ નહિ કોઇ સુલતાન, તાન રાગ સમો નહિ તાન. ૬

( દુહા )

બિધિના એ બિધ જાનકિં, શેષ ન દીને કાન;
મેર સહિત જગ ડોલહી, સુણી તાનસંગ તાન. ૧

( ચોપાઇ. )

તાની તાન કરેજ અપાર, પંચસયાં પંડિત તસ બાર;
પંચસયાં મોટા પરધાન, વીસ હજાર લેખધર નામ. ૧
દસ હજાર મોટા ઉંબરા, આજમખાન સરીખા ખરા;
ખાનખાના નિં ટોડરમલ્લ, શેખ અબુલ ફજલ તે મલ્લ. ૨
બીરબલ નિં અતિમિતખાન, ખાન કુતુબદી સબળ ગુમાન;
સાહેબખાન મોટો ઉંબરો, ખાનશાહ સદા આવે ખરો. ૩
તલાખાન કરે તસલીમ, કલાખાન નવ લોપિં સીમ;
હાસમ કાશમ નવરંગખાન, ગુજરખાન પામે બહુ માન. ૪
પરવેજખાન પાતશાહાનિં સગો, દોલતખાન તે સાથિં લગો;

નિજામુદ્દીન ઇહિમદ્દ કહિવાય, શાહ સમસ્તી સાચો ન્યાય. ૫
અનેક ઉંબરા અસ્યા અપાર, નાહના ઉંબરાનો નહિ પાર;
અસતબેગ નિં કલ્યાણરાય, શાહા અકબરના સેવે પાય. ૬
હુઆ પાતશા કેતી કોડી, પણિ નહિ અકબરશાહાની જોડી;
અહિમદ્દ મહિમદ્દ શિકંદર જેહ, સુલતાન તારા કહીએ તેહ. ૭
અલ્લાઉદ્દીન હુઓ જાસતી, વડોમહુફ્ફર પૃથિવીપતી;
બલખ પાતશા અતિહિં ઉદાર, જેહનિં સહેલી સોળહજાર. ૮
તિલંગ બાબર હુમાઉ જુઓ, અકબર સરિખો કો નવિ હુઓ;
અનેક દેશ લીધા જેણિ ચંગ, અંગ વંગ અનિં જ કલિંગ. ૯
ગઉડ ચઉડ તિલંગ માલવો, સોરઠ દેશ જસ પોતે હવો;
ગુજ્જર કુંકણ નિં મલબાર, દખ્યણ દેશ જસ પોતિ સાર. ૧૦
ખુરાસાન કાબુલ મુલતાન, ખાનદેશનો તે સુલતાન;
લાટ ભોટ વાગડ ભંભેર, કચ્છ દેશ જેણે કરિયું જેર. ૧૧
કર્ણાટક મારૂ મેવાડ, દૂરિ કર્યાં જેણિં કુંભી ચાડ;
જાલંધર દીપક નિં સિંધ, મોટા રાય કર્યાં જેણિં બંધ. ૧૨
મગધ દેશ કાસી નેપાલ, કોશલ દેશનો તે ભૂપાલ;
અનેક દેશ તુજ પોતે બહુ, વિષમા ગઢ તે લીધા સહુ. ૧૩
ચીત્રોડગઢ તિણિં દીધી દોટ, લીધો કુંભલમેરનો કોટ;
પાવો જુનોગઢ આશેર, જીતા કોટ વાજંતે ભેર. ૧૪
જેહનિં નગરી નગર અનેક, જેહનિં પાટણનો નહિં છેક;
જલવટ થલવટ થઈ જવાય, અસ્યાં નગર કેતાં કહિવાય. ૧૫
નાહનાં નગર વસે બહુ ગામ, બોલે અકબરના ગુણગ્રામ;
નગર વેલાઉલ સાયર સાર, જેહનિં ફરતાં ચોગમ વાર. ૧૬

અનેક દ્વીપ જેહનિં પણિ કહું, તે પાછલિ જલ ફરતા લહું;
મ્લેચ્છતણી રાજધાની ઘણી, તે સઘળી કીધી આપણી. ૧૭
રતન સોવનના આગર જાણિ, રૂપું ત્રાંબું લોહની ખાણિ;
સાતધાનની ખાણિ જસ હોય, જસ ઋદ્ધિપાર ન પામે કોય.૧૮

સોળહજાર સુખાસણ સાર, પાલખીઓ જસ પન્નરહજાર;
આઠહજાર દદામાં જોય, પાંચહજાર મદનભેર હોય. ૧૯

સાતહજાર શોભતી ધ્વજાય, પાંચ સહિસ બ્રદ બોલી જાય;
ત્રિણ સહિસ વઇદ જસ વડા, ત્રણ્યસેં મદ્યપાકિ પરગડા. ૨૦

સહિસ ચોરાસી જાસ તલાર, સોળ સયાં જેહનિં સૂતાર;
બ્યાસી નર ભૂષણ તિહાં ધરે, બ્યાસી નરમર્દનીઆ સરે. ૨૧

ત્રિણ્યસેં પંડિત વાંચે શાસ્ત્ર, ત્રણિયસેં જસ વાગે વાજીત્ર;
નમે ખાન મોટા ઉંબરા, સેવે હિંદુરાજા ખરા. ૨૨
સેવે ખ્યત્રી નિં રજપૂત, સેવે મુગલા હબસીપૂત;
રોમી રોહેલા ને અંગરેજ, સકળ ફિરંગી માનિ તેજ. ૨૩
ગરાસીઆ ચાલે સંઘાતિ, મહિનર કેરી કેતી જાતી;
પાંડવ નૃત્યકરે નરકુંતાર; ભોઇ કાવડિઆ પ્રતિહાર. ૨૪

મલ્લ ઘણા જસ ઝાઝા દૂત, કળ્યું ન જાએ એ ઘરસૂત;
મહીષપંચ સહિસનું માન, વીસહજાર જસ મોટા સ્વાન. ૨૫

કુર્કટ પારેવા નહિ પાર, પાપી વાગરી વીસહજાર;
મંસભખી સ્યું જાણે ધર્મ, સાધતણી સ્યું રાખે શર્મ. ૨૬

કોસે કોસે તેહ પ્રસિદ્ધ, જેણે એક હજીરો કીધ;
ચઉદસે ચઉદસે હજીરા કરે, ઉપરિ હર્ણનાં સીંગડાં ધરે. ૨૭

પાંચસિં પાંચ તો સિંહ જોય, એકેક હજીરે તે પાહુણિ હોય;
એકે દાંતની દાઢા ઘણી, બળ ઋધિ દેખાડે આપણી. ૨૮
દસે ગાઉએ એક સરાય, કૂઓ એક કીઓ તિણિ ઠાય;
રોપ્યાં ઝાડ તિહાં અભિરામ, માની આપ જણાવે નામ. ૨૯
હરણુ ચરમ નિં સીંગડા હોય, એક મહોર સોનાની જોય;
છત્રીસ હજાર શેખનાં ઘર જયાંહી, એવું લહિણું કીધું ત્યાંહી. ૩૦
મોટો પાદશાહ એ દુરદંત, વૈરીના દેશ ઉપર જંત;
ચકવી દુખ પામિં નિજ જાતિ, ઊડે ખેહ પડી લહે રાતી. ૩૧
અસતી ઘૂક ખુસી તે હોય, તસકર લેણિયા હરખ્યા જોય;
ખેહિં ઢાંકયા સૂર નિં ચંદ, પોયણિ પંખીના સુખમંદ. ૩૨
આકાશે સૂર ઢંકાયો જસિં, પ્રતાપરૂપ સૂર ઉગ્યો તસિં;
યશરૂપીઓ ત્યાંહાં કિઓ ચંદ, અકબરગાજી જિસ્યો ગયંદ. ૩૩
સકળદેશના રાજાજેહ, છિદ્ર સૂરમાં દેખે તેહ;
મનસ્યું ચિંતે હોસ્યે ખીઅ, દીસેછે અકબરની જીઅ. ૩૪
સંગ્રામિં જય એહનિં સદા, પાપથકી નવિ બીહિં કદા;
ચિત્તોડ લેતાં પાતક થયું, એકે જીભે ન જાએ કહ્યું. ૩૫
લીધો ગઢ નવિ જાએ જસિં, યંત્ર ઢીંકલી કીધી તસિં;
નાંખે ઉછાળીને પાહાણ, ગઢમાં પડતા હણે પરાણ. ૩૬
ગઢ તોહી લીધો નવિ જાય, બહુ માનવનો ખય તહિં થાય;
પાછો અકબર ન દીએ પાય, વઢિં સબળ ચિત્રોડો રાય. ૩૭
અકબર રહિં ગઢ ઘેરો કરી, મુગલ રહિં ગઢ પાછલિ ફરી;
ઊપરિથી મૂકે નર નાલિ, ઘણા પુરૂષ મરે સમકાલિ. ૩૮
ગજ ઘોડા માનવ જે મરેં, તેહનિં ગઢ ખાઈમાં ભરેં;
ઉપરિ શૂરનર ચાલ્યા જાય, પોળેં જઈ દીએ ઘણુ ઘાય. ૩૯

ઉપરથી નાંખે નર પાહાણ, હણે ઘણા પુરૂષના પ્રાણ;
અકબરશાહ પાછો નવિ વળે, ચક્રી ભરત જિમ
લડત ન ટળે. ૪૦
વઢે ગુમાની અકબરશાહ, ગઢ ચિત્રોડ ન લીધો જાય;
હિંદૂ તુરક ન આપે નમી, કરે ઉંબરા વાત તિહાં સમી.૪૧
બેટી માલ ગજ ઘોડે દેહ, વળો પાતશાહ ખિજમતિ લેહ;
મન મનાયું પાતશાહતણું, માણસ મોકલ્યું ગઢિં આપણું. ૪૨
રાણાને જઈ કર્યો જુહાર, પૃથ્વી શિદ કરાવો ખુઆર;
દીજે ધિયા નિજ ખિજમતી ઘણી,વઢી સ્યું કરસ્યો પ્રજારેવણી.૪૩
જઇમલ પતા પાસે પરધાન, દૂતતણા બે કાપ્યા કાન;
કર્યા ફજેત દીધું અપમાન, તુજ પાદશાની નાઠી સાન. ૪૪
માંગી બેટી હસ્તી માલ, ન દેઉં મસ્તકતણો મુઆલ;
ધિય આપી જીવ્યું ધીઃકાર, બોળ્યો હિન્દુનો અવતાર. ૪૫

( દુ ।. )

એક પતિને વળી પાણિસું, રાખી શકે તિહાં રાખિ;
જે ઉતર્યું અધ પાઇકે, તે ન ચઢે નર લાખિ. ૪૬
બાળ નનામું જીવવું. ભલી સનામી ભૂખ;
માથું જાજો નાકસ્યું, નાક મ જાસ્યો ટ્રક. ૪૭
એક નર મુઆ તે જીવીઆ, જસ કીરતિ જગિ સાર;
કીરતિ ખંડી થિર રહ્યા, ધીક તેનો અવતાર. ૪૮

( ઢાળ-વાસુપૂજ્ય જિન પૂજય પ્રકાશો. એ દેશ . )

ધિગ અવતાર કહું નર તેહનો, જે રણિં કાયર થાય;
જા અકબર શાહનિં તું કહીજે, વઢવો ચોપટ ઘાય. ૪૯

વળ્યો દૂત તે વચન સુણીને, આવ્યો અકબર પાસ;
કરણુ દેખાડે કરજોડીને, પૂરવવાત પ્રકાશ. ૫૦
ન દીએ બેટી કૈસી દમડી. દીએ જયમલ્લ તુમ ગાલી;
લડે વિગર ચિત્તોડ ન આવે, વાત કરો સબ ખાલી. ૫૧
સુણી પાતશાહ કોપ્યો ત્યારેં, હલ્લાં કરે જ હકારે;
જ જાવા ન દીએ ગઢ માંહિ, કણનાં નાકાં ભારે. ૫૨
મદાફરી મહમુંદીએ અન્ન, ચિત્રોડ માંહિ વેચાય;
તવ રાજા પરજા ગઢ માંહિ, આકળ વ્યાકુળ થાય. ૫૩
રાણો ધૈર્ય ખમે નહિં ત્યાહરેં, કહે મુગલનેં મિલિયે;
જયમલ્લ કહે નવ મિલીએ રાજા, વહિ અગનિમાં જઇ બળીએ ૫૪
તુમે જાઓ વઢસ્યું અમે એહસ્યું, રાખું ખ્યત્રી લાજ;
જેમલ પંતા રહ્યા રણ માંડી, છાંડી ગયો મહારાજ. ૫૫
જાણે વાત અકબરશા જ્યારેં, ત્યારેં પુરૂષ હકારે;
ગજ મોટા ગાજંતા ત્યાંહિ, પોળિં માથાં મારે. ૫૬
ભાંજિ પોળિ ગઢ ભેળ્યો જ્યારિં, હિંદૂ હુઆ હોસીઆર;
સોળ ઝમર હોય ત્યાંહાં મોટા, પાપતણો નહિં પાર. ૫૭
ચંદ્રા રૂપવતી રૂદ્રાંણી, ચિત્રકોટની રાણી;
વીરમતી વાઘેલી બળતી, હોમે અગનીમાં પ્રાણી. ૫૮
બહુ નારિ સુત સાથે દાધી, વર્ણવતાં દુખ લાગે;
મહા પાતિગ જાણીને પંડિત, કવિતા પાછો ભાગે. ૫૯
જયમલ્લ પતા ગજ અશ્વ હણીનિં, અકબર સામ્હા ધાય;
વઢતા કિમે ન પાછા ભાગિં, જો શતખંડ એ થાય. ૬૦
શાહા અકબર દેખી ખુસી થાએ, કયા લડતે દો ભાઈ;

ન લડો ગઢ દેઉં તુમ પીછા, હુમા કેરી દુહાઇ. ૬૧
જયમલ પતા કહિં ન રહું વઢતા, પાછા પાય ન દેસ્યું;
નારી પુત્ર ગઢ માલ ગમાડી, જીવી કાહું કરેસ્યું. ૬૨
શૂરપણું દેખી શાહા હરખ્યો, ઝાલો જીવતા દોય;
જયમલ પતા તે હાથિં ન આવે, વઢી શત ખંડજ હોય. ૬૩
શાહા અકબર ગઢમાં જઇ પેસે, તામ કષાય અઘોરી;
ચિતોડકી મત કુત્તી છોડો, સબકું મારો ઠોરી. ૬૪
મહાજન મિલવા કારણિ આવે, તે જમ ઘરિ પુહુચાવે;
હણી નારી ગઢ ચિત્રોડ કેરી, જે મોતીજ વધાવે. ૬૫
પાડી કોટ લગાડયાં મંદિર, સબળ પાપ તિહાં કીધું;
સમ ખાએ ખવરાવે તેહના, પાતિગ લોક પ્રસીધું. ૬૬
અસ્યો કાળ જગ સરીખો અકબર, કેહી પરિ તેહને મિલસ્યું;
જે જાઓ તે જાઓ ભાઈ, અમે તો પાછા ટળસ્યું; ૬૭
અકબર શાહા ગઢ લેઇ વળીઓ, ગર્ભવતી એક નારી;
મારી ભોમિ પડી તે દીઠી, દયા હુઈ મન મઝારી. ૬૮
યા ખુદા મિં બડા દોઝખી, કીની બોહોત બુજગારી;
ઇસ કરણીથી બીહસ્ત ન પાઉં, હોઈગી બોહોત ખોઆરી. ૬૯
કરડી આંગળી શીશ ધુણાવે, આગરેમેં જબ આવે;
ચિત્રોડ ગ્રહવા મહુરત આપ્યું, તે મહાતમા તિહાં જાવે. ૭૦
કરી તસલીમ નિં વાત પ્રકાશે, કૈસા મૂહરત દીના;
સુણી પાતશા મુખમાં મારે, મુખ વાંકા તસ કીના. ૭૧
વેશ પહિન કયા મહુરત દીના, કેતા ખુનમેં કીના;
મિં દોજખકા હુઆ વિભાગી, ઉસમિં ખાંટા લીના. ૭૨

આઓ મિલ્યા કયા હર્ષ ધરંતા, કયા ખૂબી તિં કીની;
દોઝખ કુંડી પીછિં પાવે, અવલ શિખ્યા મિં દીની. ૭૩

( દુહા. )

તુઝે તજારખ મિં દીઉં, મુઝકું દેગા ખુદાય;
તુઝકુંભી દેગા ખુદા, દોનૂ દોઝખ જાય. ૧
પાપભીરૂ અકબર અસ્યો, પામ્યો સબળ જગીસ;
દેશદેશના નરપતિ, આવી નામે શીશ. ૨

( ચોપાઇ. )

સર્વ ભૂપમાંહિ તે વડો, કુંભમાંહિ જિ કામજ ઘડો;
કામધેનું ગવરીમાં જેમ, સકળ રાયમાં અકબર તેમ. ૧
વૃક્ષમાંહિ કલ્પદ્રુમ જાણિ, પત્થરમાં જિમ હીરાખાણિ;
જલમાં નિરમળ ગંગાનીર, ત્યમ મુગળમાં અકબરમીર. ૨
એહવો અકબર ચિહુ દિશે ફિરે, સકળ રાયને તે વશ કરે;
જીતી વાજતે પાછો ફરે, આવી આગરામાંહિ ઊતરે; ૩
જયમલ પતાના ગુણ મન ધરે, બે હાથી પત્થરના કરે.
જયમલ પતા બેસાર્યા ત્યાંહિ, ઐસા શૂર નહિ જગમાંહી. ૪
ગઢમાંહી પેસી નર બોલેહ, જયમલ પતાપગઢ હુમકું દેહ;
ન દીઉં ગઢ કરૂં સંગ્રામ, ઝૂઝી જગમાં રાખુ નામ. ૫
એહવા જયમલ પતા જગિ જેહ, અકબરશાહના વૈરી તેહ;
શૂરપણાનો ગુણ તે લીધ, દરબાજે દોઈ મૂરતિ કીધ. ૬

( ગાહા. )

કિં કામિની કિં કવિરસ, કિ સારંગ સરેણ;
મન તન લોઅણુ લગ્ગતિ, શીશ ધૂમંત ન જેણ. ૧

ચિત્ત ચમક્કીઅ શીશ ધુણુક્કીઅ, રોમિ રોમિ ઌલ્લાસ;
તોહુ નિરગુણ પરગુણ લેઈ, મુખે ન ાખે ખાસ." ૬

મુખિં બોલિં ગુણ અકબ્બરશાહિ, જયમલ પતા વાધી શોભાય;
ગજ ઊપરિં ચઢાવ્યા દોય, આગરાગઢ દરબારિં જોય. ૭

પછે દેશ વળી જીત્યા સહૂ, મોટા ગઢ તે લીધા બહૂ;
એક છત્ર નમે સહુ કોય, જીતિ સીકરી આવ્યા સોય. ૮

ફતે થઈ જીત્યાં સહૂ ગામ, તેણેં સીકરી ફતેપુર નામ;
સોળ ગાઉ ગઢ ફિરતો હોઈ, પાસે ડામર તલાવ તે જોઇ. ૯

ફરતો મોટો ગા બાર, તેમાં મચ્છ તણો નહિં પાર;
વાડી વન ફરતા આરામ, તિ મોહું ફતેપુર ગામ. ૧૦

ચોરાસી ચઉટાંની હારિ, બેઠા જન તે ઠારોઠારિ;
દીએ દાન દાતા મુખિ હસી, સ્વર્ગપુરી જાણું આવી વસી. ૧૧

તિહાં રાજ્ય કરે સુલતાન, સેવે મીર મુગલ નિં ખાન;
હાંકિં હરણ પગિ ખોડાં થાય, એ દુરદંત છે અકબર શાહિ. ૧૨

કેહી પરિ એહનિં મિલસ્યો આજ, મિલતાં કેહી પરિ રહિસ્યે લાજ;
એક કહિ મિલવો તે કયાંહિ, કાળ ગમાડે નારી માંહિ. ૧૩

સોળસયાં જસ અંતેઉરી, સ્વર્ગપુરીથી આવી ખરી;
સબળરૂપ સબળા શિણગાર, ગોરી ચંદવદન આકાર. ૧૪

( દુહા. )

એક સોનું બીજી સુંદરી, પુણ્યતણે અધિકારિ;
પરમ પુરૂષ પૂજ્યા વિના. ન લહે તે સંસારિ. ૧

સુણયે લહીએ પદ્દમિની, અતિ ગુણવંતી નારિ;
શીલવતી નિં સુંદરી, રમઝમ કરતી બારિ. ૨
જસ ઘરિ ઘોડી હંસલી, નિં મૃગનયણી નારિ;
તે ઘરિ સદા અજુઆલડો, દીપક તેલ નિવારિ. ૩
ગોરી ગુણી અને પત્તલી, કોકિલકંઠી નારિ;
સોળસયાં સ્ત્રી ચંચલી, અકબર શાહને બારિ. ૪
આ તુરંગમ અતિ ધજા, દેખીતાંઈ અમૂલ;
પણિ ચંચલ ગતિ ગુણ વિના, ત્રિણે ન પામે મૂલ. ૫
ચપલા નેત્ર ચતુરા બહુ, અકબરશા ઘરબારિ;
સિંધુ સોરઠ મુલતાનની, મારૂદેશની નારી. ૬
શાલી વખાણું સિંધની, મુંગ મરોઠી દેશ;
આછાં કાપડ માલવે, કામીની મારૂદેશ. ૭
મગધ દેશની સુંદરી, નયણે તાકે બાણ;
આસો વરણી પત્તલી, પદ્દમિનીતણો પ્રમાણ. ૮
પદ્દમિની તસ પુહુર નિદ્રા, બે પહોર નિદ્રા હસ્તિની;
ચિત્રણી તસ ત્રિ પોહોર નિદ્રા, અઘોર નિદ્રા શંખિની. ૧
પાશેર જીમે તે પદ્દમિની, અધશેર જીમે તે હસ્તની;
શેર જીમે તે ચિત્રણી, સર્વ ભખે તે શંખિની. ૨
પાતળ કેસી પદ્દમિની, ભમરલ વેણી હસ્તિની;
લાંબી વેણિં ચિત્રણી, ટુંકે લટીએ શંખિની. ૩
પદ્દમિની તે પુષ્પગંધા, વેલિગંધા હસ્તિની;
ચિત્રણી તે ચંપગધા, મચ્છગંધા શંખિની. ૪
પદ્દમિની પરભાત જાણે, દેખી દીપક મંદ;
હસ્તની લહિં કમળ વિકસે, ચિત્રણી ગોરસ ગંધ. ૫

પૂછી નારિ શંખિની, ભાખી મનની વાત;
થંડિલ ઠામ ફ્રટણ લગો, તવ જાણે પરભાત." ૬
નારિ અસી નહિં કો વળી, અકબર શાહ ઘરબારિ;
ત્રિણી જાતિની સુંદરી, સુખ વિલસે સંસારિ. ૭

( ચોપાઇ. )

કામભોગમાં ખૂતો એહ, કેહી પરિ આવી મિલસ્યે તેહ;
મિલ્યા વિના નવિ હોએ કાજ, સકળ દેશમાં એહનું રાજ. ૧૫
વિમલહરખ મોટો ઉવઝાય, તેજ ધરી બોલ્યો તેણિ ઠાય;
અવર વાત તે બેઠી રહી, હીર અકબરને મલવું સહી. ૧૬
શ્રાવક વડા તવ બોલે અસ્યું, સ્વામી હીર વિમાસો કસ્યું;
બૂઝવી તેહ લગાવો પાય, જિમ કેસી પરદેશી રાય. ૧૭
આગે હુવા જિમ હેમસૂરીંદ, તિણે પ્રતિબોધ્યો કુમરનરિંદ;
બપ્પભટ્ટસૂરીતણે પસાય, અંબ રાય જૈન તે થાય. ૧૮
અસ્યાં વચન સુણતો જવ હીર, હીઅડે હરખ્યો સાહસ ધીર;
નવિ ઉસરીએ પાછા આજ, જઈ જિન સાધુ વધારૂં લાજ. ૧૯
તિહાં પ્રતિષ્ઠા કરવી જેહ, વિમલહર્ષનિં ભલાવી તેહ;
કરી પ્રતિષ્ટા તુમે આવજો, તુમ ઘોરી અમ આગળિ થજો. ૨૦
અસ્યું કહી સજ હુઓ દયાલ, એટલે આવ્યો તિહાં જગમાલ;
કહે મુજનિં ગછ માંહે લીઓ, કે અકબરનિં ઉત્તર દીઓ. ૨૧
સઘળે વાત વિમાસી તાસ, હવડાં છેડયાનું નહિ કામ;
કલેશીઓ લઇ લીધો માંહિ, દિયે શિક્ષા મમ વઢજે કયાંહિ. ૨૨
અસ્યું કહી મુહૂરત ગ્રહી સાર, ગંધારેથી કર્યો વિહાર;
શકુન સંચ ભલો તિહાં થતો, જિમણો ગજ આવે ગાજતો. ૨૩

કહે તુજ મહિમા જગ ગાજસ્યે, મુજ દેહી પરિં જસ વાધસ્યે;
ગજપૂજા જિમ પામે બહૂ, તિમ તુમનિં જગિ પૂજે સહૂ. ૨૪
નકુલ બોલતો જિમણો જાય, તેહ વિચાર કહે તિણિઠાય;
મુજ આગળિ જિમ ભાજે અહી, દુર્જન નાસે તુમથી સહી. ૨૫
કુંકુમ ટોડર સહિત પણિ ગાય, કહિં મુજ પરિં મુનિવર પૂજાય;
કુંભ એક ભર્યો તે નીર, નિરમલ કીરતિ હોસ્યે હીર. ૨૬
અથવા માહરી પેરે જોય, સંપૂર્ણ ઋદ્ધિ તાહરે હોય;
શકુનસાર લહી સંચરે, ચાંચોલ ગામ માંહિ રહિવું કરે. ૨૭
જંબૂસર ધુઆરણ જયાંહી, નદીમહી તે ઉતર્યા ત્યાંહી;
ગાજી બોલે નદીનાં નીર, આજ પવિત્ર કરે ગુરૂ હીર. ૨૮
ઉતર્યા મહીને પોહોતા સહી, વડલી ગામે આવ્યા વહી;
ખંભાયતી-સંઘ તિહાં પણ જાય, હીર ગુરૂના વંદે પાય. ૨૯
શાસનદેવી અધિષ્ટા જેહ, રાતેં વંદન આવી તેહ;
કંકૂ મોતી હાથે ગ્રહી, હીર ગુરૂને વધાવ્યા સહી. ૩૦
કહે દેવી મુખ સાંભળી હીર, પૂર્વ દિશિ અકબર ગંભીર;
તુમનિં ઇચ્છે છે તે અતી, જિમ ભરતાને ઇચ્છે સતી. ૩૧
જાઓ વેગિં હીરસૂરિંદ, વધે લાજ જિમ કુતીઆચંદ;
સુણી વાણીને ચાલ્યા વહી, સોજીતરામાં આવ્યા સહી. ૩૨
માતરમાં આવ્યા મુનિરાય, બારેજા માંહી કીધા પાય;
અમદાવાદ નગર છે જયાંહિ, હીરમુનિ પછે આવ્યા ત્યાંહી. ૩૩
અનેક શ્રાવક સાંહમા જાય, રથિં બેસી રંભા ઊજાય;
ગજ રથ અશ્વ પાલખી બહુ, યાચક જન મિલીઆ તિહાં સહુ. ૩૪
બહુ આડંબર તિહાંકણિ થાય, સાહેબખાન તવ સામો જાય;

હીરગુરૂને લાગો પાય, કહે તુમકું તેડે પાતશાહ. ૩૫
એસ્યું વચન તિહાં ખાનિં કહી, રાજનગરિ તેડી ગયો સહી;
સુહસ્તિસૂરિને સંપ્રતિરાય, સાહિબખાન તેડી તિમ જાય. ૩૬
મૂંક્યાં મોતી મણિ ને હેમ, હીર ન ધરતો તિહાંકણિ પ્રેમ;
ખાન કહે એ લ્યો તુમ ઋષિ, ચઢવા લ્યો ગજ રથ પાલખી. ૩૭
રોક રૂપૈયે લિયો હજાર, પડે ખરચી જોઈએ આહાર;
ભેજું આદમી પુંઠિ સહી, ભેટો દિલ્લીપતિનિં જઇ. ૩૮
પૂરવિં મેં બુરાઇ કરી, તે તુમ હવિં મ જોજો ફરી;
કછુ ભલાઇ કરજો તુમે, ઓહોત ફિરી કયા કહીએ અમે. ૩૯
મેઘપરિ કરજો ઉપગાર, ચંદન સરિખા હોજો સાર;
જે કુહાર કાપી ઢગ કરે, તેહનો મુખ ગંધાતો શરે. ૪૦
હીર કહે જે હોય ફકીર, તેહનિં સરીખા ચંદન તીર;
ખમે ગાળી ફરી નવિ દેય, મારે તેહજ સાધ ખમેય. ૪૧
ખંધુકસૂરિના શિષ્ય પાંચસેં, ઘાણિ પીલ્યા મન ઉલ્હસેં;
ખંધકતણી ઉતારી ખાલ, સુકોશલ શિરિ વાઘિણિ ફાળ. ૪૨
મેતારયનું વીંટ્યું શીશ, દ્રઢપ્રહાર મારે નહિં રીસ;
પુત્રચિલાતી તન ચાલણી, અર્જુનમાલી સમતા ઘણી. ૪૩
રોગઇહાસે સનતકુમાર, ભૂખેં ઢંઢણ સમતા સાર;
ગયસુકુમાલ શિરિં અંગાર, પણિ નવિ કીધો કોપ લગાર. ૪૪
કુરડ અનિ અતી કુરડહ જોઈ, કોપી નગરમાં પુહતા દોઇ;
સૂધો રાહ રાખે નર જેહ, પરનિં દુખ નવિ દેતો તેહ. ૪૫
સાધ કરે જગિ પર ઉપગાર, જિમ તરૂ ફૂલ્યો અંબસુસાર;
છાયા ફળે દેઇ સુખી કરેહ, એહવો રાહ અમારો એહ. ૪૬

( ઢાળ—પદ્દમથરાય વિત૦—રાઘ મારૂ. )

રાહ અમારો દુઃકર જગમાં જાણીઇરે, નહિં પરપ્રાણી ઘાત;
સંયમ તપ ચિહું ભેદે ધર્મ આદર્યોરે, દેહી બિન ધર્મ ન થાત.
ભાખે હીરજીરે. ૧
દેહી અન્ન વિના તે કેહી પરિ થિર રહેરે, કિમ લીજે અમે આહાર,
મધુકરની પરિં ઉદરપૂર્ણ અમો કરૂંરે, નહિ દુખ પુષ્પ
લગાર. ભાખે૦ ૨
કરૂં ગોચરી નહિં ખરચરી ખાનજીરે, રગતતણો નહિં આહાર;
રગતપણું તે દોષ ટાળવા કીજીએરે, જિમ લહીએ ભવપાર. ભા. ૩
નાના પ્રકાર વિષય જે રગતપણું ધરેરે, કસ્યું કરે દીક્ષાય;
કામ ભોગની વાંછા જગમાંહિ જે કરેરે, તેહનો સંયમ
જાય. ભાખે૦ ૪
સધા શોભાગી જગમાં જિન તેહનિ કહેરે, જેહનિં ઋદ્ધિ અનેક;
છતા ભોગ છાંડીને સંયમ આદરેરે, મોટો તાસ વિવેક. ભા. ૫
ગ્રહી વરતને વંછે ભોગ ઇંદ્રિતણોરે, ધરે નારિ પરિ પ્રેમ;
માન ભ્રષ્ટ જગમાંહિ હોઇ અતિ ઘણુંરે, જિમ જગમાં રહે
નેમ. ભાખે૦ ૬
રાજીમતીએ વાર્યો તિહાં રહિનેમજીરે, તુજથી રૂડા સાપ;
અગંધન કુળના ઉપના તે અગિનિ ભખેરે, વિષ છંડયું ન લે
આપ. ભાખે. ૭
તુજ ધિઃકારો છંડયો સ્વાન પરિગ્રહેરે, તુજનિં રૂડો મરણ;
કુંડરીકની પરિં પડસ્યો નગરમાંરે, તિહાં નહિ કોનું
શરણ. ભાખે૦ ૮

જ્ઞાન અંકુશિં કામ કરીને વાળતોરે, નિજ મન આણે ઠામિ;
અપર સાધ એણી પરિં મનને વાળવુંરે, વસીએ શિવપુર
ગામી. ભાખે.

( ચોપાઈ. )

હીર કહે જે મુનિવર હોઈ, બાવન બોલ છંડે નર સોઈ;
ઉદ્દેશિક આહાર છંડેહ, વેચાતો આણ્યો નવિ લેહ. ૧
નિત્ય પિંડ નવિ હોઈયતી, આટલુંજ લેવું ઉણો નહિં રતી;
સાંહમું આણ્યું તે નવિ લેહ, નિશિભોજન કહીએ ન કરેહ. ૨
સનાન સુગંધ લગાડે નહિ, પાસે પુષ્પ ન રાખે કંઈ;
ગોળી ગૃહસ્તનું ભાજન છંડી, વળી ન લીજે રાજા પિંડ. ૩
દાનશાળાએ ન લેવું દાન, મર્દન તેલ નહિ અમ ખાન,
દંતસમારૂં નહિ તિહાં મસી, મુખ જોવા ન ધરૂં આરસી. ૪
સમાધિ ગૃહસ્તનિં પૂછું નહિ, દ્યૂત સોગઠે રમવું નહિં;
છત્રાદિક નવિ શિર આદરે, વાણહી સોયયતી પરિહરે. ૫
અગનિ આરંભ તે નવિ કરૂં, શય્યાતર પિંડ નવિ વાવરૂં;
પલ્યંગ ન બેસે માંચી મને, ઘર વચ્ચિ બઇસિ આહાર નહુ જમે. ૬
ઉગટણું અંગે નવી કરે, ગૃહીવેયાવચ્ચ નવિ આદરે;
જાતી જણાવી ન લીએ યતી, અપ્પોલ દુપ્પોલ ન ભખતો રતી. ૭
રોગેં પીડયો મુનિવર જેહ, સગાનું શરણ ન વાંછે તેહ;
મૂળા આદું કંદ ન ખાય, શેલડી ખંડ તજે ઋષિરાય. ૮
મૂળ બીજ ફળ સચિત અનેક, ન હયે સાધ જે ધરી વિવેક;
સંચલ મીઠું ખાણિનું જેહ, સિંધવ ખારો ન લીએ તેહ. ૯
વસ્ત્ર ન ધોવે અંજન નહિં, બળ અરથિ નવિ જમતો કહિં:

બળવિક્રરણુ ઋખિ રેચ ન લેહુ, ગાત્ર ટાચકા નહુ મોડેહ. ૧૦
વળી સાધ ન કરે શિણગાર, નિગ્રંથીમાં ઋષિ જે સાર;
જે લઘુ ભૂત વિહારી હોઇ, બાવન બોલ છાંડેવા સોઇ. ૧૧
આશ્રવ પાંચ છાંડયા છે યતી, ગુપતિ ત્રિણ્ય રાખિં વળી અતી;
છ કાયતણો તે રાખણહાર, આતાપનાનો જે લેણાર. ૧૨
શીત કાલિ ચીવર પરિહરે, ચઉમાસે પૃથવી નવિ ફરે;
બાવીશ પરિસહ જીતે સોઇ, એહવા સાધ તે દેવતા હોઇ. ૧૩
કેતા મોખ્ય ગયા ને જસ્યેં, કેતાને સુરપદવી થસ્યે;
દશવૈકાલિક માંહિ કહ્યું, તૃતીય અધ્યયન માંહિ લહ્યું. ૧૪
અસ્યો રાહ અમારો વળી, પર દુખથી રહું પાછા ટળી;
સુખ થાએ તો કીજે સહી, નહી કર વાટિં ચાલું વહી. ૧૫
એણે વચને હરખ્યો તિહાં ખાન, પાતશાહને લખ્યો ફરમાન;
બડા ફકીર બડી હૈ બાત, દુનીઆં દામ ન પકડે હાથ. ૧૬
ખડી ફકીરી ઇસકી સહી, મેં કછુ બાત ન જાએ કહી;
વિકટ પંથ ધરી એહુ ચલે, જાણું પાતશા જબ એ મિલિ. ૧૭
અસ્યું ફરમાન લખે તસ ઠાય, હીરને બોલાવા તબ જાય;
મળ્યા પુરૂષ ઉન્નતિ બહુ થાય, વાજે ભંભા ગંધ્રપ ગાય. ૧૮
શકુન જોઇ તિહાંથી સંચરે, ઉશમાપુર આવેવું કરે;
સોહલા હાજીપુર વળી જ્યાંહિ, આવ્યા બોરીસાણા માંહિ. ૧૯
કડીમાંહિ ગુરૂ પગલાં કરે, વીસલનગર ભણી સંચરે;
સૂરૂં વામઇયું વિચિમાંહિં, આવ્યા વેગિં પાટણ માંહિ. ૨૦
પંચાસરો જિન પારશ્વનાથ, જોહાર્યો પ્રેમિં જોડી હાથ;
બિસિં ભુવન ઝાઝેરાં ત્યાંહિં, બે લાખ બિંબ જોહારિ ત્યાંહિ. ૨૧

ધર્મક્ષેત્ર પાટણ કહેવાય, તેણે થાનકિં આવ્યા ગુરૂરાય;
વિમલહર્ષ આવી તિહાં મળે, સકળ સંઘ મનોરથ ફળે. ૨૨
વિમલહર્ષ મોટો ઉવઝાય, શ્રીમાલ ગુજ્જર તે કહેવાય;
અચંડ કાયા ચંપકવર્ણ, જ્ઞાનીરૂપ માનવ મનહર્ણ. ૨૩
આગળથી નર તે સંચરે, સેનાની પરિં મોહોરે કરે;
પાંતરીસ સાધને પુંઠિ લેહ, વિમલહર્ષ વેગિ ચાલેહ. ૨૪
શ્રીગુરૂ પાટણથી સંચરે, સિદ્ધપુરે આવેવું કરે;
વિજયસેનસૂરી પાછા વળે, ગુજ્જર સંઘ મનોરથ ફળે. ૨૫
હીરમુનિ આગળ સંચરે, રોહ સરોતર ભણી ઊતરે;
સહિસાઅર્જુન ભીલ કહેવાઇ, આવી લાગા હીરને પાય. ૨૬
તેડી ઘરિ પોતે સંચરે, આઠે નારી લુંછણાં કરે;
આગળ અશ્વ પાલખીઓ ધરે,લ્યો ઋષિ અમ તુમ આતમ તરે.૨૭
મહા પાપી નવિ જાણું મર્મ, કહીએ ન કીધો સાચો ધર્મ;
તુમ દરસણ પુણ્યે અમ થયું, પૂરવ પાપ અમારૂં ગયું. ૨૮
હીર કહે ફળ હવુંજ અપાર, અમ લેવાનો નહિં આચાર;
સહિસાઅરજુન કહિ પછે ઘણું, દુધ દહીં ઘી
લ્યો અમતણું. ૨૯
બોલ્યો હીરમુનીશ્વરયતી, રાજપિંડ નવિ કલપે રતી;
રખ્યા તુમે કરોછો ઘણી, તુમ આપતિ હોએ પુણ્ય તણી. ૩૦
મોટો દાન દીએ એક રાય, વનચર જીવ ન દેવો ઘાય;
અનાથ તણે નવિ હણવો કદા, એહ અગડ તુમ પાળો સદા. ૩૧
સહિસાઅરજુન બોલ્યા તામ, ધર્મ તુમારો કહો અભિરામ;
કસ્યું આદરો છંડો કસ્યું, હીર મુનિ તવ ભાખે અસ્યું. ૨૩

છજીવહ અધ્યયન તું જોય, સૂધો સાધ જગ માંહિ હોય;
છ જીવને તે ઓળખે, રાખે જીવ સચિત નવિ ભખે. ૩૩
પૃથ્વી પાણી તેઉ વાય, વનસપતી છટ્ઠી ત્રસ કાય;
એ ખટ કાય મુનિ નવિ ભખે, અગ્ર મૂળ તે બીજનિ રખિં. ૩૪
પેરબીજખંધ બીજહ જેહ, બીજરૂહને ઓળખે તેહ;
સમૂર્છિમ ઉગતો સદ્દહે, આઠ ભેદ ત્રસકાયના લહે. ૩૫
અંડયા પોત જરાઉઆ જાણી, રસયા કહીએ ચોથી ખાણિ;
સંસેમા સમૂર્છિમા જોઇ, ઉવવાઇ પરસેવે હોઈ. ૩૬
ઈમ છ કાય ઓળખતો યતી, આરંભ ન કરે ન કરાવે રતી;
કરતાં અનુમોદે નહિ કદા, પહેલું વ્રત ઇમ પાળે સદા. ૩૭
બીજું વ્રત મુનિ અંગે ધરે, ક્રોધે જુઠું નવિ આદરે;
લોભે ભયે હાસિં નહિ કદા, માને મૃષા ન બોલે સદા. ૩૮
ત્રીજું વ્રત તે અંગિ ધરે, દાન અદત્તા નવિ આદરે;
ગામ નગર રાનથી તું જોઇ, થોડું ન લીએ અણદીધું સોઇ. ૩૯
ચોથું વ્રત ત્રિહુ ભેદે ધરે, દેવ મનુજ તિર્યંચ પરિહરે;
ફરતી શીલતણી નવ વાડિ, કામ રૂપ નવિ પઇસે ધાડિ. ૪૦
પરિગ્રહનો નર કરતો ત્યાગ, થોડો ઘણો નહિ જોવે રાગ;
સચિત અચિત નવિ રાખે જેહ, સાધ તણે પંથે કહ્યું તેહ. ૪૧
પાંચમું વ્રત ઇસ પાળે સદા, છટ્ઠે નિશિભોજન નહિ કદા;
અસણ પાણ ખાઈમ સાઇમા, સાધહુઇ તે નિશિ લ્યે કિમા. ૪૨
પૃથવી પાણી તેઉ વાય, વનસપતી છટ્ઠી ત્રસ કાય;
વિરાધના એહની નવિ કરે, સૂધો પંથ જિકો આદરે. ૪૩
લીંટી ન કાઢે ધરણી કહીં, જળના જીવ વિરાધે નહિ;

વસ્ત્ર ન આંબળે તડકે ન ધરે, અગનિનો સંઘટ નવિ કરે. ૪૪
નવિ ઓલ્હવે લકકડ નવિ ધરે, અગનિને પરગટ નવિ કરે;
વીંજણી પાને ન ઘાલે વાય, પુંજણી વસ્ત્ર વારે ઋષિરાય. ૪૫
નવિખૂંટે વૃક્ષનું પાનડું, બીજ અંકુરે સહી નવિ અડું;
ત્રસકાય કીડી કંથૂઆ, પૂજે ડીલે ચઢયા જે જૂઆ. ૪૬
પાટી પાટલે કંથૂ જીવ, પૂજી એક થળે મુકે સદીવ;
જયણા કરતાં પુણ્ય હોઇ બહુ, અજયણાએ બૂડયા નરકહું. ૪૭
તેહનાં ફળ કડુઆંછે અતી, નવી આદરતો સૂધો યતી;
સકળ વસ્તુ માંહિ જયણા કરે, હીર કહે જગિ ઋષિ તે તરે. ૪૮

( ગાથા. )

કહંચરે કહંચીટ્ઠે, કહંમાસે કહંસએ;
કહં ભુંજંતો ભાસંતો; પાવકમ્મ ન બધેઇ. ૧
જયંચરે જયંચીટ્ઠે, જયંમાસે જયંસએ;
જયંભુંજંતો ભાસંતો, પાવકમ્મ ન બંધેઇ. ૨

( ચોપાઇ )

ઇસી દયા પાળે નર તેહ, ભણ્યા ગણ્યા પંડિત નર જેહ;
અજ્ઞાની નવિ જાણે ભેદ, તે શ્યું પાતિગ કરે નિખેદ. ૪૯
સુણતાં ભુંડું રૂડું લહે, ભુંડું છંડિ સખરૂં ગ્રહે;
પોતાનાં પાતિગ ખ્યય કરે, કેવળ લહી સિદ્ધગતિ વરે. ૫૦
શાતાનો અરથી જે હોઇ, મોક્ષનગર નવિ પામે સોઇ;
સૂઇ રહે નાંખે બહુ વારિ, ધોવું તેહને સદગતિ વારિ. ૫૧
તપ સંયમને સરસ સમતાય, પરિસહને જીતે ઋષિરાય
સુમતિ ગુપતિથી સદગતીવરે, છેહડે ચેતે તોહી તરે. ૫૨

એસી દેશના રાયે સુણી, કરી પ્રસંશા ધર્મની ઘણી;
અકલવંત જગિ અકબર મીર, સાચો જાણી તેડયો હીર. ૫૩
કરે અગડ તિહાં પલ્લિરાય, વિણ અપરાધે ન દેઉં ઘાય;
સદાય સાધના પ્રણમું પાય, હીર નામ જપું જ સદાય; ૫૪
પ્રતિબોધી ગુરૂજી સંચરે. આબૂગઢે પ્રયાણહ કરે;
જાત્રા કરવા જિનવર તણિ, ચઢયો હીર આબૂગઢ ભણી. ૫૫

( દુહા )

ગઢ આબુ નવિ ફરસિયો, ન સુણ્યો હીરનો રાસ;
રાણકપુર નર નવિ ગયો, ત્રણ્યે ગર્ભાવાસ. ૧

( ચોપાઈ )

મહા તીર્થ તે મોટું લહી, હીરમુનિ તિહાં આવ્યા વહી;
ગઢ આબુ ઉપરિ ઋષિ ચડે, કર્મ પાતળાં તિહાંકણે પડે. ૫૬
દેવલોકથી દેહરાં સાર, ધ્વજા ઉપરે કરે વિચાર;
ઋષભભુવન શોભે તે અશ્યું, તે આગળ તુમ સુરઘર કશ્યું. ૫૭
હીરવિજયસૂરિ આવ્યા તહિં, પઇઠા તે જિનમંદિર મહિં,
પરદખ્યણા તિહાં પ્રેમે કરે, ચંદો મેર પાછળ જિમ ફરે. ૫૮
આદિનાથ જિન જુવાર્યો ત્યાંહિ, ધનપાલ પંચાશિકા કહિ જયાંહિ;
ચૈત્યવંદન કરી ઉભાથાય, દેઉલ દેખી હરખ ન માય. ૫૯
વિમલ ઘોડે દીઠો અસવાર, જાણે ઈંદ્ર રૂપ અવતાર;
હીર પ્રશંસે વારંવાર, વિમલપ્રબંધ સુણો નર સાર. ૬૦
( ઢાળ-મગધ દેશકો રાજા-એ દેશી-રાગ સારંગ. )
વિમલ પ્રબંધ સુણો નર સહુએ, લહેરમહેતો પરધાન;
વીરકુંવર હુઓ જગિ તેહને, ઘે નરપત બહુ માન;

હોજગમાં વિમલવડો નરરાય. ૧

વિમલ તે વીરતણો સુત હોઇ, વીરમતી જસમાય;
રાજા ભીમતણો તે મંત્રી, વિમલ તે જગવિખ્યાત હો જગ. ૨

દંડ મંત્રીએ ભીમ ભંભેર્યો, વિમલ લીએ તુજ રાજો;
ગજ હસ્તી નર આયુધ મેળે, વઢવા કેરાં સાજો હો. હોજગ૦ ૩

તુજને શીશ ન નામે કહીએ, જિનપ્રતિમા તસ હાથિં;
નિત્ય પ્રણામ કરે છે તેહને, માયા કરિ તુમ સાથિં હો.જગ૦ ૪

રાજા રીસ ભરાણો ત્યાહારે, સકળ સુ ટ નર કોપે;
વિમલ મંત્રી સિંહ સરિખો આવ્યો, કો નવિ લજ્યા લોપે
હો. જગ૦ ૫

નરપતિ કપટ કરી તિહાં બોલ્યો, તુમ ઘર મંત્રી જોસ્યું;
વિમલ કહે નૃપ હવડાં આવો, અમો પવિત્ર અતિ હોસ્યું
હો. જગ૦ ૬

તામ ભૂપ સમકાળે ઉઠયો, સાથિં સહુ પરિવારો;
પ્રથમ પોળિ માંહિ નૃપ પઇઠો, દીઠો ગજ હિંસારો;
હો. જગ૦ ૭

બીજી પોળિ માંહિ નૃપ પઇઠો, દીઠા રથ હુથી ારો;
જિણ જીવ રખી નાળિ ઘણેરી, સુભટતણો નહિ પારો;
હો. જગ૦ ૮

ત્રીજી પોળિ માંહિ નૃપ આવે, દીઠી વૃષભાહારિ;
નૃપ ચિંતે સહી પડયા ખભેડે, કિહાં ાવ્યા એણે ઠારિ;
હો. જગ૦ ૯

ચોથી પોળિ માંહિ નૃપ પઇઠો, વાજિત્ર વાજે અનેક;

પંચમી છઠ્ઠી પોળિ પઇઠો, ભૂમિ તણો નહિ છેક હો. જગ૦૧૦
સાતમી પોળિ માંહિ જવ પઇઠો, ધ્રુવે પૂતળી પાય;
નારી પૂતળી સમજ ન પડતી, હુએ અચંભે રાય
હો. જગ ૦ ૧૧
જિનદેહરાસર ભીમ જુહારે, ચામર છત્ર બહુ દેખે;
મંત્રી રાજ લીએ સહી માહરૂં, હું કુણ એહને લેખે
હો. જગ૦ ૧૨
ભોજન ભગતિ કરી નૃપકેરી, પહિરાવ્યો પરિવારો;
ભીમ વળ્યો ઘરિ આવી ચિંતે, પામ્યો નવો અવતારો
હો. જગ૦ ૧૩
દંડ પ્રધાનસ્યું વાતેં બઇઠો, કહો કેહી વિધિ કીજે;
મંત્રી કહે નૃપ વાઘ છોડીજે, કપટિ એ મારીજે
હો. જગ૦ ૧૪
છોડયો વાઘ નૃપેં પાટણ માંહિ, બીહકિં પુરજન ન્હાસે;
વિસલેજઇ તસ ઝાલી બાંધ્યો. બઇઠો નૃપનિ પાસે હો. જગ.૧૫
પછે વળી એક મલ્લ વકાર્યો, આવ્યો સભાજ માંહિ;
કહે મુખ્ય કોણ સુભટ નર તાહરે; મોકલ વઢવા આંહિ;
હો. જગ૦ ૧૬
ભીમ કહે તુજ વિસલ વિના જો, કોણિં ન જીત્યો જાય;
ઉઠી વિસલેં વેગિં બથાવ્યો, નાંખ્યો ઝાલી પાય હો. જગ.૧૭
કીધાં કૂડ વળી જવ જાઇ, ચિંતે મંત્રી રાય;
લહિરતણા વારાનું લેખું, માગે તેણે ઠાય હો. જગ૦ ૧૮
છપ્પન કોડિ સોવન ધન આપો, કે કરો આવી લેખું;

મંત્રી કહિ એ ધરથી કૂડા, મૂકું એહ ઉવેખું હો. જગ. ૧૯
સોલસયાં સાંઢિ સોવન ભરિયા, સકળ ઋદ્ધિ પરિવારો;
અસ્વેં શૂર સુભટ તે ચઢીઆ, સાઢા પાંચ હજારો; ૨૦
દસ હજાર પાયક પરવરિયા, ગજ આગળથી ગાજે;
વિમલ મંત્રી ચઢયો હય ઉપરિ, ભભા ભેર બહુ વાજે;
હો. જગ૦ ૨૧
ભીમતણે જઈ શીશ નમાવે; પૂઠે દીએ તવ રાય;
મુજને દીધી અરી મ દેસ્યો, એમ કહી મંત્રી જાય;
હો. જગ૦ ૨૨
ચંદ્રાવતી નગરી ભણી ચાલ્યો, ઋદ્ધિ અનંતી પામી;
ચંદ્રાવતી નગરી નૃપ બીહનો, મર્ણ લહે હુમો જામી
હો. જગ૦ ૨૩

( દુહા. )

વિમલરાય બઈઠો તહિં, મળી સુભટની કોડિ;
સકળ દેશ લીધા સહિ, નહિ કો વિમલની જોડી. ૧
બાર રૂમ લીધા સહિ, અસુર નમાવ્યા પાય;
મુગલા હબસી કાણસી, વિમળતણા ગુણગાય. ૨
બંધી કર્યો જેણે બંડીઓ, ભીમ દીએ બહુ માન;
સાત છત્ર ચામર દેઇ, મોકલ્યા જેણે પ્રધાન. ૩
ચારુય દેવી પરગટ હુઇ, અંબાઇ તૂસેહ;
પંચ કોસ બાણજ વહે, સિધનાદ આપેહ. ૪
પદમાવતી ગજ વીસનું, આપે પ્રાક્રમ સાર;
ચક્રેસ્વરી લચ્છી દીએ, તૂઠી વિમલ કુમાર. ૫

વિમલે લચ્છી બહુ વાવરી, શેત્રુંજે સંઘવી થાય;
ગઢ ગિરનારે જઇ કરી, આવ્યા વિમલ સુરાય. ૬

( ઢાળ-ગિરજા દેવીને વીનવુંરે.—એ દેશી )

રાય વિમલ સુખ ભોગવેરે, એક દિન સુપન લહેય;
અયવર કાને તે ઝાલીઓરે, જઈ ગુરૂ સોય કહેય.
સુણતો વિમલ તે રાજીઓરે. ૧
શ્રી ગુરૂ કહ્યું નૃપ સાંભળોરે, કહે સંતાન·સુસાર;
કે કાંઇ કામ કરો વડુંરે, કે તીરથઉદ્ધાર. સુણતો. ૨
સુણતાં હરખીઓ નરપતીરે, ભાખે ધર્મકથાય;
ગુણ એકવીસ હોય જેહમાંરે, સાધે મુગતિઉપાય. સુ. ૩
તત્વ ત્રણ સૂધાં ધારીએરે, ધરીએ વરત સુબાર;
ચઉદે નિયમ સંભારીએરે, મકરો અભખ્યજ આહાર. સુ ૪
પાપ અઢારે વિવરી કહ્યાંરે, વિમળ ગળે તવ આંખિ;
સ્વામી આલોયણ દીજીએરે, દુરગતિ પડતો રાખિ. સુ. ૫
પાતિગ કરી હું થાકો સહિરે, તું મળીઓ ગુણવંત;
પહિલાં જીવ ચેત્યો નહિ રે, તુમે તારો ભગવંત. સુણ. ૬
તુમ આલોયણસી દીઉરે, પાપતણો નહિં પાર;
બાલ્યાં નગર ઉજાડીઆંરે, બાલ વિછોહ સંહાર. ૭
વળી સિદ્ધાંત માંહિં ઇમ કહ્યુંરે, શૈવતીરથ નર જ્યાંહિ;
કીજે થાપના જિનતણીરે, પાતિગ છૂટે ત્યાંહિ. સુગુ. ૮
મહિમા સબળ વખાણીઓરે, અરબુદાચલગિરિ જેહ;
તાપસ શૈવ ઘણા રહેરે, જૈનભોમિ કરે તેહ. સુણ. ૯
ધર્મઘોષને પાય નમીરે, વળીઓ મન ઉલ્લાસ;

અર્બુદાચલેં નૃપ આવીઓરે, કીધા ત્રિણ્ય ઉપવાસ. સુ. ૧૦
તૂઠી અંબિકા તિહાં સહિરે, વર માગ્યા તિહાં દોય;
જિનપ્રાસાદ સોહામણારે, એક પુત્ર મુજ હોય. સુણતો. ૧૧
એક વાનું નૃપ માગીએ રે, કે સુત કે પ્રાસાદ;
વિમલ વિચખ્યણ કહ્યું ઘણુંરે, મકરીસ વાદ વિવાદ. સુણતો. ૧૨
વિમલ વળ્યો નિજ મંદિરેરે, પૂછી ઘરની નારિ;
શ્રીમતિ કહિ સુત સો વળીરે, જે પાડિં સંસારિ. સુણતો. ૧૩
શ્રી જિનમંદિર માગીએરે, મુગતિપુરીગઢ જેહ;
વેગિં વિમલ તે આવીઓરે, વેગો વર માગેહરે. સુણતો. ૧૪
આપિં વર તિહાં અંબિકારે, અર્બુદ ગઢ શુભ ઠામ;
તિહાં પ્રાસાદ કરાવીએરે, લીજે ભોમિ અભિરામ. સુણતો. ૧૫
વિમલ ચઢયો ગઢ ઉપરિં રે, ભોમિ જોઇ જેણિ વારરે;
ઇગ્યાર સહસ ભરડા મિળ્યારે, કરતા સબલ પોકાર. સુણતો. ૧૬
એ સવિ ભોમિ છે શિવતણીરે, દેવા શંકર આણ;
બળ કરી ભૂમિ લેસ્યો તુમો રે, દેસ્યાં સાથિં પરાણ. સુ. ૧૭
વિમલ વિચારે કામ ધર્મનોરે, ન કરૂં એહની ઘાત;
આવ્યો અંબિકા આસણિં રે, સકળ સુણાવી વાત. સુણતો. ૧૮
અંબિકા કહે ચઢો ઉપરિંરે, કરો ભરડકસ્યું વાદ;
જૈનપ્રાસાદ જો ઇહાં હોએ રે, તો કીજિં પ્રાસાદ. સુણતો. ૧૯
આવ્યો વિમલ વેગિં તહીંરે, મિલ્યા ભરડા જેહ;
જિનપ્રતિમા જો અહિં નીકલેરે, તો પ્રાસાદ કરેહ. સુ. ૨૦
શ્રીમાતા મંદિર આગળેરે, ખણતાં ભોમિ અપારરે;
પ્રગટયું બિંબ દાદા તણુંરે, વરસ હુઆં લાખ ઇગ્યારે. સુ. ૨૧

તિહાં પ્રાસાદ મંડાવીઓરે, વઢતા સહુ ભરડાયરે;
સકળ ભોમિ વેચી સહીરે, ધન વિન લીધી ન જાય. સુ. ૨૨
સોવન પાથરો પોળથીરે, જિહાં પ્રાસાદની ભીંતિ;
સોવન વેગિં અણાવીઆરે, માંડે વિમળ વિનીત. સુણતો. ૨૩
સોવન માંડીઆ ચોકડેરે, છિદ્ર રહ્યું વિચિમાંહિ;
પરિ એક મૂકાવીઓરે, ખુશી હુઆ નર ત્યાંહિરે. સુ . ૨૪

( ઢાળ–દેશીચુનડીની–રાગ ગોડી. )

વિમળ વિચખ્ખણ વાણીઓ, પુણ્ય કાજે હુઓ સજહો;
સાત સહસ શિલાવટ તેડીઆ, તિહાં લક્ષ ગમે મજૂરહો. વિ.૧
હાથ પાહુઓ અતિ ખણ્યો, સાત પુરૂષ સમાનહો;
પરિખ્યા કારણિ નૃપે કહ્યું, પૂરો પાયે નિધાનહો. વિમળ૦ ૨
સાતસેં સાંઢય અણાવતો, સોવન નાંખિ ભૂમિ માંહિ હો;
કહિ ગાળી ઈંટ કીજીયે, બોલ્યા શિલાવટ ત્યાંહિ હો. વિ૦ ૩
દેસટંકા જવ ગાળતો, તવ બોલ્યા શિલાટ હો;
રાખો મહા ધીરજ ધણી, પહિલાં હુંતો ઉચાટ હો. વિ૦ ૪
સાતપડા ગઢમાં રહે, ધીર્યવડો અને લાડ હો;
સાતે ખેત્ર પોખાવતા, હુઆ સાત પડા પોરવાડ હો. વિ૦ ૫
ચઉંબાઇના થાપીઆ, સુરસુભટમાં લીહ હો;
આમ ન મૂંકે વરમરે, પંડિત કવિયણ સિંહ હો. વિમળ૦ ૫
વિમળ વખાણ્યો શિલાવટેં, ચલવ્યો મંદિર કામ હો;
વાળી નાહ વિરૂઓ કહું, પાડે મંદિર તામ હો. વિમળ૦ ૬
નિત્ય ચણુતાં નિત્ય પાડતો, અવધિ હુઈ છ માસ હો;
વિમળ તણે જઇ વીનવ્યો, શિલાવટ ટોક નિરાસ હો. વિ૦ ૭

વિમળેં આવી પૂછીઉં, કુણ છે સુર નર પીરહો;
  વાળી નાહ તવ બોલીઓ. ખલિઘો ખેતલવીરહો. વિમળ. ૮
જિનપ્રાસાદ ઇહાં કર્યો, એછે મહારો ઠામ હો;
  સુરવર જખ્ખ સહુ જીતીઆ, તું વાણિગ નર નામ હો. વિ. ૯
વિમળ કહે લ્યો લાડુઆ, ના જંતૂઘે દેવ હો;
  વિમળ ન બોલ્યો બાણીઓ, રાખ્યો ઠામ તતખેવ હો. વિ. ૧૦
વિમળ રહ્યો રાતિં જઇ, ઊભો દેહરા માંહિ હો.
  હાથે ખડગ દીપક ધરે, આવ્યો ખેતળ ત્યાંહિ હો. વિ૦ ૧૧
સિંહનાદ કરી વાણીઓ, ધાયો મારણ કામિ હો;
  નાઠો લોમિ ઘણી ટપી, અથડાયો શત ઠામિ હો. વિમળ. ૧૨
આવ્યો વેગિં અંબાઇ કન્હે, વણિગ નમાને મોહ્ય હો;
  દેવી કહે નિરદયઘણું, સહી મારસ્યે તોહ્ય હો. વિમળ. ૧૩
જ્યાન કરિસ જો તું હવે, ફાડસ્યે તાહરૂં નાક હો;
  નાથ પરોઇ બાંધસ્યે, નહિં છૂટે સબળે લાખ હો. વિ૦ ૧૪
બલિ દેવરાવિસ હું તુંને, વળતો મથાઇસ વંક હો;
  તિલ બાકુળ દેવરાવતી, હસી વળ્યો જિમ રંક હો. વિ૦ ૧૫

( હું આજ એકલી નિંદ ન આવેરે—એ દેશી. )

વિમળે રાખી વાણિગ-મામોરે, ચલાવ્યું દેહરા કેરૂં કામોરે;
  હુઓ ગંભારો સુંદર જ્યારે રે, બેઠું ધન થોડું લહ્યું ત્યારે રે.૧
કહે સોવનનો કરો પ્રાસાદોરે, ઇંદ્રપુરી સ્યું કરતો વાદોરે;
  મંત્રીજન વારે ભૂપાળોરે, આગળ પડતો હોસ્યે કાળોરે. ૨
કિહાં હવે જૈન તુમ સરિખા રાયોરે, સોવન-પ્રાસાદ રહ્યો
  કિમ જાયોરે;

આરાસણની ઉઘાડો ખાણોરે, સ્વેત સુકોમલ પત્થર આણોરે. ૩
રૂપા બરાબર પડસ્યે તેહોરે, વિમલ વિચારે સાચું એહોરે;
કરાઇ કલાઇ આંકી દોરોરે, મિળ્યા પુરૂષ જસ સબળાં જોરોરે. ૪
મંડપ થંભ બનાવ્યા ત્યાંહેરે, સખર કોરણી કીધી માંહેરે;
ઘણી પૂતલી તોરણ ત્યાંહિરે, કરી દેહરડી ફરતી જ્યાંહિરે. ૫
કનક કળસ ધ્વજ દંડે સોહેરે, ત્રિણ્ય ભુવનનું મન-મોહેરે;
સબળ કોરણી દીઠી જ્યારેરે, વિમલ શિલાટને ભાખે ત્યારેરે. ૬
હવે કાંઇ કોરણી એહમાં થાએરે, બોલ્યા કારીગર તેણે ઠાએરે:
કોરી ભૂકો આણી દીજેરે, તેહ બરાબર રૂપું લીજેરે. ૭
વિમલ કહે તુમ વારૂ દીજેરે, વિવિધ પ્રકારની કોરણી કીજેરે;
સબળ કોરણી કોરાઇ જ્યારેરે, તોલી રૂપું આપ્યું ત્યારેરે. ૮
કહે કળા હવે તુમ કાંઇ ચાલેરે, કરૂં કોરણી હેમ જો આલેરે;
હરખ્યો વિમલ રચના તુમ કીજેરે, ભૂકા બરાબર સોવન દીજેરે. ૯
કરે કારીગરી ધરતા પ્રેમોરે, કાઢે ભૂકો તોલી લ્યે હેમોરે;
કહે કારીગરો કાંઇ હવે થાએરે, તામ કારીગર ભાખે નાએરે. ૧૦
વિમલરાય તવ આનંદ પાવેરે, ઋષભદેવના મૂરતિ ભરાવેરે;
બીજાં બિંબ તિહાં ઘણાં ભરાવેરે, ધર્મઘોષર્નિ તિહાં બોલાવેરે. ૧૧
બિંબપ્રતિષ્ઠા કરતો સારોરે, દાનિં વરસે જિમ જલધારોરે;
દેખી હરખ્યો દશરથરાયરે, વિમલતણો ભત્રીજો થાયરે. ૧૨
ખોળા પાથરે બે કર જોડીરે, જાણું સોવન આપ્યું કોડીરે;
કહો તો કરૂં હું ગજની શાળારે, એટલે હુએ મુજ હરખવિશાળારે. ૧૩
લેઇ આજ્ઞા ગજ તેણિ કીધારે, ઋષભદેવ આગળ પ્રસિદ્ધારે;
વિચિમાં કીધો અશ્વતે એકોરે, વિમલ ચઢાવ્યો ધરી વિવેકોરે. ૧૪

છત્ર ધરિ ભત્રીજો હાથિંરે, ઉભો વિમલ તણે તે સાથિંરે;
વિમલ મનોરથ પૂરા થાયરે, ધન ખરચ્યો તે કહિઓ ન જાયરે.૧૫
બાવન્ન લાખ પીરોજી કેરાંરે, ત્રૂટાં દોરડાં તિહાં ભલેરાંરે;
એ પ્રાસાદ તણા અવદાતોરે, જેણિં નવિ જો હાર્યો ન સુણી વાતોરે.૧૬
ગર્ભવાસ રહ્યા તે બેસીરે, ધન્ય જિનજુહારે મંદિર પેસીરે;
જોતાં ભૂખ ભૂખ યાની જાયરે, નિરખી કોઇ ન અળગો થાયરે. ૧૭
લાજ્યો મેર ગયો તે આઘોરે, ઇંદ્રભુવન આકાશેં લાગોરે;
પુણ્ય હોઈ તો તિહાં કિણિ જઇએરે, થોડું જિમિને તિહાં કિણિ રહીએરે. ૧૮
ધન્ય ધન્ય વિમલતણો અવતારોરે, ભુવનનિપાઇ પામ્યો પારોરે.
નામ વિમળ કર્યું વિમળ વિશેષેરે, કીધી પુણ્યહ પ્રાપ્તિ અતિષેરે. ૧૯

( દુહા. )

વિમળ પાર પામ્યો સહી, કાપ્યું પાતિગ જોત્ર;
જિનમંદિર દેખી ઘણાં, બાંધે તીર્થંકર ગોત્ર. ૧

( ચોપાઈ )

ગોત્ર તીર્થંકર બાંધી હીર, જુહારી નિર્મળ કરે શરીર;
અર્બુદ ગઢ ઉપરિ વળી જોય, વસ્તુપાળનું દેહરૂં હોય. ૧
ઇંદ્રભુવન દીસે આકાર, જિન પાછળે ગજ શોભે સાર;
વસ્તુપાળ ચડયો ઉપરે તામ, રેડે વાંસળી આપે દામ. ૨
વીર વચનનો રાગી તેહ, જેહના કારણનો નહિં છેહ;
અઢાર કોડિ ને છન્નુંલાખ, શેત્રુંજે ધન ખરચ્યાની ભાખ. ૩

અઢાર કોડિ લખ એસી ધારિ, દ્રવ્ય ખરચ્યો તેણિં ગિરિનારિ;
તેરસિં તેર નવા પ્રાસાદ; ધ્વજ તોરણ તિહાં ઘંટા નાદ. ૪
ત્રેવીસસેં જીરણ ઉદ્ધાર, સવા લાખ તે બિંબ સુસાર;
સોળેં ઉંણી એકહજાર પોષધશાળા કીધી સાર. ૫
અઢાર કોડિ સારદ ંડાર, સૂરીપદ વરાવ્યાં બાર;
સંઘ ભગતિ વરસેં તે ચ્યાર, જિનપૂજા કીજે ત્રણ્ય વાર. ૬
મુનિ પંચસયને દે આહાર, પડિક્કમણાં બે કરતો સાર;
સાઢી બાર તે યાત્રા કરે, શેત્રુંજે અણસણ ઉચ્ચરે. ૭
આયૂ થોડું જાણી કરી, વાહણોત્તરનિં લખતો ફરી;
પુણ્ય ઠામિ મુજ કરજો ધન્ન, મઠ મસીત કરે તે જન્ન. ૮
ત્રણ્યસેં કોડિ ને છહોત્તરિ કોડિ, લાખ સીત્યોત્તર ઉપરિ જોડિ;
વળી ઉપરિ દ્રવ્ય હોય હજાર, જૈનકાર્યમાં ખરચે સાર. ૯
વસ્તુપાળ પામ્યો જસવાદ, _ણૂગઢે કીધો પ્રાસાદ;
બાર કોડિ ને ત્રેપન લાખ, તિહાં ધન ખરચ્યા કેરી ભાખ. ૧૦
દેહરે આળીઆ સોહામણા, દેરાણી જેઠાણી તણા;
નવ નવ લાખ પીરોજી જોય, ખરચે ઘરની નારી હોય. ૧૧
અસ્યાં કામ કરી જે વહ્યા, તેણિં પ્રાસાદિં હીર તે ગયા;
નેમિનાથનેં જુહારી કરી, ભીમ ભુવને આવ્યા પરવરી. ૧૨
એકસો આઠમણ પીતલ તણી, ઋષભદેવની પ્રતિમા સુણી;
પરિકર સહિત સુંદર આકાર, જુહારી સફળ કર્યો અવતાર. ૧૩
ચોમુખ જુહાર્યો જિનવર તણો, ત્રણ્યખંડ તે ઉંચો ઘણો;
ધન ખરચે મેહિતો ચાંપસી, સ્વર્ગભુવને કીર્તિ ગઇ ધસી. ૧૪
પછે ચઢયા અચલગઢ જ્યાંહિ, ચ્યાર પ્રાસાદ જિનવરના ત્યાંહિ;
ત્યાંહાં સારણેશ્વર દેહરૂંઅછે, સોવન મૂરતિ દીઠી પછે. ૧૫

કૃપલ એક ત્યાં પીતલ તણો, સરોવર એક તિહાં નર સુણો;
એક પોસાળ છે મુનિવર તણી, આગળ રચના કીજે ઘણી.૧૬
સહુસ અઠ્ઠ પગથીઆં ચઢે, છેહડિ ટુંકિ નર જઈ અડે;
ચોમુખે ઇંદ્રભુવનનું માન, કરતા તે વહુઆ સુલતાન. ૧૭
પીતલ હેમમય પ્રતિમા ચ્યાર, એકેક એસીમણની સાર;
સૂર્ય જ્યોતિ તે આગળ ટળે, જુહારી હીર તે પાછા વળે. ૧૮
બહુ રચના ગઢ ઉપરિ જોય, શ્રી માતાનું મંદિર હોય;
ચીસીએ વાલ્હિમ આવ્યો આજ, તેણે બાંધી બારે પાજ. ૧૯
બાર ગામનો ઉપરિ વાસ, અર્બુદાદેવી મંદિર ખાસ;
વન ચાંપા ને આંબા બહુ, કહી ન જાએ રચના સહૂ. ૨૦
જુહારી દેવ વળ્યા ઋષિરાય, સીરોહી નગરીમાં જાય;
રાય સુલતાન સાંહમા આવેહ, પાએ પડીને ગુરૂ વાંદેહ. ૨૧
સામહીઉં આડંબર કરે, નગરી માંહિ હીર સંચરે;
સયલ દેવના પ્રણમી પાય, ઉપાસરે કહે ધર્મ કથાય. ૨૨

( ઢાળ–પ્રણમું પાસ કુમારરે—રાગ ગોડી. )

પંચેસણ અધ્યયનરે, ભાખ્યું પાંચમું;
લીજ્યા શકિં જઈ ગ્રહે એ. ૧
મૂર્છા ન ધરે સાધરે, આહાર તણે વિષે;
ગાન નગરિં કરે ગોચરી એ. ૨
કુચો પરિ જાયરે, વિગર પહુંચ નહિં;
ધુંસર પ્રમાણિં તે જુએ એ. ૩
બીજ હરી કીડયરે, માટી વજ્જતો;
કીડી પ્રમુખનિં તે જુએ એ. ૪

ચીલો આડ કચરાયરે, લાકડઈંટ જિહાં;
  મારગ છતે તિહાં નવિ ચલે એ. ૫
ગણિકાવાડો જ્યાંહિરે, સાધ ન સંચરે;
  પરિચય શીળ ન રહે કદા એ. ૬
સ્નાન સુઆવડી ગાયરે, સાંઢિ સહ્યાણથી;
  ગજ બાલકથી રહે ખસી એ. ૭
કલહ યુદ્ધ વજેહરે, ઉંચું મમ જોએ;
  અતિ નીચું નવિ નિરખીએ એ. ૮
હરખેં મમ ચાલેહરે, આકુળ વ્યાકુળ;
  ઈંદ્રી વસિ કરી ચાલીએ એ. ૯
ઉહકતો મમ હીંડેરે, વિગથા હાસ્ય નહિં;
  મુનિ પંથે એતાં તજે એ. ૧૦
ચોરી ન નિરખે સાધરે;
  આતરથીગાડું, ગોખ દ્વાર જોવે નહીં એ. ૧૧
ન જુએ પાણીહારીરે, રાજભુવન નહીં;
  મંત્રી તલાર ઘરે નહિં એ. ૧૨
જેણિં કહ્યું માવીસ સાધરે, તસ ઘર નવિ જવું;
  અતીત નહી તસ ઘર તજે એ. ૧૩
એ છે સાધનનો પંથરે, જીવ યતન કરે;
  સાચું બોલે સદા લગેં એ. ૧૪
અણ દીધું નવિ લેહરે, સ્ત્રીથી વેગળો;
  કોડી એક ન રાખીએ એ. ૧૫
નિશિભોજન નહિં સાધરે, પરસુખ દીજીએ;
  મારેં ક્રોધ ન કીજીએ એ. ૧૬

એહ સાધ આચાર રે, જે કો આદરે;
મુગતિ પંથ પામે સહીએ. ૧૭

( ચોપાઇ. )

સુણી દેસના નવે નિધાન, સબળો રીઝ્યો રાય સુલતાન;
અસ્યો ધર્મ સુણ્યો નહિં કદા; વિપ્રાદિક લેવાના સદા. ૧
સૂધો પંથ કિહાં નવિ લહ્યો, ભલો ધર્મગુરૂ હીરે કહ્યો;
મેં તો ધર્મ કસ્યો નવિ કર્યો, પાપ કરી ઘટ પોતે ભર્યો. ૨
ન કરૂં ગુરૂ હું મદિરાપાન, આહેડો વારે સુલતાન;
માંસ ન ખાઉં પરસ્ત્રી તજું, સાધ પુરૂષને પ્રેમે ભજું. ૩
સેઈ લાભને ચાલ્યા ત્યાંહિં, હીરજી આવ્યા સાદડી માંહિં;
વરાટથી વેગિં આવેહ, કલ્યાણવિજય આવી વાંદેહ. ૪
હીરજી રાણપુરે ચરે, ઋષભદેવની યાત્રા કરે;
દેહરૂં નલિનીગુલમ વિમાન, ખરચે ધન્નોસાહ નિધાન. ૫
તિહાંથી મેડતે આવે સહી, જિનમંદિર જુહારે ગહગહી;
સાદિમ સુલતાન આવે વાંદવા, તિહાં કણિ ઉચ્છવ સબલા હવા. ૬
તિહાંથી ફળવધી આવ્યા સહી, ફળવધી પાસ જુહાર્યા તહી;
તિહાંથી સાંગાનેરમાં જાય, ફત્તેપુર પોહોતા ઉવજઝાય. ૭
ઉપાસરે આવી ઊતરે, શ્રાવક સહૂ વંદના કરે;
ઉવજઝાય મળવા પાદશાય, જિમ જિનશાસનનો જય થાય. ૮
થાનસંઘમાનૂ કલ્યાણ, બોલ્યા શ્રાવક પુરૂષ સુજાણ;
સદા મોટો દુર્જય પાતશાય, પાહેલાં સીદ મળો ઉવઝાય. ૯
ધીર્ય ધરી બોલ્યો ઉવઝાય, કવિત્ત એક કિયો પાતશાય;
તો તુજને એ માહું કરે, પણિ ગુરૂ હીર મુનિ ઊગરે. ૧૦

નિજ આચાર્ય પરિ જોય, તીવ્ર રાગ કોઇકને હોય;
  ન ખમ્યો સુનક્ષત્ર સુજાણ, વીર કાર્ય જેણે મુકયા પ્રાણ. ૧૧
પૂરવ પુણ્યે પ્રેર્યા જેહ, ગુરૂનિ ભગતિ કરંતા તેહ;
  અહિ લખિમી આગલિ થાનાર, સો કરતા ગુરૂભક્તિ અપાર. ૧૨
તે માટે ગુરૂ જગમાં સાર, સુખના લક્ષતણો દેનાર;
  દુખ સહેસનો મુકાવણહાર, કેસી કરે પરદેસી સાર. ૧૩
નર્ગતણી ગતિ જેહ અસાર, જાવા બોલ દીઓ નિરધાર;
  ગુરૂ મહિમાથી અમર વિમાન, સુર્યાભેય લહે બહુ માન. ૧૪
તેણિ કારણિ મિલસ્યું નિરધાર, ાવક કહે એ ખરો વિચાર;
  શેખ અબુલફજલ છે જ્યાંહિ, શ્રાવક મોટા આવ્યા ત્યાંહિ. ૧૫
કરી વીનતી તિહાંકણિં અતી, હીરમુનીના આવ્યા યતી;
  મળવાની ઇછા તસ હોઇ, કીજે શેખ કહે વળી સોઇ. ૧૬
કહે બોલાવો અહિંકણ સહી, વિમલહર્ષ આવ્યા ગહગહી;
  સિંહવિમલ પાસે પન્યાસ, ધર્મસી ઋષિ ગુણસાગર ખાસ. ૧૭
કહી દુઆ ને ઉભા રહે, મુખથી બોલ એણી પરિં કહે;
  અમે ફકીર ગદાઇ કરૂં, કોડી ન રાખું પૃથવી ફરૂં. ૧૮
મંત્ર યંત્ર જાણું નહિં રતી, કુણ કારણિ તેડયા અમ યતી;
  શેખ કહે સુણીએ ઉવઝાય, પૂછે પાતશા ધર્મકથાય. ૧૯
અસી વાત કરે છે જિસિં, મોહોરદાર શાહી આવ્યો તિસિં;
  મળી શેખને પાછો ફરે, ત્યારેં શેખ વિચાર મનિ કરે. ૨૦
કહિસ્યે એ પાતશાને વાત, ત્યારેં મુજરો મુજ નવિ થાત;
  અસ્યું વિચારી તેડી ગયો, અકબર કને જઇ ઉભો રહ્યો. ૨૧
દુઆ કરે મુનિ તેણે ઠાર, હરખ્યો પાત ા હીઆ મઝાર;
  છેડો ગલીઆનો વળી જ્યાંહિ, ચાલી પાતશા આવ્યો ત્યાંહિ. ૨૨

ખબર હીરની પૂછી કરી, કબ દીદાર પાવંગે હિં;
  કહે ઉવઝાય તુમ કરે હુઆય, કલ પરસું આવે ઇસઠાય. ૨૩
ખુસી પાતશા હૂઓ તામ, ત્યારે પુરૂષનાં પૂછયાં નામ;
  દેશ નગર ને માત પિતાય, કુણુ કારણે લીધી દીખ્યાય. ૨૪
જનમ જરા ને બીજો મરણુ, આતમને છે એ દુખકરણુ;
  તેટાળેવા હૂઆ ફકીર, છોડે બિન નહુ પાવે તીર. ૨૫

## ( દુ ı )

સોળ સહિસ સાહેંલીઆં, તુરી અઠારહ લખ્ખ;
  અપણે ખુદાકે કારણેં, છોડયા સહેરબલખ્ખ. ૧
હિંસા નૃત ચોરી મિથુન, પરિગ્રહ દોષ અનેક;
  નિશિભોજન નિંદા નહિં, ટાળો ધરી વિવેક. ૨
પરનિંદા સ્તુતિ આપણી, લોલુપ કામ કષાય;
  વિમળ કહે એ પંચથી, પુણ્ય ફકીરી જાય. ૩

## ( ચોપાઈ )

ખુસી થયો ત્યારેં પાતશાય, કરી વખાણુ વાળ્યો ઉવઝાય;
  ઉપાસરે આવ્યા જેણિ વાર, હરખ્યા શ્રાવક અતિહિં અપાર. ૧
વાજાં વાગે ગંધ્રપ ગાય, સહુકો મિલીને સાહમા જાય;
  તુંગીઆ નગરી શ્રાવક જેમ, ગુરૂને વંદન ચાલ્યા તેમ. ૨
વિમલહર્ષ મોટો ઉવઝાય, તે પણિ ગુરૂને વંદને જાય;
  કહી પાતશા કેરી વાત, ત્યારે હર્ષ ઘણેરો થાત. ૩
સાંગાનેરથી ગુરૂ સંચરે, નવલી ગામિં આવેવું કરે;
  ચાટસૂ હીંડવણી ગામ છે જ્યાંહિ, આવ્યા શિકંદરપુર તે માંહિ. ૪

આના અને અભિરામાવાદ, ગુરૂ આવંતે ગયો વિખવાદ;
　ફત્તેપુર ભણી આવે જસેં, અનેક પંડિત પુંઠિં તસેં. ૫
વિમળહર્ષ મોટો ઉવઝાય, શાંતિચંદ છે તેણે ઠાય;
　સોમવિજય પંડિત વાચાળ, સહેજ સાગર પં બુદ્ધિ વિશાળ. ૬
જિલેબીઉસીહ વિમલ પન્યાસ, ગુણવિજય પંડિત તે ખાસ;
　ગુણસાગર ધર્મસી પન્યાસ, રત્નચંદ દીઠો ઉલ્લાસ. ૭
હેમવિજય પડિત વાચાળ, કાવ્ય દુહામાં બુદ્ધિ વિશાળ;
　કાહાંનો ઋષિ કવિતા જગમાલ, મુખથી બોલિ મિઠા ફાલ. ૮
રામવિજય પં પુંઠિં ભાણ, કીર્તિવિજય હંર.વિજય, સુજાણ;
　જસવિજય જયવિજય પન્યાસ, કલ્પદીપિકા કીધી ખાસ. ૯
લાભવિજય ગણિને મુનિવિજે, ધનવિજય ચેલો અતિ ભજે;
　પુણ્યવિજય ને જસવિજય જોઇ, અનેક સાધ વળી પુંઠિં હોઇ. ૧૦
સઉસઠિ સાધતણો પરિવાર, એકેકથી તે દીસે સાર;
　વ્યાકરણી કેતા વાચાળ, વાદકાર્ય ઉઠી દે ફાળ. ૧૧
એમ પરિવાર મળ્યો ગંભીર, ચંદતણી પરિં ચાલે હીર;
　ફત્તેપુર ભણી આવ્યા વહી, સકળલોક સાહમા ગયા સહી. ૧૨
થાનસંગ માનુ કલ્યાણ, અમીપાળ દોસી ગુણજાણ;
　વિવહારીઆ બીજા વળી જેહ, પાતશાનેં જણાવે તેહ. ૧૩
મુકી ભેટિ બોલ્યા નરધીર, હોઇ રજા તો આવે હીર;
　પ્રવેશ મોહોચ્છવ કીજે સોય, હુકમ પાતશાનો હોય જોય. ૧૪
હુકમ પાતશાનો હુઓ તહિં, કરી મોચ્છવને તેડો અહિં;
　ગજ રથ ઘોડા લ્યો વાજીંત્ર, તેડો હીર એમ કરે પવિત્ર. ૧૫
હુકમ પાતશાહી હુઓ જસિં, સંધ્યાકાળ હુઓ તિહાં તસિં;
　લાજ્યો સૂર નાસી તે ગયો, હીરસૂર જવ પરગટ થયો. ૧૬

અનુક્રમિં હુઓ પરભાત, મુકી માન રવિ પરગટ થાત;
હીર દરસણ કરવા ગહગહ્યો, મોચ્છવ જોઈ ગગને રહ્યો. ૧૭
ભંભાભેર વાજિત્ર અનેક, હય હસ્તી નવિ આવે છેક;
પાલખીઓ અસવારી બહૂ, અઢાર વર્ણ જોવે તે સહુ. ૧૮
નારી પુરૂષ ન લાધે પાર, ઋદ્ધિ ઉપરિં કીધો શિણગાર;
વેઢ મુદ્રિકા વેશ અપાર, દાનેં વરસે જિમ જલધાર. ૧૯
દેઇ પ્રદક્ષણ ગુરૂને તેમ, વર વહુ વન્હિને વળી જેમ;
તેણી વેળા ઉચ્છવ જે થયો, કવિયે તે નવિ જાએ કહ્યો. ૨૦
નગર ઢુકડા આવે જસેં, કુંભ વૃષભહિ મળીઆ તસેં;
કરી પતાકા માટી દહિં, મિળી સુંદરી તે ગાતિ તહીં. ૨૧

( દુહા. )

ખર જઇ ડાભો સ્વર કરે, બોલે જિમણો જાય;
સાવલંગિ સૂદો ભણે, સકળ લચ્છિ થિર થાય. ૧
ભરી ખપ્પર અહો ભણે, યોગિણિ જિમણી જાય;
સાવલિંગિ સુદો ભણે, સકળ લચ્છિ થિર થાય. ૨
તરૂ ઉપરિ તીતર લવે, ધડિ શિર સેવ કરંત;
સાવલિંગી સૂદો ભણે, અફળાં વૃક્ષ ફળંત. ૩

( ચોપાઇ. )

દૂસ્તેપુરમાં પેસે જસિં, મળ્યું અસુરનું મડદુ તસિં;
શ્રાવક કહે પડખો મુનિરાય, હીરમુનિ તે ચાલ્યા જાય. ૧
મનસ્યું ચિંતે સુકન સુસાર, અન્ન પુષ્પ વાજિંત્ર અપાર;
અસરણ તણે જિમ લેવું જઇ, તુરક મળ્યો તો રૂડો અહિં. ૨

અસ્યો વિચાર કરી ગુરૂ હીર, નગરમાંહિં આવે ગંભીર;
થાનસંગ આગળથી જઇ, ખબર શેખને પહિલી કહી. ૩
શેખ ગયો શાહા કને તેણી વાર, શ્રેણિક કને જિમ અભયકુમાર;
ખબર કહી તેણિ વીરની, શેખે ખબર કહી હીરની. ૪
બોલ્યો પુરૂષ સકળ નરતાજ, હું જોઇશ ગુરૂ હીરને આજ;
ખુદા તણો નમૂનો સાર, તેડો સોય દેખું દીદાર. ૫
જિમ એ આપહિ હે નાપાક, એહને પગલે હોઈ પાક;
**નેત્ર** આપણાં હોઇ પવિત્ર, તેડો શેખ જો સાચા મિત્ર. ૬
હૂઓ હુકમ તબ ઉઠયો શેખ, આંવ્યો હીર કને ધરી વિવેક;
નમી પાય ઘર તેડી જાય, જ્ઞાનગોષ્ટિ તિહાં બહુ પરિ થાય. ૭
હીર કહે જ્ઞાનિં કરી જોઇ, હિંસા તિહાં દયા ન હોઈ;
તુમ મ શાસ્ત્રમાંહિ છે અસ્યું, તુમે પંડિત છો કહિએ કસ્યું.૮
હંસ વિના એણિ સંસારિ, અલગું કુણ કરે ખીર વારિ;
તિમ તું બુદ્ધિવંત છે શેખ, થઇ હંસને ધરો વિવેક. ૯
અબુલફજલ તવ બોલે અસ્યું, પેગંબરે ફરમાયું અસ્યું;
વળી બોલ પૂછું તુમ એક, હીર કહો તુમ ધરી વિવેક. ૧૦
ખુદાએ પેદા કીધા બહૂ, ફનાં કરેસ્યે એ પણ સહૂ;
ન્યાય કરસ્યે ગુનો તસ લહી, પુણ્ય પાપ ફળ દેસ્યે સહી. ૧૧
એહ વાત ખોટી કે ખરી, હીરમુની તવ બોલ્યા ફરી;
આકાશફૂલ પરિં એ વાત, ખુદા અરૂપી નહિં પગ હાથ. ૧૨
શંખ પરિંજ નિરંજન તેહ, સર તણી પરિ જયોતિમૈ જેહ;
કિમ પૂછે કિમ મળસ્યે લોક, વંધ્યાપુત્ર પરિં સહૂ ફોક. ૧૩
કર્મ ખરૂં જગમાંહિ જોઈ, કરમિં સુખીઆ દુખીઆ હોઇ;
કરતા હરતા જે કહિવાય, તેહનિં શર્મ ઘણેરી થાય. ૧૪

શેખ કહે એ સાચી વાત, ધર્મ વસ્યો મુનિં સાતે ધાત;
વાવ્યુ બીજ ખેતર કરસણી, શેખ હુઓ સમકિતનો ધણી.૧૫

( દુહા. )

સમકિત પામ્યો શેખજી, હીર પ્રસંસ્યો ત્યાંહિ;
કર ગ્રહી તેડી આવીઓ, અકબર બેઠો જ્યાંહિ. ૧
સંવત સોળસુપરિં કહ્યો, વરષે ગણ્યચાલ;
જેઠ વદિ તેરસિ દિને, ભેટયો નર ભૂપાળ. ૨

( ઢાળ-મનભમરાની—દેશ

દેખી અકબર હીરનિં, મને હરખેજી;
એ કોઈ પંચંમ ભેદ, પેગંબર સરખેજી. ૧
છહ્ના કલ્પ દ્રુમ સહી, ખુદાકા પ્યારાજી;
સાચા એહ ફકીર, ધન્ય અવતારાજી. ૨
છત્રીસ ગણધર ગછપતી, ધરી રૂપોજી;
ખુસી થયો સુલતાન, દેખી સ્વરૂપોજી. ૩
પ્રેમિં પૂછે પાતશા, કુશલ હઈ તમકુંજી;
ખુસી હો તુમ મન માહિં, નિવાજે હમકુંજી. ૪
સુખ ભરી પિંડે આઇઆ, દીદાર દીનાજી;
મેઘ પરિં ઉપગાર, હમકું કીનાજી. ૫
હીર સુખી તુમ હો ભલે, મત દલગીરોજી;
હમ દુવાગિર મર્દ, તુમહો પીરોજી. ૬
હીર કહિં દુખ નહિ કછુ, સુખેં ચાલે ;
ભય નહિં રાજ તુમ માંહિં, પલ્લો નવિ ઝાલેજી. ૭

તુમારા ભક્ત છે સેવડા, અંધ્યા ગંધારિજી;
તેણે હું આવ્યો આંહિ, તુમ દરબારિજી. ૮

અકબર કહે ગુરૂ હીરજી, ચલે કયું આયેજી;
ઘોડે સાહિબખાન કે, પાસે નહુ પાયેજી. ૯

ગજ રથ ઘોડા પાલખી, ખાન દેવેજી;
આપે મિલકત માલ, ફકીર ન લેવેજી. ૧૦

અકબર કહે ભલા નહિ, દુખ દીતાજી;
છોડાયા બંદગી ધ્યાન, ખૂબ ન કીતાજી. ૧૧

થાનસંગને કહે પાતશા, દીનકો પંથો બે;
તેં ન કહ્યા કયું મુઝ, કીઆ અનરથો બે. ૧૨

એંદીકો કહે પાતશા, ગએ કુણ તિહાં બે;
કયું કરિ લાએ બુલાએ, હીરકું ઇહાં બે. ૧૩

કરી તસલીમ એંદી કહિ, હુકમ તુમ હોઈજી;
એંદી જમાલ કમાલ, ગએથે દોઇજી. ૧૪

તેડી પૂછે તેહકું, કયું આએબે;
કરતેહિં ગદાઇ, ચલતે પાએ બે. ૧૫

જોરૂ જર રાખે નહિં, એક બેર ખાણાજી;
પાણી પીએ તબ હીર, જબ હોવે બાહુણાજી. ૧૬

સેજ મહી ગગન ગોદડાં, ચંદ દીવોજી;
દુશમન નહીં ઇયાર, ભાઇ સબ જીવોજી. ૧૭

ખુસી થયો તબ પાતશા, પૂછું તમકુંજી;
કુણ તીરથ તુમ સાર, ભાખો હમકુંજી. ૧૮

સોરઠમાં શેત્રુંજ વડો, ઋષભ જિન ચઢીઆજી;
 સિદ્ધા સાધુ કેઈ કોડી, મુગતેં અડીઆજી. ૧૯
બીજો તીરથ ગિરનારિ તિહાં, ટુંક સાતજી;
 ચઢતા નેમિં જિણંદ, મુગતિં જાતજી. ૨૦
ગજપદ કુંડ તિહાં અછે, બહુ દેહરાજી;
 આબૂ અચલગઢ આંહિ, તીરથ ભલેરાજી. ૨૧
હૂઓ વિમલ એક વાણીઓ, ધરિ હુથીઆરોજી;
 લીધા સઘળા દેશ, રૂમ લ્યે બારોજી. ૨૨
બહુ કોડિ સોવન ખરચીઉં, નહીં પારોજી;
 વસ્તુપાલ હુવો ભીમ, ભુવન કરિ સારોજી. ૨૩
સમેતશિખર વીસ થૂભ છે, કાસી પાસોજી;
 અષ્ટાપદિં પ્રાસાદ, ખુદાનો વાસોજી. ૨૪
ખુસી થયો તવ પાતશા, ઓરે આઓજી;
 હીર કહિં ક્યું દીજીયે, ગલેચે પાઓજી. ૨૫
દુનીઆંદાર બેઠે અહિં, ફકીર ન બેઠેજી;
 કબી એક હોઈ જીવ, ઈનકિ હેઠેજી. ૨૬
આચાર રત્નપરિં રાખણા, દુલહા જેહારે;
 અકબર કહે ઉઠાઓ, શતાબી એહારે. ૨૭
આપ ગલેચો ઉચો કરે, માન ટાલિજી;
 દીઠી કીડી તદાય, આપિં નેહાલિજી. ૨૮
ભાએગવંત જ્યાંહાં જ્યાંહાં ગયા, હોઈ સવળોજી;
 પુણ્યહીણ નર જાય, તિહાં હોઇ અવળોજી. ૨૯
કીડી દેખી ખુસી થયો, રાહ વખાણેજી;
 ઝાલી હીરનો હાથ, ઓહોરા આણેજી. ૩૦

પાતશા તિહાં પ્રશંસતો, સાચા હીરાબે;
　ઇસ બેલા એક રાહ, રાખે ફકીરા બે. ૩૧
વૃષભગતિ ચાલી પાતશા, હીર સાથેંજી;
　જાણે ઇંદ્ર ગુરૂદેવ, લાગા વાતેંજી. ૩૨
કેસી ગુરૂ પરદેસી પરિં, મિલી જોડીજી;
　જાણું સૂર મયંક, દીસે ગુણ કોડીજી. ૩૩
હીર મુનીએં પરવર્યો, તારે જિમ ચંદોજી;
　કલભિ જેમ દીપંત, મોટો ગયંદોજી. ૩૪
ઇંદ્ર ભજે અમરે કરી, હીર તિમ ચેલેજી;
　અકબર હીરનો હાથ, હીએ મહેલેજી. ૩૫
તેડી ગયો માંહિ મોહોલમાં, કહે બેઠોજી;
　પુંજી પ્રમાજી જોય, હીર તે બેઠોજી. ૩૬
સંપ્રતિરાય સુહસ્તિ પરિં, દોઉ બેસેજી;
　કરતા ધર્મકથાય, લોચન વિકસેજી. ૩૭
અકબર પૂછે પ્રેમસ્યું, ખુદાની બાતોરે,
　ગુરૂ કૈસા કહો ધર્મ, એ અવદાતોરે. ૩૮
મેઘ ન દીઠો વરસતો, દીઠો નઇ પૂરોરે;
　નિશ્ચિ હુઓ વરસાત, ક્યાંહિંક ભૂરોરે. ૩૯
તિમ દુનીમિં દુનીઆં બહૂ, જીઉ પાવેજી;
　પૂરવિં કર્યો છે ધર્મ, અસ્યું મનિ ભાવેજી. ૪૦
વાંઝીઆ વૃક્ષનિં ફળ નહિં, મન આણોજી;
　સુખ નહિં ધર્મ વિનાય, દિલ્લીપતિ જાણોજી. ૪૧
તજી અમૃત વિષ વાવરે, ન કરતા ધર્મોજી;
　ખાવા કાર્ય કરિ પાપ, બાંધિ કરમોજી. ૪૨

જન્મ જરા મરણજ લહે, જમ લેઇ પાટેજી;
તોહિ ન કરતા ધર્મ, ખાવા માટેજી. ૪૩

( દુહા. )

ધર્મ ન થાય ખાવા વતી, સેવે ન ગુરૂનાં ચરણ;
આપ ધણી નવિ ઓલખ્યો, નહિં આતમસુખકરણ. ૧
સુખી હોય તબ આતમા, લહે ખુદાની વાત;
કળ અવરણ અભેદ છે, નહિં પગ મસ્તગ હાથ. ૨

( ઢા -પદ્મરાય વિત૦—એ દેશ . )

જન્મ જરા ને મરણ નહિં ખુદા તણિરે, ખુદાના ગુણ એકત્રીસ;
પંચ વરણથી ખુદા રહ્યો જગિ વેગળોરે, દોએ ગંધ નહિં ઈસ. સુણીએ પાતશારે. ૧

પાંચ રસ જેણે પ્રેમ કરીને પરિહર્યોરે, આઠ ફરસ ત્રિણ્ય વેદ;
શરીર રૂપ નહિં કોએ ખુદા તણેરે, કરવો સંગ ન ખેદ. ણ. ૨
ઉપજિ નહિં એ ઇં કદા સંસારમાંરે, નહિ પંચે સંસ્થાન;
ગુણ એકત્રીસ એ મરૂં ભવિ સિધ્ધનારે, જેહને નિરમલ ન્યાન, સુણી. ૩

સુખ અનંતું રોગ સોગ ભય દુખ નહિંરે, મુગતિશિલા સુખસાર;
યોજન લાખ પિસ્તાલીસ પોહોલી લંબપણેરે, ચંદતણે આકાર. સુણી. ૪

મુગતિશિલા ઉપરિ ઉચ્ચું જે જિન કહિંરે, યોજન ચોવીસમો ભાગ;
અનંત દરસણ બળ ને વીરજસ્યું વળીરે; ત્યાંહાં રહે ખુદા નિરાગ સુણી. ૫

( દુહા. )

ખુદા સોય ઐસા કહ્યા, ગુરૂ ભાખ્યા નિગ્રંથ;
ગુણ છત્રીસ અંગિંધરિ, સાધિં મુગતિજ પંથ. ૧

( ઢાળ-ગુરૂ૭ તારથ મારગ જોતા-એ દેશી. )

મુગતિપંથ સાધે મુનિ મોટા, નિજ રસના વસિ રાખે;
મીઠું મધુરૂં નિત્યેં નવિ ખાએ, અસત્ય વચન નવિ ભાખેહો.
ઋષિજી ગુણ છત્રીસે પૂરા.
પરિસહ બાવિશ જે મુનિ ખમતા, તપ તપવાને શૂરાહો. ઋ. ૧
ઘ્રાણેંદ્રી વસિ રાખે મુનિવર, જો દુરગંધ ગંધાઇ;
શુભ પરિમલ લેતાં નવિ હરખિં, નવિ તિહાં કર્મ બંધાઇહો. ૨
નારીરૂપ નિરખે નવ કહીએં, લોચન રાખિ ઠામે;
અશુભ પદારથ દેખી ચિંતે, ખેદ કરે કુણ કામેહો. ઋષિ. ૩
નિંધા આપ સુણે પરમુખથી, તોહિ ચોથું ધ્યાન;
કીરતિવચન પડીઆં જો શ્રવણે, વારી રાખે કાનહો. ઋષિ. ૪
ફરસેંદ્રી કાયા વસિ જેહની, કુણ ચંદન કુણ છાર;
સાલૂ ખાસર ઓઢણ ન ધરે, રાગ ન દ્વેશ લગારહો. ઋષિ. ૫
બ્રહ્મવ્રત નવ વાડે ધરતો, સ્ત્રીનો સંસર્ગ ટાળે;
પશુ પંડગથી વહે મુનિ અળગો, પહિલી વાડિ ઇમ પાળેહો, ૬
સ્ત્રીની વાત ન કરતો કહીએ, બીજી વાડિ ઇમ પાળે;
ત્રીજી વાડિ સ્ત્રી બેઠી જ્યાંહિ, બે ઘડી થાનિક ટાળેહો. ઋ. ૭
નારી રૂપ ન ચિંતે કહીએં, ચોથી વાડિ એમ કહેતો;
પાંચમી નરનારીની સેવા, તિહાંથી અળગો રહિતો હો. ઋ. ૮
પૂર્વ ભોગ ન સંભારે મુનિવર, છઠ્ઠી વાડિ એ લહીએ;
અલ્પ વિગય લેતો ઋષિરાજા, વાડિએ સાતમી કહીએહો. ઋ ૯

ચાંપી આહાર કરે નહિ ઝાઝો, વાડિ આઠમી રાખે;
સારો કાંઇ શિણગાર ન કરતો, નુંમી વાડિ જિન ભાખેહો.ઋ ૧૦

( ચોપાઈ. )

ક્રોધ માન માયા ને લોભ, એ ચ્યારિનેં ન દીએ થોભ;
પંચ મહાવ્રત પાળિં સહીં, જીવહિંસા તે ન કરે કહિં. ૧
ત્રીજું વ્રત પાળે ગહગહી, મુખિથી સાચું બોલે હી;
અણી દીધું નવિ લેતો રતી, ત્રીજું વ્રત એ પાળે યતી. ૨
શીયલવ્રત રાખે અભિરામ, ત્રિક યોગે નવિ સેવે કામ;
પાંચમું વ્રત પરિગ્રહ પરિમાણ, સકલ વસ્તુ છંડે મુનિ જાણ. ૩
જ્ઞાનાચાર આરાધે અહિં, પોથી પાએ લગાવે નહિં;
ધરે શુદ્ધ દરસણ આચાર, દેવગુરૂ ધર્મમાં નહિં અવિચાર. ૪
ચારિત્ર પંથ ચોથું આદરે, બારે ભેદે ઋષિ તપ કરે;
વીર્યાચારનો એહ વિચાર, ધર્મકાર્ય બળ કરે અપાર. ૫

( ઢાળ–એણુ પરિ રાજય કરંતાં રે–એ દેશ .

એ પંચે આચારરે, મુનિવર પાલંતો;
પંચ સુમતિ ઋષિ રાખતો એ. ૧
ઇર્યાચાર અપારરે, ચૂકે નહિં યતી;
જીવ જોઇ પંથે વહે એ. ૨
ભાષા સુમતિ અપારરે, બોલે યુક્તિસ્યું;
પાપ નહિં પુણ્ય હુએ ઘણું એ. ૩
સુમતિ એખણા એહરે, શુદ્ધી ગોચરી;
દોષ રહિત અહારજ લીએ એ. ૪

દીધું બારમ ઠેલિરે, નીચે ઘર નહિં;
　અંધારૂં ઘર વરજજે એ. ૫
બીજ પુષ્પ ફૂલ લીચ્યુંરે, તેણિ ઘરે નવિ જઇએ;
　શંકા સહિત ન નિકલિં એ. ૬
છાળી સ્વાન ને બાલરે, નાહનો વાછડો;
　લંઘે ઠેલે નહિં એ. ૭
આસક થઇ મમ જોયરે, મંદિર ગૃહીતણું;
　તાણી આંખ ન જોઇએ એ. ૮
ઉતાવળો મમ પેસિરે; આઘો મમ જજે;
　બારે જઇ ઉભો રહે ાો. ૯
સૂતા બાતે જેહરે, દળતી મોલતી;
　તેનું સાધ ન વહિરીઇ એ. ૧૦
તાણે કુલસીઓ નીરરે, મુનિ હેતે કરી;
　ચાટૂ ધોઇએ નવિ લીએ એ. ૧૧
વળી થોડું જળ જ્યાંહિરે, લૂણ લાગું વળી;
　શાક મોળ્યું જિણે પાતરે એ. ૧૨
તિણે નવિ લેવું સાધરે, આણુખરડે નહીં;
　પૂરવ ખરડ્યું તિણે લિયે એ. ૧૩
દોય જણાનું જેહરે, સમજે તો લીએ;
　અણસમજ્યે અનરથ કરે એ. ૧૪
ગર્ભવતીનું અન્નરે, મુનિવર નવિ લીએ;
　પૂરે માસે ન વિહિરતો એ. ૧૫
બેઠી આપે આહારરે, તો વહિરે સહી;
　બાળ ધવારે તબ નહિં એ. ૧૬

ઉઘાડી હાંડી દેયરે, તો ઋષિ નવિ લીએ;
 દાન અરથે તે નવિ લીએ એ. ૧૭
પુણ્ય નિમિત્તનું અન્નરે, જે મુનિ વહિરતો;
 અગ્નિ સરીખો તે સહી એ. ૧૮
પાપ કર્મ બંધાયરે, સંયમ સીદાએ;
 લે નિર્દોષ તે ઋષિ તરે એ. ૧૯
નવિ લ્યે ફૂલી વસ્તરે, બલતે નવિ લીએ;
 તાણે ઈંધણું તવ નહીં એ. ૨૦
સીકું ઉંચું હોયરે, નીચો નર લીએ;
 બાજઠ માંડયે નવિ ગ્રહિં એ. ૨૧
ઝાઝા કળીઆ જ્યાંહિરે, કાંટા બહુ વળી;
 ખાવું તુચ્છ બહૂ નાંખવું એ. ૨૨
નિસિહી કહિતો પેસિરે, થાંડિલ પડિલેવું;
 ગુરૂ કને ગોચરી આલોઇએ એ. ૨૩
ઇરીઆવહી આખેયરે, કરતો સઝાય;
 દેઈ કોઇને પોતે લીએ એ. ૨૪
અરસ વિરસ શુભ આહારરે, સ્તવે નવિ નિંદતો;
 છંડિં નહિ મુની તે વળી એ. ૨૫
લીએ એકદા અહારરે, ન સરિં તો કરે;
 કાલિં જાઇને તે વળે એ. ૨૬
અકાલિં હોઇ દોષરે, ભમતાં નવિ મળે;
 નિંધા કરવી ન નગરની એ. ૨૭
ન મળ્યે નહિં શોચાયરે, સહિંજિં તપ થયો;
 અસ્યું સંભવે ઋષિ વડો એ. ૨૮

ચુણ કરતા જહાં જીવરે, તિહાં નવિ ઋષિ જઇએ;
કોઇને બારિં ન બેસીએ એ. ૨૯
કથા ન કહિએ ક્યાંહિરે, વળગી નવિ રહીએ;
ભખતાં ભીક્ષુક મુનિ વળે એ. ૩૦
મોટે ઘરિ નવી જાયરે, મીનત નવિ કરે;
મૂર્છા ન કરે મુનિવરૂ એ. ૩૧
સુધા દાઇ લ્યે આહારરે, સુધા જીવી દીએ;
હોઇ પુરૂષ સદગતિ વરે એ. ૩૨
સુમતિ એખણા એહરે, આદાનનિક્ષેપણા;
મુંકે પુંજી ને લીએ એ. ૩૩
પરિષ્ટાપનિકાયરે, વિધિસ્યું પરઠવે;
પંચ સુમતિ ઇમ પાળતો એ. ૩૪
ત્રિણ્ય ગુપતિ નિરધારરે, દિલ જસ નિરમળું;
દુખ નવિ વંછે પરતણું એ. ૩૫
વચન ગોપવે આપરે, કાય ગુપતિ તસી;
સંયમરમણી મનિ વસી એ. ૩૬

( દુહા. )

સંયમરમણીસ્યું રમે, ગુણ છત્રીસે એહ;
જગનિં તારે ને તરે, શુદ્ધ ફકીરજ તેહ. ૧
ગુરૂ એહવો મસ્તગિંધરે, દયારૂપ ધરિં ધર્મ;
હિંસા જૂઠું જિહાં નહિં, નહિં જિહાં ચોરી કર્મ. ૨

( ચોપાઈ. )

નારીભોગ વરજ્યો છે તહિં, પરિગ્રહ નિશિભોજન તે નહિં;
યંત્ર મંત્ર તંત્ર ને મૂળ, ન ધરે ફરસી નહિં ત્રિશૂળ. ૧

મદિરા માંસ મધુ માંખણ જેહ, ગોળી અમલ ન ખાવું તેહ;
કંદ મૂળ કહીએ નવિ ખાય, રાતિં ઋષિ નવિ ચાલ્યો જાય. ૨
ખમે ગાળિ ફેરી નવિ દેહ, સકળ જંતુ ગુણ દેખી લેહ;
વનક્રીડા નહિં પાતિગ કર્મ, અસ્યા ખુદાએ ભાખ્યા ધર્મ. ૩
સુણી વાત અકબર પૂછેહ, ઇસ્યા રાહ તુમ આપ કરેહ;
હીર કહે પૂરા કહાં હોત, થોડા એક કીજે નહિં ખોહોત. ૪

( દુહા. )

એણે વચને અકબર હસ્યો, ખુસી થયો મન માંહિ;
હીર પ્રશંસી બોલીઓ, દિલ્લીપતીનર ત્યાંહિ. ૧
( ઢાળ-નાચતી જિનગુણ ગાય  સંદાવરી-રાગ ગોડી. )
તવ દિલ્લીપતિ એણી પરિ બોલ્યો, સુણો તુહ્મ ગુરૂ મુનિરાઈ;
સકળ શાસ્ત્રતણો તું દરીઓ, ભાખો એક ઉપાઇરે. તવ. ૧
મીન શનીસરી મુજકું લગ્ગ , ઉનસેં ડરૂં અપાર;
જવ તે ગુજ્જર દેસે લાગી, મુઓ મહંમદ તેણીવારરે. તવ. ૨
હુમાઉકુંથી બડી પનોતી, મહોત ઉનુંકા થાવે;
દુરજન જનજસું કરે બુરાઇ, ત્યું એ જગમિં કાહાવે. તવં. ૩
તે શનિસર મુનિં રાસિં આવે છે, બડી પનોતી લાગે;
તુહ્મ કછુ બાત કહો ગુરૂ અઇસી, હમથી પાછી ભાગેરે. ત. ૪
હીરમુનિ તવ એણીપરિં બોલે, ખહિર મહિર બહુ કીજે;
ભલા હુઇગા તુમકું ઉસથી, દિલમેં નહુ ડરીજેરે. તવ. ૫
ફરી ફરી બાત કહિં અકબરશા, કછૂ મંત્ર કહો ઇનકા;
હીર કહિં ખહિર મહિર કરીજે, એહી મંત્રહે તિનકા. તવ. ૬
પાતાશાઈ પછે શેખ બોલાવ્યો, કીરતિ હીરની કરતો;

ટપરિં અતિ ઘણુંજ વખાણે, સાચ ફકીરી ધરતોરે. તવ. ૭
દરસણ ખોત ઘણે મિં દેખ્યા, કોઇ ન દેખ્યા અઇસા;
જયું મૃગકુલમ્હાં સીંહ ન પાઉં, ત્યું કોઉ નહિં હીર જઇસારે.૮
એણિં પોતાનો રાહ ન લોપ્યો, મંત્રનિયમ નહુ ભાખ્યો;
લાલચ વિષય ધરિં નહિં મનમાં, શાસન એહનો રાખ્યોરે. તવ. ૯
કલ્પદ્રુમ તરૂઅરમાં મોટો, જલમ્હાં ગંગાનીરો;
ખીરસમુદ્ર સાગરમાં સારો, યતી મ્હાંહે ગુરૂ હીરોરે. તવ. ૧૦
બ્રહ્મા ચઉ વદને ગુણ ગાવે, પંચમુખિં કરી ઇસો;
સ્વામી કાર્તિક ષટમુખિં બોલે, પૂરા ગુણ ન કહીસોરે. તવ. ૧૧
શેષનાગ શિર ધુણી ભાખિં, જેહનિં વદન હજારો.
તાહરી સ્તુતિ કરતો તે થાકે, પણિ નવિ પામે પારોરે. તવ. ૧૨
એમ પ્રશંસી પૂછે પાતશા, કેતે ચેલે તુહ્મારે;
હીર કહિં કેટલાએક ચેલા, અછે પાતશા માહરે. તવ. ૧૩
કહિ પાતશા ચુંમેં સુણીઆ, ચેલે દોય હજારો;
વિદ્યારૂપ ગુણિં તે પૂરા, પૂરો જસ આચારોરે. તવ. ૧૪
વળી પાતશા પૂછે પ્રેમિં, કુણ ખાસે તુહ્મ ચેલે;
વિમલહર્ષ પરમુખ જે મોટા, તેણિ થાનિક તે બોલેરે. તવ. ૧૫
ચેલા અહ્મે સઘળા છું એહના, ગુરૂ અહ્મ મુનિવર હીરા;
એહનિં દોલતી ભણ્યા અહ્મે કાંઇ, જિમ બિંદુ એક નીરારે. ત. ૧૬
પૂછે પાતશા નામ કહો તુમ, વિમલહર્ષ તિહાં ભાખે;
સીંહવિમલ ધર્મસી ઋષિ બોલે, ગુણસાગર તિહાં દાખેરે. ત. ૧૭
પૂછે પાતશા હીરગુરૂકા, નામ કહો તુહ્મ આજો;
વિજયદાનસૂરિ નામ કહિઉં તિહાં, તવ બોલ્યો મહારાજોરે. ત. ૧૮
હીર નામ ગરૂકે અનુસારિં, તુમ કિતાબ ઓર પાયે;

જયું હમ ઉમરખાન ભએ કૈતે, કૈતે બેગ કહાયેરે. તવ. ૧૯
ખુશી થયો તવ દિલ્લીપતિ બોલે, તમ કછુ માંગી લીજે;
દેશ નગર હય ગય ને દમડા, જે માંગો તે દીજેરે. તવ. ૨૦
હીર કહિં હમ કછુઅ ન માંગે, પાસ ન રાખું કોડી;
હમ ફકીર ખુદાકે બંદે, જર જોરૂ હમ છોડીરે. તવ. ૨૧

(ઢાળ–દેશી સાંસો કીધો શામળિઆ.)

તવ દિલ્લીપતિ ઇણિ પરિં બોલે, પુસ્તગ કામિં તુહ્મ આવે;
હુકમ હુઓ તબ અકબર શાહનો, પુસ્તગ વેગિં લાવેરે.તવ ૨
પોથી સઘળી લેઇ અકબરશા, હીર હાથે વંચાવે;
સાહિત્ય વ્યાકર્ણ ને સિદ્ધાંતહ, વાંચી સોય મુકાવે. તવ. ૩
વિમલહર્ષ પ્રમુખ શિષ્ય સઘળા, દેખી અર્થ કરાવે;
પંડિત જાણી કહિ તે પાતશા, હીરતણા ગુણ ગાવેરે. તવ. ૪
કહિં અકબરશા સયમિ હુંતો, પદમસુંદર તસ નામ;
ચ્યાર ધ્વજા ધરતો પોસાલેં, પંડિત અતિ અભિરામ. તવ. ૫
જયોતિષ વૈદ્યકમાં તે પૂરો, સિદ્ધાંતી પરમાણ;
અનેક ગ્રંથિ તેણિં પોતે કીધા, જીતી નહિં કો જાણે. તવ. ૬
કાલિં તે પંડિત પણિ ગુદર્યો, અકબર કહિ દુખ થાઇ;
કયા કરિં ન ચલે કછુ હમકા, એ તો બાત ખુદાઇ, તવ. ૭
પુસ્તગ તેણિં ખજીને છોડયા, કિનકું સોય ન દીજે;
તુહ્મ ફકીર ખુદાકે આએ, તુહ્મ એ પુસ્તગ લીજે. તવ. ૮

( ઢાળ–દેશી વાસુપુજય જિન પ્રકાશો. )

હીર કહિ હમ ભણવા જેતું, પુસ્તક પોતે હોઇ;
કહિ અકબર લ્યો ચેલા કારણિ, હીર કહિં હઇ સોઇ. ૧

વચન તુહ્મારૂં મસ્તક ઉપરિ, નહિં પુસ્તકનું કામો;
શેખ અબુલફજલનિં. પાતશા, બોલાવે વળી તામો. ૨
કહિ પાતશા શેખ સુણીજે, વીનતિ હીરકું કીજે;
પુસ્તગ પદમસુંદરકા જેતા, હીર ગુરૂ તુમ લીજે. ૩
શેખ અબુલફજલ તવ બોલિ, નહિં તુમ લેણે રાજી;
પુણ્ય કાર્ય હયો પુસ્તગ ઇતના, ખુસી હોઇ અકબર ગાંજી; ૪

( ઢાળ—જોરે જન ગતિ શંભુના—એ દેશી. )

હીર કહિં મુકો વાણિગ ઘરિ, કીજિં ઇહાં ભંડારોજી,
યતી અહ્મારા પઢવા લેસ્યે, હોસી પર ઉપગારોજી;
હીર કહિં શ્રાવક ઘરિ મુકો. ૧
ખુસી હુઓ દિલ્લીપતિ ત્યારે, હીર સાચો નિરાગીજી;
પુસ્તક દીધો શ્રાવક હાથિં, ભંભાભેરી વાગીજી. હીર, ૨
મિલ્યા વાણીઆ મશરૂ ઓઢાડે, વાજીત્રનો નહિં પારો;
પુસ્તગ તબ પોસાલિં આણે, વરત્યો જયજયકારોજી. હીર. ૩

( ઢાળ—દેશી તે ગિરૂઆ ભાઇ૦ કે )

અકબરિં હીરમુનીજ વખાણ્યો, બોલ્યો વેગિં તામોરે;
વાજા પાતશાઈ તિહાં વાગાં, હરખ્યું આખું ગામોરે. અક. ૧
અતિ આડંબર મોહોછવ બહુલા, વરસે સબળું દાનો રે;
હવું અછેરૂં મોટું જગમાં, મહા મુગતનું માનો રે. અકબરિં ૨
સકલ ઉમરા નમતા આવી, અવર લોક નહિં પારોરે;
હીર હીર હુઓ જગમાંહિ, એ મહા ભાગ્યેગદારોરે. અક. ૩

( દુ ા. )

મુનિવર મોટો હીરજી, માન્યો અકબર શાહિ;

અનુક્રમિં મુનિ વિચરતા, આવ્યા આગરા માંહિ. ૧

( ઢાળ–દેશ રત્નસારની પહિલી. )

આગરા માંહિ આવે ગુરૂ વેગિં, ઉચ્છવ અધિકા થાએરે;
થાનસંગ તિહાં પા રૂપઇઓ, લહિણું તિહાં કણિ લાહેરે. ૧
હીરદેશના નિફ્લ ન જાએ, નંદિખેણની પેરિંરે;
થાનસંગ પ્રતિષ્ઠા કરતા, ધન ખરચે બહુ પેરિંરે. હીર. ૨
પર્વ પજૂસણ દિન પછે આવે, શ્રાવક કરત વિચારરે;
અમારિ પળે જો હીર રહિં અહિં, તો હોઈ હરખ અપારરે. ૩
અમીપાલ દોસી એક શ્રાવક, ગયો પાતશાહ પાસિંરે;
નદી નાલ્રા વિચે જઇ તે મલીઓ, બોલ્યો મનહિં ઉલ્હાસેંરે. ૪
કરી તસલીમ શ્રીફ્લ એક મુકી, બોલે તવ પાતશાહિરે;
હીરિં કછૂ માંગ્યા હૈ સોપિં, બોલ્યો અમીપાલ શાહરે. હીર. ૫
પર્વ પજૂસણદિન એ આગલિ, કીજિં જીવ રખ્યાયરે;
પંચ દિવસ ઢંઢેરો ફિરે તો, હીર ખુસી બહુ થાયરે. હીર. ૬
તુરત ફુરમાન કરીને દીધું, આવ્યું આગારા માંહિરે;
લેઈ કોટવાલ ને રાતિં ફરતો, પાપીનાં ઘર જ્યાંહિરે. હીર. ૭
કોડિ બંધ પ્રાણી ઉગરીઆ, હીરનિં દે આસીસરે;
જયજયકાર હુજો રિખિ તુજનેં, જીવજ્યો કોડિવરીસરે. હીર ૮
સબળ લાભ લેઇને ચાલે, સોરીપુરની યાત્રરે;
નેમિ જિણેસર તિહાં જુહાર્યા, નિર્મલ કીધું ગાત્રરે. હીર. ૯
પછે આગરિં પાછા આવિં, સંઘ સામહીએ જાવેરે;
હીર ગુરૂ આવી ગઉખિં બઇસે, ધર્મ કથાજ સુણાવેરે. હીર. ૧૦
મીઠી મધુરી જેહની વાણી, બૂઝે ભવિજન પ્રાણીરે;
માનુ કલ્યાણ પ્રતિષ્ઠા કરતો, અથિર ઋદ્ધિ મનિ જાણીરે. હીર ૧૧

કહિં માનૂ મહૂરત ન સધાઇં, પંચમ આરા માંહિરે;
ખરૂં તોય ઘન આવી વરસે, જિનવર પ્રતિમા જ્યાંહિરે. હીર. ૧૨
બિંબપ્રતિષ્ઠાનો વરઘોડો, ચઢીઓ જેણી વારરે;
હય ગય રથ ભંભા બહુ ભેરી, માનવનો નહિં પારરે. હીર. ૧૩
ઇંદ્રમાલ પહિરી જવ વળીઓ, વૂઠો મેઘ અપારરે;
ભીજંતા સહુ મંદિર આવ્યા, માનૂ હરખ અપારરે. હીર. ૧૪
શુદ્ધ મુહૂરત સાધીઉં ગુરૂજી, ઘન વૂઠો બહુ નીરરે;
સકલલોક કહિં ધન ધન માનૂ, મહા ભાગ્ય ગુરૂ હીરરે. હીર. ૧૫
હીરિં જિનની મૂરતિ થાપી, શ્રીચિંતામણિ પાસરે;
સહિસ બદ્ધ સોનઇઆ ખરચ્યા, પુહુતી જગની આસરે. હીર. ૧૬
ધર્મકામ કરિને હીરો, ફત્તેપુરમાં જાવેરે;
— શેખ અબુલફજલ ત્યાંહાં મોટો, દીદાર જામ દેખાવેરે. હીર. ૧૭

(ઢાળ-નાચતી જિનગુણ ગાય મંદોવરી. રાગ-ગોડી.)

તવ દિલ્લીપતિ તિહાં કણિં આવે, દેખ્યા હીર સૂરિંદારે;
પૂરવ પ્રેમ જાગ્યો તવ તાથિં, હેમ કુમરનરિંદારે. તવ. ૧
શેખ કહિં રાહ ઇનકા ખાસા, અવલ ફકીરા હીરા;
ઇનમિં દોષ ન દેખું કબહિં, જ્યું ગંગાકા નીરારે. તવ. ૨
તવ દિલ્લીપતિ દિલમિં ચિંતે, કછુએક ઇનકું દીજે;
દેસ નગર પુર ગજ રથ સોવન, હીરગુરૂ માંગી લીજેરે. તવ. ૩
હીર કહિં દુનિયાં માલ ન લેઉં, તે તુમને અતિ સોહિયે;
— સાધુતણો ભંડણ છે લક્ષ્મી, એ અહ્મ કાંઇ ન જોઇયેરે. તવ. ૪
ફરી પાતશા કહિ કછુ માંગો, ખાલી જાવત હમ હાથેં;
જ્યું ફૂલ જંગલ ઇરાનકે, જ્યું કરપિકા સાથો રે. તવ. ૫

કૂપ છાંહું કછુ કામ ન આઇ, ત્યું તુજ દુનીઆં માલ;
દાન પાત્ર બિન બિહિસ્ત ન પાઉં, માંગો હીર દયાલ. તવ, ૬

( ઢાળ-સરગે સોધ્યો સાપ ન લાભેરે. રાગ-મારૂ )

હીર પટોધર વીરતણો તિહાં બોલીઓરે, સુણિહો અકબર શાહ;
ગાજીરે ગાજીરે કોડી એક ન લીજીએરે. ૧
હીર કહિં સુણિ હુમાઉનંદન તુમ કહુંરે, વચન હમારૂં એહ;
કીજેરે કીજેરે જગ સારેકું બહુ સુખીરે. ૨

( ઢાળ-નવરંગ વઇરાગી-એ દેશી. )

અકબર ગાજી યું કહિં, પર ઉપગારી હીર;
ચંદન પુષ્પ જ્યું સુરતરૂ, જ્યું જલધરકા નીર બે. યું બોલિં અક.૧
અગર ચંદન મૃગમદ જસ્યું, જ્યું કોઇ શાસ્ત્ર સુસાર;
કામ ન કહિં કછુ આપણા, કરતા પર ઉપગાર બે. યું. ૨
ફરી ફરી કહે શાહ અકબર, કછુએક તુમ માંગેઇ;
આઠ દિવસ તવ માંગિયા, ભલા ભૂપ મનબેઇ. યું. ૩
આઠ દિવસ દિયે સહી, મેરી વતી તુમ ચાર;
હુકમ હુવા જબ શાહકા, હોઇ ફરમાન સુસાર બે. યું. ૪
અબુલફજલ કહિં યું નહિં, લખીઇ સાલ પોસાલ;
પેઠી બદ્ધ એઇઉં ચલે, અકબરશાહ મોહો ફાલ બે. યું. ૫
લખી લેખ વંચાવતોરે, અકબર સભા મઝારિ;
ખુશાલ થાનસંગનિં આપીઉંરે, શિરિ બાંધ્યું તેણે ઠારિ બે. યું. ૬
ફુલે વધાયા પાતશારે, મોતી બોહોત બધાય;
થાનસંગ પાછો વળ્યો, જિનશાસન જય થાય બે. યું. ૭
ભંભાભેર વજાવતાંરે, કરિં પુરૂષ બહુ ગાન;

મુગલ કહિં કયા કહોરે, એક કહિં જીઉ ફ્રમાન બે. સું. ૮
એક કહે હીર યતી બડા, મિલ્યા શાહ બહુ બેર;
એક કહિ અકબરશાહકું રે, દિખલાએ સુનેકેહેર બે. સું. ૯

( ઢાળ–દેશી ફુલગાની. )

શાહ અકબર હુકમિં હુઆ, લખીઆં ખટ ફ્રમાન;
એક ગુજ્જર દેસે ગયું, શિર ધરે સાહિબખાન;
અકબરરે હીર ગુરૂ રે લખી લખી દીએ ફ્રમાન. ૧
માલવ દેશમાં મોકલ્યું, આવ્યું એક અજમેર;
એક દિલ્લીપુર વચિં, ફ્રતો નિત ઢંઢેર. અકબર. ૨
લાહોર મુલતાન મંડલિં, ગયું પંચમ ફ્રમાન;
છઠ્ઠું પાસે રાખ્યુ સહી, ઠોરિ ઠોરિ ગુરૂમાન. અકબર. ૩
શ્રાવણ વદી દસમીથકી, પળે દિવસ વળી બાર;
ભાદ્રવા શુદિ છઠ્ઠિ લગિં, ઉગરે જીવ અપાર. અકબર. ૪
ભી કછુ માંગો હીરજી, માંગ્યું ડામર તલાવ;
બાર ગાઉ તે ફ્રરતું સહી, ભરીઉં મછિં સાવ. અકબર. ૫
ઓભીમિં છોડયો સહી, કોઇ ન ડારે જાલ;
એક દિનનું ફ્લ એટલું, મુગતિં સંત દે ફ્રાલ. અકબર. ૬
તેણી રાતિં મુનિ ધનવિજય, લીધા છડીદાર ત્યાંહિ;
ડામર તલાવ આવી કરી, જાલ મન્હેકીઆ માંહિ. અકબર. ૭
ફ્રરી અકબર કહિ હીરનિં, જો જગિં બારે માસ;
કો કિસકું મારે નહિં, વે દિન જગમાં ખાસ. અકબર. ૮
ઈસા દિન કોઇભી આયગા, કો કિસકું નહુ ખાય;
હીર કહિં જનમ પેગંબરિ, સહુનિં શાતા થાય. અકબર. ૯

રાક્ષસ મુગલ હૈ હમ તણે, કરતે બહુત ગુસ્સાય;
[1]સસતે સસતે છોડુંગા, જ્યું સબકું સુખ થાય. અકબર ૧૦

(ઢાળ-સખી દેખી રાજ સુલતાન આયો, રાગ આશાવરી દેશી કડખાની.)

બોલ શાહ અકબર હીર સુણિ તુજ કહું, મિલે સબ ઉંબરે હમહી ભાખે;
બાપકા સોય બેટા ભલા ભાખીએ, જેહ અપના સહી રાહ રાખે. ૧
દીન દુનિકા એક તુંહી પાતશા, પાટ મોટો બતી બાઉં નાવેં;
હુકમ હુઆ ઉહાં આણી દારૂ બહુ, પાટ પોઢા ઉંચા સબ ઉઠાવે.૨
એક મણ દારૂ ઓર સોમણુ પત્થરા, ઉડતે બોહોત મૈદાન હોવે;
હુકમ મેટયા જદા આપકે ધણીઅકા, નજર કરડી કરી આપ જોવે. બોલ. ૩
ગાજતા નીર ખારાજ દરીઆતણા, ધાવતા ધસમતા લોલ આવે;
કયા કરે પાતશા લોક ડૂબે સબી, ગજ રથ અશ્વ ગઉઆં તણાવે. બોલ. ૪
ઉસ બતી પાતશા નહુ નવા કીજીએ,કીજીએ જે વડો આપ કીના;
પાટજી પીઢીઆ તોહ તાણે ગએ, દંડ ધણીઓ ઉસેં તરત દીના.૫
હીર તવ મેં કહ્યા સુણો મિલ્યા ઉંબરે, પાતશા એક આંખેજ અંધા;
બેટા ઉસકા હૂઆ અંધલા દેખતા, હોય ઉસકાહી ફિર અંધ નંદા. બોલ. ૬
વે રહે દેખતા કે હોય અંધલા, ઉંબરે કહત ના હોઈ અંધા;
હીર તબ મેં કહ્યા બાત સુણીએ સબિ, ગ્યાન ધરીએ મતિ હોય મંદા. બોલ. ૭

---

[1] સુસતે સુસતે, હળવે હળવે.

સાતમી પેઢીઓ તૈમુરશાહ હુમાઉ હુઆ, સોય ચરવાદારમાંહિં મોટા;
ફકીર બેઠી ધરી આપ પોકારતા, દેત દુનીઆ દેવે એકરોટા. બોલ. ૮
તમુર રોટી દીએ તીરપરે તે ધરે, તૈમુરકે શિરપરે છત્ર કીના;
અવાજ ઐસા કીઆ લેહ દુનીઆ સભી, મુલક સારા મે તો તુમહિ દીના. બોલ. ૯
એક દિન અશ્વ દુબલો બહુ દેખતે, ચાબખો ચરવાદાર મારે;
મિલે સબી એકઠે ઊઠિ જંગલ ગએ, સહસ ચરવાદાર સોય સારે. બોલ. ૧૦
એક દિન માલ ઊંટાં ભર્યા આવતા, કાઢિ તરૂઆર સબ છીન લીના;
લસકર બોહોત આએ પી લડણકું, કટક સારા ઉને ભાગ કીના. બોલ. ૧૧
દોડ તબ પાતશા આપહી ઉહાં ગયા, લડત પાતશાહકું ઠોર મારે;
મુલક સારા લીઆ આપ હુઆ પાતશા, છત્ર તો આપકે શિરહિ ધારે. બોલ. ૧૨
સાતમી પેઢીએ હમ હુએ પાતશા, અવલ ચરવાદાર તૈમુરશાહી;
કૌન ફિરી કરે અવલ જે હમતણી, કોહોતો કીજીએ પાતશાહી. બો. ૧૩
અવલ જે બાત હોઇ તે સવિ કીજીએ, છોડીયે બાત બુરી જેહ જૂની;
ઉંબરે ખાન વજીર સબ હા કહૈ, મુલ્લાં કેતે રહે સોય મૂનિ. ૧૪

( ચોપાઇ. )

ઐસી બાત કરેં હમ સહી, ખાએ બિગર વે ન રહે કહિં;
મુજકો ભી સમજાવે બહોત, પિણ વે ધર્મ કભી નહીં હોત. ૧
કીડેકું ખાવે કૂકડી, તુરકોકું દિખલાવે ખડી;
ઐસી બસ્તુ ખાતે હે હમ્મ, મુજકું કયા ખાતે હો તુમ્મ. ૨

લોભી નહિ છોડે એ મુગલ્લ, બડે કર્મ ખલ નહિં એ ભલ્લ;
બડા બખતમેં ધર્મી હોય, તમ દિદારકા મહિમા સોય. ૩

પહિલે મેં પાપી હુઆ બોહોત, આદમકા ભવ ચુંહી ખોત;
ચિતોડ ગઢ લીના મેં આપ, કહ્યા ન જાવે વો મહા પાપ. ૪

જોરૂ મરદ કુત્તા બી હણ્યા, અશ્વ ઊંટ લેખે નહિં ગણ્યા;
ઐસે ગઢ લીને મેં બોહોત, બડા પાપ ઉહાં સહી હોત. ૫

બોહોત શિકાર ખેલે મેં સહી, બાંટે તુમ દેખાવે કહી;
કુણપિંડે આએ કહો ધાટ, હમ આએ મેડતેકી બાટ. ૬

દેખે હજીરે હમારે તુહ્મ, એકસો ચઉદ કીએ વે હમ્મ;
અકેકે સિંગ પંચ સેં પંચ, પાતિગ કરતા નહિં ખલખંચ. ૭

ખેલે શિકાર કીએ બહુ કરમ, છત્રીસ હજાર હરણકે ચરમ;
ઘર ઘર દીઠ હમ લહિણા કીઆ, દોઇસિંગ હમ
સોનઇઆ દીઆ. ૮

ચિડી પંચ સેં પંખી જીવ, ખાતા જીભ ઉંનકી જ સદીવ;
ઇસા પાપી થા મેં બહુ આપ, તુહ્મ દિદારથી છોડયા પાપ. ૯

ભલા રાહ દેખાયા તુહ્મ, છમાસ ગોસ તો છોડયા હમ્મ;
મુલ્લાં ઉંબરે કહિતે યું, આપકા રાહ છોડીજે કયું. ૧૦

બ્રાંભણ પંડિત યું મુખે ભણે, ન જઇએ પોસાળે હાથી હણે;
સબ જુઠે હૈં એક તુહ્મ સાચ, તુહ્મ નગીના ઓર સબ કાચ. ૧૧

સોફી સંન્યાસી દરવેસ, દેખે ઇંદ્રજાલીઆ ભેસ;
હિંસક કપટી રાખે દામ, ખાવે ગોસ કરિ પાતિક કામ. ૧૨

ભંગી ભંગ ચઢાવે બહુ, ખોટે દૂર કીએ હમ સહુ;
અવલ ફકીર તુજમેં નહિ ફંદ, પૂરે ગુરૂ જયું પુન્યમ ચંદ. ૧૩

દેવી મિશ્ર પંડિત તિહાં હતો, તેહને પાતશા એમ પૂછતો;
હીરવિજય સૂરિ કૈસા યતી, દેવી મિશ્ર કહે પંડિત અતી. ૧૪
પાતશાહેં દીધી પાસરી, દિગંબર આવ્યો આડંબર કરી;
કહે હું ઘણો ભણ્યો છું સહી, હાડ ચરમેં ન અડકું કહી. ૧૫
હીંગ તેલ કૂડાનું ઘીઅ, એ નહુ ખાઉં જાણો લીહ;
પૂછે પાતશા રાખો દામ, બોલી ન સક્યો ગલીઓ તામ. ૧૬
પાસે અપી જે સીહો ખાન, દિલ્લીપતિ કરતો તસ સાન;
તેણિં બીહાવ્યો દિગંબરતણે, તુને પાતશા હવડાં હણે. ૧૭
ઉપાય એક છુટણકા કરો, લઇ કોડી મુખ માંહિં ભરો;
લહી ગરીબ મુંકે પાતશા, બોલ ગપીના હીઅડે વસ્યા. ૧૮
કોડીએં મુખ ભરીઓ જામ, ગપી બોલ્યો તિહાં કણિં તામ;
છોડીએં પાતશા ઈનકું સહી, જુંઠી બાત ઇનેં સબ કહી. ૧૯
કહે પાતશા કિમ ખલ ઘાડ, મોહોમેં ક્યું બાયે તેં હાડ;
કુર્યો ફજેત ઉતાર્યું નીર, જગમાં સાચો જગ ગુરૂ હીર. ૨૦
જગચંદ્રસૂરિ તે જગમાં સાર, આંબિલ કીધાં વરસજ બાર;
આઘ્ઘડપુર નગરી મેં જોય, તપાબિરૂદ તિહાં કણિ હોય. ૨૧
ત્રંબાવતી નગરીમાં જોય, દફરખાન તવ હાકિમ હોય;
મુનિસુંદરસૂરીસ્વર જેહ, જીતેં વાદ દિગંબર તેહ. ૨૨
'વાદીગોકલસાંઢ' વૃંદ થાય, તિમ તિહાં બોલ્યો અકબર શાહ;
જગત ગુરૂ વર બિરૂદ તે દેહ, હીર તણી શોભા વાધેહ. ૨૩
વળી બોલ્યો તિહાં અકબર મીર, કછુભી માંગો જગગુરૂ હીર;
છોડીએં બંધ પંખી પરમુખ, જ્યું સારેકું હોવે સુખ. ૨૪
સારસ પરમુખ પંખી બહુ, રાતેં અણાવી મુકયાં સહુ;
પાંખો આપ સમારે સહી, મુકે પાતશા હીરને કહી. ૨૫

પંખી એક ન ઊડે અસેં, લીઇ પાતશા હાથે તસેં;
શાંતિચંદ બોલ્યો લેઉં અબ, પાતશા કાટેગા એ તબ્બ. ૨૬
અકબરશા તબ ઉત્તર દેહ, કયા કાટેગા હમકું એહ;
ઐસે હમ કાટેહૈ બોહોત, તુમ દિદારતેં ધર્મી હોત. ૨૭
બાર હજાર હમહિં ચીતરે, ચઉદ હજાર હરિણલી ખરે;
ઉનમેંકા મરતા હૈ જેહ, ચીત્તેકું ખિલાઉં મેં તેહ. ૨૮
જીતા હરિણ ન મારૂં કોઇ, બોહોત સબાબએ તુમકું હોઈ;
ઇમ કહી મુકે જીવ અનેક, હરિણ રોઝ સસા નહિં છેક. ૨૯
એક હરિણી હરિણાનેં કહે, કયુંરે કંથ નચિંત થઈ રહે;
પાતશાએં તેડયો ભરતાર, હણ્યા પછી મુજ કુણ આધાર.૩૦
હરિણો કહે ન હણે નરધીર, એહને મિલ્યો જગત ગુરૂ હીર;
મુકાવી મોકલે વન માંહિ, હવેં બંધન પડવું કયાંહિ. ? ૩૧

( દુહા. )

આહેડી વન નવિ ફરે, સુખેં ચરે વન ગાય;
માછી મીન ન પરાભવે, સો ગુરૂ હીર પસાય. ૧
અજા મહિષા મહિષ ઘણુ, વૃષભ તુરંગમ ગાય;
પંખી કહે ચિરંજીવજો, હીરવિજય મુનિરાય. ૨
સસલા સેલા શૂકરા, હીર તણા ગુણ ગાય;
ઋષભ કહે બહુ પંખિયા, પ્રણમે જગગુરૂ પાય. ૩

( ચોપાઈ. )

જગગુરૂનેં શાહ કહે ગહગહી, તુમારે કામકા માંગો સહી;
હીર કહે બંધીજન બહુ, છોડો તો સુખ પાવેં સહુ. ૧

કહે અકબર એ મોટે ચોર, મુલકમેં બોહોત પડાવે સોર;
એક ખરાબ હજારકું કરે, ઇંહાં ભલે એ જબલગ મરે. ૨

વાઘ સિંઘ ચીતર કૂકરા, મંજારીને પાપી નરા;
ભુજંગ ભખ ઉંદર એકલા, એહવા જીવ જગિ સૂતા ભલા. ૩

દૂજા માંગો અવલ ફકીર, કછુઅન માંગો આપકા હીર;
ઐસા કછુ માંગો અહિં તોય, દરસણ તુહ્મારા બધતા હોય. ૪

શાંતિચંદ તવ ભાખે અસ્યું, હીરજી તુહ્મ વિચારો કસ્યું;
માંગો એહવું એણિઠાય, સકલ ગચ્છના લાગેં પાય. ૫

હીરે મૂંઠી વાળી સાર, એણી વાતેં મુને [૧]ચોવિહાર;
વીર ેણિક વારે એમ નહિં, બોલી ફજેત મ કરસ્યો અહિં. ૬

સુણી પાતશા મુખથી ભણે, કયા તુહ્મ બાત કરી દો જણે;
હીરેં બાત પ્રકાશી ખરી, ઘણી સુપરત સુલતાનેં કરી. ૭

વીરબલ બોલ્યો તિહાં ધીર, હુકમ હોઇ તો પૂછું હીર;
કહે અકબર પૂછે કયું નહિં, બીરબલ મુખ બોલ્યો તહિં. ૮

શંકર સગુણ નિગુણ કહો સોય, હીર કહે તે સગુણો હોય;
બીરબલ બોલ્યો તેણીવાર, શંકર નિગુણો સહી નિરધાર. ૯

હીર કહે તુહ્મ સુણો નરીશ, જ્ઞાની કે અજ્ઞાની ઇશ;
વીરબલ કહે જ્ઞાની ખરો, હીર કહે બુધ હીઅડે ધરો. ૧૦

જ્ઞાન તે ગુણ અવગુણ કહો રાય, બોલી ન શકે તેણે ઠાય;
વીરબલ બંધાણો જસેં, અકબર ઘણું પ્રશંસે તસેં. ૧૧

એહ બડે દેવતા સહી, ઇનકી બાત ન જાએ કહી;
સબ જૂઠે એક સાચા હીર, બોલે અકબર ગાજી મીર. ૧૨

---

૧ નિયમ.

( ઢાળ—દેશી મન ભમરાની. )

બોલે અકબર પાતશા, સબ ખોટે એ;
  જોગી નામ ધરાય, મંદિર મોટે એ. ૧
સોફી શેખ દેખે બહુ, કંથાધારી એ;
  રાખે દમડા પાસ, દોદો નારી એ. ૨
કડી કાપડી ભારતી, જાણુ જોસી એ;
  કરે જગનકી બાત, દોજખ હોસી એ. ૩
નામ મુસલમાન મહિરવાં, જીવ ખાવે એ;
  કરતે બોહોત પોકાર, ખુદા નહું પાવે એ. ૪
મંતી તંતી જતરી, મુનિ મુખ જંદા એ;
  દંડધારી દરવેસ, માંડે ફંદા એ. ૫
એક તાપસ એક તાપસી, ખાવે માંગી એ;
  કરતે ભોગ વિલાસ, નહિં વૈરાગી એ. ૬
બોધે બૌધ વૈષ્ણવ બહુ, મઠવાસી એ;
  નહિં જોરૂથી દૂર કયા સંન્યાસી એ. ૭
ગોદડીઆ ગિરી ને પુરી, આપે નાગા એ;
  ક્રોધ બહુ નહિં જ્ઞાન, ધંધે લાગા એ. ૮
ભસમ લગાવે ભય કરે, હક્ક પોકારે એ;
  માંગ્યા જો નહુ દેય, કુતકા મારે એ. ૯
ફિરે અઘોરી જંગલે, બૂરા ખાવે એ;
  કહે અકબરશા આપ, દિલ નહું ભાવે એ. ૧૦

( ઢાળ—હું તુજપર વારી. રાગ કાફી. )

બોલે બોલે બોલેરે લાલ, શું અકબરશાહ બોલે;
  મેં ખટ દર્શન દેખું ઢુંઢી, હીરકે નહીં કોઇ તોલે હો. શું૦ ૧

કેતેક નાગે ખડે બી ખાતે, સાધત કેઇ પંચ અગની;
કેતે ભી જીવકું ઉનહિ જલાએ, કયાં બંદગી ઉને
કીની હોલાલ. ચું અ૦ બોલે. ૨

ભંગી ભંગ ચડાવે કેતે, ભૂલે પડે જટાધારી;
કેતેક પાઉંસું સંકલ ખંચે, કયા સાધે જીવ મારી હોલાલ.
ચું અ૦ બોલે. ૩

નારીકા ભેષ બનાયા મરદેં, હોઇ મગન જ્હે માચે:
અંગહી ભંગ દીખાવે સબકું, કયા ઉસ દેખી રાચે હોલાલ.
ચું અ૦ બોલે. ૪

ફૂલ ગુલાલ અબીર ઉછારે, તાલ મૃદંગ ભી વાગે;
ગોપીજયું એક હોઇ એક કાન્હા, જાય ગળે ઉસ લાગે હોલાલ.
ચું અ૦ બોલે. ૫

કયા વૈરાગ પાવે ઉસ દેખ્યે, સામી હોત સરાગી;
પરગટ ભાંડ ભવાઇ દેખત, રાગ ધરેજ અભાગી હોલાલ.
ચું અ૦ બોલે. ૬

બ્રાહ્મણકે ગલે ટોડર ઠાવેં, ઠાકોર નામ ધરાવે;
એ પરમેશ્વર સારૂ સબહિ, કયું સદગતિમેં જાવે
હોલાલ. ચું અ૦ બોલે. ૭

ગજ રથ ઘોડે કરસણ વાડી, દોદો ચ્યાર સુ નારી;
એ પરણાવે બેટાબેટી, લાખુંકે વ્યાપારી હોલાલ. ચું અ૦ બોલે. ૮

ધેનુ ચરાવત બંસિ બજાવત, ગ્વાલની કુંચુકી ફારી;
એ પરમેશ્વર કહાકે કહીએ, દેખત કોઉ ઠગારી
હોલાલ. ચું અ૦ બોલે ૯

સોલ સહસ ગોપીમેં ખેલ્યા, માર દેત સબકોઇ;
કોધી કામીકું પરમેશ્વર, હમ જેસા ભોગીઅ હોઇ
હોલાલ. ચું અ૦ બોલે. ૧૦

સાચ સ્વરૂપ કહ્યા સાંઇકા, ગુરૂનિગ્રંથહી મોટે;
સાચાહી ધર્મ કહ્યા ગુરૂ હીરેં, ઔર કહું સબ ખોટે
હોલાલ. ચું અ૦ બોલે. ૧૧

ગજ રથ ઘોડે માલ મુલકકહું, દેતે કછુઅ ન લીના;
કિરિયા કર્મ કરે દેહી કષ્ટે, કિનકા બુરા ન કીના હોલાલ.
ચું અ૦ બોલે. ૧૨

કછુ ન માલ મુલક ઘર માંગે, માંગત હીર ગદાઈ;
અજા મીન ગઉ પંખી છુડાએ, સારેકી ઉમર વધાઈ
હોલાલ. ચું અ૦ બોલે. ૧૩

જૈસી બાત સુણીથી કાને, ઐસી નજરે દેખી;
કહેણી રહેણી હે દો સરખી, હીર સાચો નિરાપેખી હોલાલ.
ચું અ૦ બોલે. ૧૪

( ચોપાઇ. )

અકબરેં ઘણું પ્રશંસ્યો હીર, રાવત ખત્રી દેખત મીર;
હુકમ હુઓ હમારે પાસ, ફત્તેપુર તુમ રહો ચુમાસ. ૧

વળ્યા વાજતે હીરસૂરિંદ, બહુ પાખરીઆ ગડે ગયંદ;
ઉપાસરે આવે ગુરૂરાય, ઉચ્છવ મોચ્છવ સબળો થાય. ૨

કરે વખાણ વેધ્યું મુનિરાય, હીરદેશના નિફલ ન જાય;
દૂજણમલિં પ્રતિષ્ઠા કીધ, સબળ દાન જગમાંહિ દીધ. ૩

દિન દિન ઉચ્છવ હોઇ જસેં, કરે યાદ તે પાતશા તસેં;
હીર મિલ્યા અકબરને તામ, સખરો બેસવા આપે ઠામ. ૪
કહે ચંગા કાંઇ કહીએં કામ, હમ જપતે તહ્મારા નામ;
આજ દીદાર પાયા તહ્મ તણા, કહીએં કામ કછૂ આપણા. ૫
હીર કહે તુહ્મ ભલા સુજાણ, છોડો પુંછી જજીઆ દાણ;
અકર અન્યાય તીરથ મુંડયકું, તે કિમ હોઇ પાતશા થકું. ૬
કહે પાતશા છોડયા સબ્બ, કછુભી માંગો જગગુરૂ અબ્બ;
હીર કહે બોહોત તુમ દીઆ, કોઇ ન કરે તે તમહિં કીઆ. ૭
સુણી પાતશા બોલ્યો તામ, કહીએ મીનશનીચરિકા કામ;
હુમાયુ મૂઆ તબ પડયા દુકાલ, કરો કછુ ઐસા હોઇ વિસરાલ. ૮
વિમલહર્ષ બોલ્યો તિણિ ઠાય, તુમ તો હો ધરમી પાતશાય;
હીર ફકીર દુઆઇ કરે, ગઇ બલાએ મીન શનીચરે. ૯
પછે હીરનો ઝાલી હાથ, તેડી પાતશા આઘો જાત;
બેસી બાત કરી ગુરૂ મીર, જાણે તેહ જગત ગુરૂ હીર. ૧૦
હીર પાતશા કરતા બાત, ગપી મીઠો તવ પરગટ થાત;
શિર ઉઘાડી આઘો જતો, હીર વચે આવી બેસતો. ૧૧
નમો નારાયણ મુખ ઉચ્ચરે, ચેષ્ટાનાં ચેનજ તિહાં કરે;
પાતશાહે આપી પામરી, કહ્યું દૂર ગયો તવ ફરી. ૧૨
દઈ મોહોત ચાલ્યા ગુરૂરાય, અકબર શાહ બહુ ધર્મી થાય;
નવરોજના દિન આવ્યા અસેં, જનાના બજાર જોડાએ તસે. ૧૩
વેચે અંશુક એક સુંદરી, બોલ્યો પાતશા તે જોઇ કરી;
તેરે ફરજન નહિં કોઈ કહો, કહે જોરૂ તુહ્મ જાણત હો. ૧૪
પાણી મંત્રી આપ્યું તામ, પીકર કીજે ધર્મકા કામ;
જીવ ન મારે ગોસ્ત મ ખાય, તેરે ઘર ફરજન બહુ થાય. ૧૫

એહવો પાતશા ધર્મી શિરે, પાપ થકીજ નિવારણ કરે;
પુણ્યે પુત્ર હુઆ તસ ચ્યાર, કીરતિ પસરી ઠારોઠાર. ૧૬
સોદાગર આગરાઇ કહ્યો, વ્યાપાર કાર્યે પરદેશે ગયો;
વાટે લેણીઆ મળીઆ જામ, માને અકબરશાહને તામ. ૧૭
માલ ઉગરસ્યે જો આપણો, ચોથો વાંટો અકબર તણો;
કીધો દિલસ્યું ઇસ્યો વિચાર, ઉગાર્યા રૂપક એક હજાર. ૧૮
ચિંતવ્યું એકદા કરી વ્યાપાર, ચોથ આપસ્યું સહી નિરધાર;
ત્રીજીદાન કીધો વ્યાપાર, રૂપક પામ્યો બાર હજાર. ૧૯
દિલ વણસાડયું ન દીએ ચોથ, શાહ અકબર ગુસ્સે તબ હોત;
તેડાવ્યો જન મોકલી ઘણો, કયું એ ચોથ ન દેત હમ તણો.૨૦
કહે સોદાગર સુણ તું મીર, તું જગમાં જાગંતો પીર;
મેં બૂઝયા નહિં જાણે કોય, તુઝથી છાંના નહિ કછુ હોય. ૨૧
આપી ચોથ ગયો ઘર તેહ, દેખત જરઓ જગમાં એહ;
એક સ્ત્રી માને અકબર તણે, દેઉં વધામણું ઉચ્છવ ઘણે. ૨૨
મુકું શ્રીફળ આગળ હોય, જો મ્હારે ઘર બેટો હોય;
હવો પુત્ર હરખી તસ માય, દીએ વધામણું તેણે ઠાય. ૨૩
શ્રીફળ એક મુકયું જેટલે, અકબર શાહ બોલ્યો તેટલે;
દો માનેથે એક કયું દીઆ, દુસરા શ્રીફલ માંગકે લીઆ. ૨૪
એક શેખ અકબરને મિલે, કરૂં સાકર તબ માટી ટળે;
માટી અણાવે પાતશા ઘણી, સાકર સાર કરી તેહ તણી. ૨૫
પાતશાહ છેતર્યો ન જાય, સાકર બોળે પાણી માંહ્ય;
માટી દડબાં હુવાં તામ, લૂંટી લીધા શેખના દામ. ૨૬

એક [1]વણિક ઘર લખિમી ભરી, આપે કરજ તે લોકને ફરી;
એક ખત્રીને આપ્યા દામ, કરતો ઉઘરાણીનું કામ. ૨૭

એક દિન ખત્રાણી તસ નારિ, ઉઠી વેગે ઘણું પોકારિ;
વળગ્યો વાણિયો એ મુજ સહી, વઢતાં વાત અકબર કે ગઇ. ૨૮

પૂછે પાતશાહ ક્યા [2]મામલા, ખત્રી કહે વાણિગ નહી ભલા;
બુરા કામ કીના ઇને સહી, મુંહસું બાત ન જાએ કહી. ૨૯

ખીજ્યો પાતશા બહુ મનમાંહિ, તેડયો વાણિયો અળગો ત્યાંહિ:
કે સાચી કે જૂઠી વાત, માંડી ખરો કહે[3]અવદાત. ૩૦

કહે વણિગ એ જૂઠો ધારિ, દામ માંગતાં વળગી નારિ;
થઇ ફજેત કલંક મુજ દિઓ, [4]સૂધો ન્યાય[5]કુણે નહું કિયો. ૩૧

પૂછે પાતશાહ વળિ વાંક, [6]ભીતર તું પાક નાપાક;
કહે વણિગ નાપાક મુજ ધારિ, રાજ્યો અળગો તેડિ નારિ. ૩૨

પૂછે પાતશા કહો અવદાત, કિયા હરામ વણિગ [7]કમજાત;
બોલે પાતશા જોરે કર્યું થાય ? ફેરું સુઇ દોરા કર્યું જાય. ૩૩
મરદ આગે જોરૂ કયા કરે, એક [8]ગયંદ [9]કરિણી સણ ડરે;
એક પાતશા દુનિયાંકા નાથ, સોલસસ્ત્રી જોડે હાથ. ૩૪

હસે પાતશા એણે ઠારિ, દિલશું ખોટી જાણી નારી;
પુછે પાતશા કછુ જાણિયા, પાક નાપાક કૈસા બાણિયા. ૩૫

મુંડી દાઢી દેખી કરી, બોલી નારી ધીરજ ધરી;
વણિગ પાક! મેલો નહિ માંહિં, વસ્ત્ર કઢાવે પાતશા ત્યાંહિં. ૩૬

---

૧ વાણિયો, ૨ હકીકત, ૩ સાચી બિના–વાત. ૪ અદલ ઇન્સાફ. ૫ કોઇયે ન કર્યો. ૬ અંદર પવિત્ર કે અપવિત્ર છે. ૭ નીચ જાત. ૮ હાથી. ૯ હાથણી.

મુંડી દાઢી છર નવ ગ્રહ્યો, ઉતાવળોજ અધૂરો રહ્યો;
નાપાક સહુએ દીઠો જિસેં, થઈ ફ્જેત ખત્રાણી તિસેં. ૩૭
દઈ [1]પેંજાર અલાવ્યા દામ, એહવાં ઘણાં બુદ્ધિનાં ઠામ;
જાણું આવ્યો અભયકુમાર, દયાવંત કુંવર નર સાર. ૩૮
ઋદ્ધિ જાણે ભરતનરિંદ, બળે કરી જેહવો ગોવિંદ;
જ્ઞાને કરી બૃહસ્પતિ દેવ, હિંદુ અસુર કરતા જસ સેવ. ૩૯
એહવો અકબર [2]અવલિઓ જોય, હીર સંગથી ધર્મી હોય;
પાળે રાજ્ય કરે જીવ–સાર, હીર મુનિ પછે કરી વિહાર. ૪૦

## ( દુહા. )

વિહાર કરી ગુરૂ હીરજી, માગે આજ્ઞા તામ;
અકબર કહે રહો ઈહાં સદા, ફ્તેહપુર ભલ ગામ. ૧
સ્ત્રી પીહર નર સાસરે, સંયમિઆં થિરવાસ;
એ ત્રણ્યે અળખામણા, જો મંડે થિર વાસ. ૨
તિણ કારણ અમે ચાલશું, ધરજો દિલમાં મ્હેર;
યાદ ખુદાકો કિજીયે, કદી ન છોડે ખેર. ૩

## ( ઢાળ. )

દિલ્લીપતિ પાતશાહ અકબર, બોલે બોલ બિચારી હિ.
બોલે બે કર જોડીરે;
ખેર મહેર તુમ નામ ન છોડું, તરનતારન હોડી એ. દિલ્લી ૧
બેહરી બાજ શિકાર ન ખેલું, ચિત્તા વાઘ ન મારૂં રે;
હરિણ રોઝ સસા ઔર સાબર, સારેકો ઉગારૂં એ. દિલ્લી ૨

---

૧ ખાસડા ૨ દેવાંશિ.

[1]આદિતકે દિન જીવ ન મારૂં, બરષમેં તીન [2]અઠ્ઠાઈ;
　બરષગાંઠ સંક્રાંતિ તણે દિન, મારી જીવ ન ખાઈ બે. દિ. ૩
ચોખંડ આણ ફરે જ્યાં માહરી, ઉહાં કો જીવ ન ઝલતે;
　ઔર ભી કામ કહો કછુ કીજે, તુમ કાહેકો ચલતે બે. દિ. ૪
હીર કહે વિજયસેનસૂરીશ્વર, પાટવી ઓહી બોલાવે;
　[3]ફકીર સોહી ફિરતેજ ભલેરે, ધર્મકા [4]રાહ ચલાવે બે. દિ. ૫
કહે અકબર દિલગીર ન હોયેં, મન ભાવે ત્યોંઇ કીજે;
　વિજયસેનસૂરિકોં ઇહાં ગુરૂ, એક [5]વેર ભેજીજે બે. દિ. ૬

( દુહા. )

બોલે પાતશા તુમ ચલો, કુણ કહેગા હમ ધર્મ ?
　કોઇક યતિ યહાં છોડિયે, કહે શાસ્ત્રકા-મર્મ. ૧
શાંતિચંદ તિહાં મૂકીઆ, કહેતા ધર્મ-વિચાર;
　હુકમ લેઈ અકબર તણો, હીરે કર્યો [6]વિહાર. ૨

( ચોપાઈ. )

હીર વિહાર કરે તિહાં જિસેં, શાહ જેતો નર બૂઝયો તિસેં;
　કહે હું લેઉં સંયમભાર, જો તુમે રહો ઇહાં માસ બિ ચાર. ૧
થાનસંઘ કહે સુણ જેતાય, લીધી નવિ જાએ દીખ્યાય;
　હુકમ પાતશાનો જો થાય, તો તે દીક્ષા સહી લેવાય. ૨
થાનસંઘ માનૂ કલ્યાણ, શાહ અકબરનેં કરતા જાણ;
　જેતો નાગોરી હોએ યતિ, હુકમ હોય જો દિલ્લીપતિ. ૩

---

૧ રવિવારના દિવસે ૨ કાર્ત્તિકી, ફાગુણી, આષાઢી. ૩ ત્યાગી. ૪ પંથ. ૫ વખત. ૬ બીજે સ્થળે પધરવું.

અકબર કહે બુલાઇ લ્યો આહ, તેડી ગયા જેતાને તહિં;
કરી [1]તસલીમ તે ઉભો રહે, ત્યારે પાતશા એહવું કહે. ૪
કુણ કારણ કહો હોતે યતિ, હીરકા પંથ હૈ દોહિલા અતિ;
તેરે [2]જોરૂ હૈ કે નહીં ? દેઉં ગામ એક રહે તું અહિં. ૫
બોલ્યો જેતો થઇ હુંશિયાર, નહિ જોરૂ મુજ હૈ પરિવાર;
ભાઇ પાંચ અછે મુજ સગા, તે સંસારને કામે લગા. ૬
મેં છોડુંગા સહી સંસાર, ગૃહસ્થ ધર્મમેં પાપ અપાર;
મરી કૂણ જાએ દુરગતિ, સ કારણ મેં હો ંગા યતિ. ૭
દોહિલો પંથ અછે જો એહ, તોહે મેં આદરવો તેહ;
દુનિયાં દામ ગામ નહિ કામ, યતિ વિના નહિ [3]બિહિસ્તે ઠામ. ૮
હુકમ તુમારા હોવે જોય, તો મેં હીરકા ચેલા હોય;
દીઠો પાતશાએં દૃઢ અતિ, તેરી ખુશી તો હો તું યતી. ૯
થાનસંઘાદિક બોલ્યા તામ, હીર નહી રહેતે ઇસ ગામ;
કુણ દીક્ષા જેતેકોં દીએ, શ્રીજી તુમ ગુરૂકું રાખીએ. ૧૦
કહે અકબર જઇ હીરકોં કહો, જિહાં લાભ તિહાં તુમ રહો;
જેતા શિષ્ય તુમારા હોત, તુમકું નફા હોયગા બહોત. ૧૧
રાખ્યા હીર ફતેપુર માંહિં, દિવાવે દીક્ષા અકબર ત્યાંહિં;
વાજિંત્ર પોતાનાં સહુ દેહ, મહોત્સવ જેતા તણો કરેહ. ૧૨
ગજ રથ ઘોડા ઊંટ અનેક, ચડયો પાતશા ધરી વિવેક;
અનેક ઉમરા મિલિયા ત્યાંહિં, જેતકુમાર આવ્યો વનમાંહિં. ૧૩
એક ઊટે એક આડે ચડે, જોવા નરનારી તડફડે;
[4]ખીર વૃક્ષતળે સહુ મિલે, ધ્વજ નેજા ચામર ઊછળે. ૧૪

---

૧ પ્રણામ ૨ સ્ત્રી. ૩ સ્વર્ગમાં ૪ દૂધ જેમાંથી નીકળે તેવું વડ વગેરે વૃક્ષ.

જેતો [1]અશ્વથકો ઊતરી, કુંડળ ભૂષણ અળગાં કરી;
મૂકે બાજુબંધ કભાય, હુઓ દિલગિર ત્યાં અકબર શાહ. ૧૫
નાવિ વેણિ વિડારે વળી, મુગલા મુખ ઘાલે આંગળી;
પહેરે વેશ યતિનો તેહ, હીરવિજય ત્યાં દીક્ષા દેહ. ૧૬
જીતવિજય તસુ દીધો નામ, બોલ્યો પાતશા અકબર [2]દામ;
સુણિયે હીરવિજય ગચ્છપતિ, એક હવો પાતશાહી યતી. ૧૭
બીજો યતિ પાતશાહી હોય, વિજયરાજ ઉવજ્ઝાય જોય;
[3]રાજનગરનો વાસિ તેહ, ઓશવંશ શાહ જેઠો જેહ. ૧૮
નારી સહિત પામ્યો વૈરાગ, ઋદ્ધિ રમણિનો કરતો ત્યાગ;
બંધવ હરખો સંયમ લેહ, વિજયરાજસુત સુંદર જેહ. ૧૯
વડોદરા માંહી આવ્યો જિસેં, ખાનખાનાએ જાણ્યું તિસેં;
તેડાવી પૂછે નર નામ, કયું છોડો તુમ દુનિયાં દામ? ૨૦
શાહ જેઠો બોલ્યો તેણિ વાર, અમે વૈરાગી નર ને નાર;
શાસ્ત્ર અમારે અસ્યો વિચાર, છોડયા વિન નવિ પામે પાર. ૨૧
કહે ખાન તુમે દીક્ષા લિયો, બેટેકોં સંયમ મત દિયો;
હુકમ પાતશા હોવે યદા, કરો ફકીર બેટેકોં તદા. ૨૨
ચાલ્યો ખાન અકબર કે ગયો, સંબંધ સર્વ જેઠાનો કહ્યો;
અકબરશાહ તેડાવે તિહાં, આવ્યા પુરૂષ અકબરશાહ જિહાં. ૨૩
પૂછે અકબર મુગલાપતી, કુણ કારણ તુમ થાવો યતી;
શાહ જેઠો બોલ્યો તેણિ વાર, અમ લાગે કડુઓ સંસાર. ૨૪
લાગે મિઠી ખુદાની વાત, છોડ્યા વિણ તે કિમે ન થાત;
ગૃહસ્થ માંહી છે ડગડગ[4]પાપ, સકલ જંતુ કરવો સંતાપ. ૨૫

---

૧ ઘોડો ૨ દમામ. ૩ અમદાવાદ. ૪ ડગળે ડગળે.

બોલ્યો દિલ્લીપતી તવ ધીર, બેટેકો મ   કરો ફકીર;
સવાદ દુનિકા દેખ્યા નહિં, કયા જાણેગા આયા અહિં. ૨૬
શાહ જેઠો તવ બોલ્યો તહિં, હું મુકુંછું એહને અહિં;
પરણે તો પરણાવું આજ, પછે હું સારૂં આતમ કાજ. ૨૭
ખુસી થયો તવ અકબરશાહ, વિજયરાજ તેડયો તિણિ ઠાહ;
કહે અકબર કાં હોય ફકીર, નાંહનો સુંદર રૂપ શરીર. ૨૮
ગામ ઠામ દુનિઆં લીજીએ, ખાણા સુથરા જલ પીજીએ;
મહા કપસ ઘર ખાસે રહીએ, સુખ મૂકી કાં જોગી થઇએ.૨૯
લે ઘોડા હસ્તી પાલખી, બાલપણે ઇમ મ હોજે દુખી;
કઠણ રાહ ફકીરજ વેશ, નંગે પાય હુચાવે કેશ. ૩૦
સોણા ભોમિ ગદાએ નિત્ત, તાઢ તાપ દુખ વરખા ઋત્ત;
દેશ વિદેશે ફિરણા સહી, કરો ચોષ તુમે ઇહાં રહી. ૩૧
વિજયરાજ બોલ્યો તવ આપ, કરૂં સોચ કરે માય બાપ;
ગૃહસ્થ પંથ દોહિલ્યો છે ઘણું, વચન ખમેવું સાહિબતણું. ૩૨
ચિંતા કરતાં જાએ કાળ, પરણાવવાં પોતાનાં બાળ;
રાતિ દિવસ રલતાં જાએ, સાહિબ યાદ તે ક્યારે થાયે. ૩૩
તેણિ કારણિ હું થાઇશ યતી, જેહમાં ચિંતા નહિં મુ   રતી;
રાજા ચોરતણો ભય નહિં, નમે પાય નર જઇએ જહિં. ૩૪
થાએ બંદગી સાહિબતણી, રખ્યા કીજે સબ જીવત ી;
યોગ વિના નવિ લહીએ ધણી, થાઉં યતી ઇચ્છા આપણી. ૩૫
એકચિત્તો દીઠો નર જામ, ઘે રજા અકબરશા તામ;
પાંચસેં મણ ઘૃત હુકમજ હોય, ખરચી દીખ્યા લેજે તોય. ૩૬
ઘૃત નવિ લીધું અકબરતણું, ધન ખરચ્યું પોતે આપણું;
બહુ આડંબરિં સંયમ લેહ, વડોદરામાંહિં જેસંગ દેહ. ૩૭

વિજયરાજ ચેલો જે અતી, કહિવરાવે પાતશાહી યતી;
બીજો જીતવિજય જગમાંહિ, યતી પાતશાહી કહીએ ત્યાંહિ. ૩૮

( દુહા. )

પાતશાહી ઋખિ એ સહી, હીરતણા શિષ્ય સાર;
સંયમ મોચ્છવ તિહાં કરી, હીરે કર્યો વિહાર. ૧

( ચોપાઇ. )

ફત્તેપુરથી ગુરૂ સંચરે, અભિરામાબાદિ રહિવું કરે;
સંવત સોલ બહિતાલીાજસિં, ચોમાસું તિહાં રહીઆ તસિં. ૧
ભોજિગ તિહાં સારિંગ સવદાસ, ખેત્રપાલ તસ પૂરે આસ;
ધૂણ્યો તેહ ઉપાશરામાંહિં, ખેતલ વીર આવ્યો તે ત્યાંહિં. ૨
પૂછે સાધ તસ હીરનું આય, દશ વરષ જીવે ઋષિરાય;
કેતું જીવે અકબરશાહ, વીસ વરષનું તેહનું આય. ૩
હીર આદે હરખ્યા ઋખિરાજ, જિનશાસનની રહિસ્યે લાજ;
સોલ બહિતાલો તેણી વાર, ખરતર વાદ થયો જ અપાર. ૪
વિજયસેનસૂરી પાટણમાંહિં, મુજાગરો હુએ બહુ ત્યાંહિં;
હીર અભિરામાબાદમાં હતા, ફત્તેપુરમાં હૂઆ દતા. ૫
મસ્તક મુંડની વાતો સુણી, હીરે ચિંતા કીધી ઘણી;
જૈનધર્મ હેલ્યો એણિં આજ, જિનશાસનની ખોએ લાજ. ૬
સંઘ મળ્યો સઘળો ગુણિ ભર્યે, અમીપાલ દોસી સજ કર્યો;
નિલાવનદીએ પાતશા હતો, અમીપાલ થયો તિહાં દતો. ૭
શાંતિચંદ હુતા તસ ઠામિ, વાત કહી સઘલી શિરનામી;
ભાણચંદ તેડાવ્યા ત્યાંહિં, કરી વાત તે શેખ [illegible]ચાંહિં. ૮

અમીપાલ અકબર કે ગયો, મૂકી શ્રીફળ ઉભો ર ો;
કહે દુઆ દેતો તુમ હીર, કરે બંદગી સોય ફકીર. ૯
પ્રેમ કરી બોલ્યો તબ મીર, ચંગે હેં ગતગુરૂ હીર;
કહે લખ્યા કછુ હમકું લેખ, બોલ્યા અબુલફજલ તે શેખ. ૧૦
હીર કે મુરીદ ગુજરાતિં હોત, તિનકોં રંજસ હોતે બો ાત;
લખો લેખ કહે અકબરશાહ, રંજસ કરે વો મારો જ્યાંહ. ૧૧
અરચું ફુરમાન લખી મોકલે, અમદાવાદ ભણી તે ચલે;
ઉપાશરે આવ્યું ફુરમાન, લખી સુપારસ મિર ખાન. ૧૨
શાહવીપૂને સહુકો કહે, રૂબો ખાનને મહિમા રહે;
વીપૂ કહે હોલી કીજીએ, રાય ભાગા ગાદા બીહીજીએ. ૧૩
વીઠલો મહિતો રાનો જેહ, બ્યણુમાં આપ દંડાવે તેહ;
એહવો નહિ કો તેણે ઠાય, ખાનખાનાનિ પાસે જાય. ૧૪
જીવા સામલ નાગોરી જેહ, સીંહ થઇને બોલ્યો તેહ;
ખાનખાનાને મિળરચું અહ્મે, મુંડા મસ્તક તેડો તહ્મે. ૧૫
ખભાયત થકી તેડ્યા વા ીઆ, મુંડ્યા શર જેહના જાણીઆ;
ગુદરાવ્યા તેહને જિહાં ખાન, વેગેં હાથે દીધું ફુરમાન. ૧૬
વાંચી શીષ ચઢાવે તામ, પૂછ્યું વાણિગને કહો કામ;
જીવા સામલ બોલ્યા સોય, કલ્યાણ ધર્મ અહારો બોય. ૧૭
બીજ્યો ખાન કુટણ ધાય, પકડી લ્યાવો આણે ઠાય;
વીઠલો આલ્યો તેણિ ઠામ, બાંધી મુ કે ફેરવો ગામ. ૧૮
તરપોલીએ બાંધ્યો નિરધાર, ટૂટી કીધો અતિહિં ખોઆર;
બસેં અસવાર મેલ્યા ખંભાત, નાઠો રાય ન આવ્યો હાથ. ૧૯
મિળ્યો ખાનને બીહતો સહી, દ્રવ્ય હાણિ તસ બળી ઇ;
ખાન કહે કિમ બલવે ધ, ર્મ ાંહિ કિમ કીના ધંધ. ૨૦

કરી ફ્રજેત તે કલ્યાણુ રાય, યતીતણે લગાડયો પાય;
સઘળો હીરતણો મહિમાય, જય જયકાર જિન શાસન થાય. ૨૧
બાર હજાર રૂપઇઆતણો, પાડયો કતબો તિહાંકણિ ગણો;
કર્યા મેશરી રાયે જેહ, હુઆ ફરીને શ્રાવક તેહ. ૨૨
ખરતર સહુ હારી ચુપ રહ્યા, મનસ્યું તેણે કુટના લહ્યા;
હીર નામ જગમાં વિસ્તર્યું, હીરે પછે પીઆણું કર્યું. ૨૩

( ઢાળ–મીઠી તાહારી વાણુ વાહલા. રાગ મારૂ. )

હીરે કર્યોજ વિહાર વાહલા, હીરે કર્યોજ વિહાર;
„મથુરાપુર નગરીમાં આવે, જુહાર્યોજ પાસકુમાર. વાહલા. ૧
યાત્રા કરી સુપાસનીરે, પુંઠે બહુ પરિવાર;
સંઘ ચતુર્વિધ તિહાં મળ્યો, ફરસે તીરથ સુસાર. વાહલા. ૨
જંબૂ પરમુખનાં વળીરે, થૂભ તે અતિહિં ઉદાર;
પંચ સેં સતાવીસસ્યું તો, જુહારતાં હરખ અપાર. વાહલા. ૩
ગ્યાલેર ગઢે પછે આવીઆરે, કીધો વીર જુહાર;
બાવન ગજ પ્રતિમા કહી તો, જુવાર્યે જયજયકાર. વાહલા.૪
ફરી ગુરૂ આવીઆ આગરે રે, સદારંગ દાતાર;
દિલ્લીમંડળ લહિણું કર્યું તો, દો સેર ખાંડ ઉદાર. વાહલા. ૫

( ચોપાઇ. )

હીર મુનીશ્વર કરે વિહાર, આવી ઉંબરા કરે જુહાર;
શ્રાવક સામહિઆં ભલ કરે, હેમાદિક નાણાં શિર ધરે. ૧
હસ્તીતણાં હોએ લુંછણાં, અશ્વદાન હોએ અતિ ઘણાં;
સદારંગશાહ આગરામાંહિં, નેઉ ઘોડા તેણે દીધા ત્યાંહિં. ૨

છપ્પન ઘોડા દૂજા તેહ, બીજે શ્રાવકે આપ્યા તેહ;
હીરના પુણ્યતણો નહિ પાર, યાચક પામે હય ગય હાર. ૩
એક યાચકની નારી જેહ, સરોવર પાણી ગઈતી તેહ;
લાગી વાર ખીજ્યો ભરતાર, મુખથી વાણી બોલ્યો અસાર. ૪
ભૂંડી ભૂખ્યો કયારનો અતી, કયમે કરી નવિ થાએ છતી;
નારી કહે જો થાઓ ધીર, આણો ગજ જે લાવે નીર. ૫
તેજવંત ન ખમે મુખ તીર, ઉઠી ચાલ્યો સાહસ ધીર;
આવ્યો વેગેં આગરાસાંહિ, હીરતણા ગુણ બોલ્યા ત્યાંહિં. ૬
હીરતણા પરિઆઃ વર્ણવ્યા, પાટ અઠ્ઠાવનના ગુણ સ્તવ્યા;
અકબર હીરના ગુણ બોલેહ, વચન રસેં બ્રહ્મા ડોલેહ. ૭
શ્રાવક તૂઠા આપે દાન, ન લીએ આપ્યું તેહ નિધાન;
જો આપો તો હસ્તી લિઉં, તો મુજ નારીને જઇ દિઉં. ૮
સદારંગશાહ ઊઠી કરી, ઘર થકીજ અણાવ્યો કરી;
કરી લુંછણું આપેં જસિં, ભોજક યાચી ઊઠયો તસિં. ૯
શાહાજી લુંછણાં થાયે યદા, તેતો ભોજિકનું છે સદા;
શાહેં તે ગજ તેહને દીઓ, યાચકને બીજો આપીઓ. ૧૦
થાનસંગ શણગારી કરી, અકુ ચઢયો કરી આકાશેં અદ્ધરી;
શરપાવ વસ્ત્ર આડંબર કરી, ઉંબરાનિં યાચે તે ફરી. ૧૧
હીર નામેં હસ્તી પામીઓ, સોવન રૂપ લ્યાહારી લાવીઓ;
અકબર આગેં કીરતિ કરે, હીર નામેં ગજ બેઠો ફરે. ૧૨
કહે અકબર ઉંબરાને તામ, મુજકોં માને કિતેક ઠામ;
હીરકોં માને સબહી ઠોર, અઈસા કોઇ ન દેખ્યા ઔર. ૧૩
ચાલી આવ્યો નિજ ઘરિબારિ, લે રે હસ્તી નિજ ઘર નારી;
હીર ગુરૂના નામથી લહ્યો, તુજ આગલિ મુજ મહિમા રહ્યો. ૧૪

વિક્રમ ભોજ જેસિંઘદે જસ્યો, સદારંગશાહ હુઓ તસ્યો;
　જગડૂ ભીમતણી એ જોડી, હસ્તી સહિત દીએ ધન કોડિ. ૧૫
ખુસી થઇ તવ ઘરની નારી, ભલે આવ્યા સ્વામી ઘરબારી;
　હું બોલી મુખવચન અસાર, તાહરા ભાગ્યતણો નહિ પાર. ૧૬
સકલ વસ્તુ જો તૂઠો હીર, આપણે ઘર હવે કસ્યો કરીર;
　વેચી એ કીજે દોકડા, ગજ બંધાય જિહાં નર વડા. ૧૭
અકુયે ખરો વિચાર્યો ન્યાય, ગજનું પેટ ભર્યું નવિ જાય;
　ગજ વેચ્યો મુગલ ઘર જઇ, સોવન મોહોર સો લીધી સહી. ૧૮
બીજે દિવસ ગયો ગજ મરી, અકુ ગયો ધન લેઇ કરી;
　બેઠો હીરતણા ગુણ ગાય, આગરે હીર વિજય સૂરિરાય. ૧૯
સોનો ભોજક રાસ ત્યાં ગાય, ટંકા લખ પામ્યો તિણિઠાય;
　કનક કોડિ હવું લુંછણું, પ્રતિમા પરે પૂજાએ ઘણું. ૨૦
પછે હીર મેડતે સંચરે, ફાગુણ ચોમાસું તિહાં કરે;
　ખાન ખાનને મિલીઆ સહી, સબળ મોહોત આપે ગહગહી. ૨૧
પૂછ્યું ખુદાતણુંજ સ્વરૂપ, હીર કહે તે અછે અરૂપ;
　ખાન કહે પૂજો કયું દેવ, પત્થરકી કયોં કરતે સેવ. ૨૨
હીર કહે સુણીએ નર તેહ, બાબા આદમ સરખા દેહ.
　કરી કમાઇ બિહિસ્ત માહિં ગયા, તેહના નમુના આંહિ માંડીઆ. ૨૩
દેખી યાદ ધણી પણ હોય, ધણી ખુસી આપનો તું જોય;
　મેરા નમુના પૂજે એહ, દેખી નિવાજત ખુદાભી દેહ. ૨૪
તુહ્મારા નમુના કોઇ જન કરે, કેશર ચંદન પુષ્પ શિર ધરે;
　તુહ્મે નિવાજો તેહને [illegible]જ, કયું નહિ તૂસે ધણી મહારાજ. ૨૫
ખાન કહે પત્થરમેં ખુદા, હૈ કહુ જે તુહ્મ પૂજો સદા;
　જગતગુરૂ તવ બોલ્યો તહિં, કિતેબ માંહિં ખુદા પણ તહિં. ૨૬

તેહની અદબ રખે સહુ કોઇ, કરિ તસલીમ શિર ધરતે સોય;
સોગંદ ન ખાવે ઉસકી કોય, હીંદુ મુ લમાન માને સોય. ૨૭
મુખકા થુંક ન લગાડે કોઇ, ધરે પાય તે દોઝખ હોય;
ખુદા ન દીસે કિતેબમેં કદા, દેખતેં યાદ આવે વે સદા. ૨૮
મહેજતમેં હુ ખુદાકો ઠામ, તહાં ન કરે કોઇ માઠું કામ;
ખુદા તો બેઠો બિહિસ્તહ પુરી, યાદ આવે ઇસ ઠોરિ કરી. ૨૯
ખુસી થયો તવ મિરજાં ખાન, ાચું અકબર શાહનું જ્ઞાન;
જેણેં માન્યો જગ ગુરૂ હીર, દીસે જ્ઞાની અવલ ફકીર. ૩૦
માગો હીર દમડા કછુ ગામ, હીર કહે નહિં તેહનું કામ;
અઢાર બોલ પાળે જે યતી, નહિંકર ગૃહસ્ત કહું તસ યતી. ૩૧
હિંસા જૂઠ ચોરી નવિ કરે, અ હ્મપણું તે નવિ આદરે;
પરિગ્રહ દમડી હાથ ન ધરે, નિશા સમે ભોજન નવિ કરે. ૩૨
પૃથ્વી પાણી તેઉ વાય, વનસ્પતિ છઠ્ઠી ત્રસકાય;
એહનેં દુઃખ ન કીજે કહિં, રાજપિંડ અકલ્પિત તહિં. ૩૩
કંસાદિક ભાજનિં નવિ ખાય, પલ્યંગ માંચીએ ન દીએ પાય;
ગૃહી ઘરે બેસવું અસાર, ન કરૂં સ્નાન અને શિણગાર. ૩૪
અઢાર બોલ સુણ્યા જેટલેં, ખુસી ખાન થયો તેટલેં;
ઘણું પ્રશંસી વાઢ્યો હીર, જસ વાઢ્યો જિમ સરિતા નીર. ૩૫
મેડતેથી ગુરૂ ચાલ્યા ઉઠી, છડીદાર પાતશાહી પુંઠિ;
નાગોરમાંહિ ગુરૂ જાયે સહી, ચોમાસું કરતા ગહગહી. ૩૬

( ઢાળ—વાસુપૂજ્યજિન પૂજ્ય પ્રકાશો. એ દેશી. )

હીરજી જવ નાગોર પધારે, સામહીઆં ત્યાં થાયે;
સંઘવી જૈમલ્લ મંત્રી મોટો, હીરને વંદને જાયે હો. હીરજી. ૧

મેઘમલ્લ મહિતો તે મોટો, ગતિ હીરની કરતો;
પાસ પ્રભુની જિમ ધરણેંદ્રહુ, પૂજા ભલ આદરતો. હીરજી. ૨
જેસલમેરતણો સંઘ આવ્યો, મુખ્ય માંડણ કોઠારી;
સોનઈએ શ્રીગુરૂને પૂજે, પહિરાવ્યાં નરનારી. હીરજી. ૩
ફરી ચોમાસું ગુરૂજી ચાલે, પિપાડ નગરે આવે;
તાલો પુષ્કરણો ધન ખરચે, સોવન ફૂલ વધાવે હો. હીરજી. ૪
વરાડ નગર માંહિં નર વસતો, સંઘવી ભારમલ્લ નામ;
ઇંદ્રરાજ બેટો તસ કહીએ, આવ્યો વંદન કામ. હીરજી. ૫
કહિં ગુરૂ માહારે નગરે પધારો, બિંબ પ્રતિષ્ઠા કરસ્યું;
હીર કહે નવિ આવ્યું જાયે, સીરોહીયેં સંચરસ્યું હો. હી. ૬
કલ્યાણવિજય વાચક મોકલીઓ, પ્રાગવંશ મુખચંદો;
બિંબ પ્રતિષ્ઠા તિહાં કણિ કીધી, હીર નામેં આનંદો.હી. ૭
ચાલીસ હજાર રૂપઈયા ખરચ્યા, સફળ કર્યો અવતારો;
હીરના શ્રાવક ઇંદ્ર સરીખા, એક એકપેં સારો. હી. ૮
હીર ગુરૂ સીરોહીએં આવે, વિજયસેન ત્યાં મલીઆ;
ચંદ સૂર એક થાનકિં દેખી, સંઘ મનોરથ ફળીઆ. હી. ૯
વિજયસેન ગુજરાતે પુહુતા, ત્રંબાવતીમાં આવે;
રાજીઆ વજીઆ કરેં પ્રતિષ્ઠા,નર ભવ લહી તે ફાવે હો હી.૧૦

(દુહા.)

પારેખ વજીઆ રાજીઆ, જૈન શિરોમણિ જાણ;
જિનમતવાસી જિન જપે, સિર વહે જિનની આણ. ૧
જિન પૂજે પાતિગ ગમે, અણમેં જિનના પાય;
સોય વચન હીઅડે ધરે, જે ભાખે જિનરાય. ૨

( ઢાળ-ઉન્નત નવ યોવન મારૂં-રાગ રામગિરી. )

એહ વચન જિન તાહરૂં, બિંબ ભરાવી ને પૂજો ભવિ પ્રાણી;
બિંબ ભરાવ્યે બહુ પુણ્ય થાયે,
  અસંખ્ય કાળ લગે જિનેંદ્ર પૂજાયે. એહ વચન૦ ૧
જિનનાં ભુવન કર્યે પુણ્ય સારો,
  ભરતતણી પરિં પામેરે પારો. એહ વચન૦ ૨
ઋષભવચન સુણી ભુવન કરાવે,
  મણિમય મૂરતિ ભરત ભરાવે. એહ વચન૦ ૩
દંડવીર્ય ને સગરજ રાયો,
  કરી ઉદ્ધાર નર મુગતિરે જાયો. એહ વચન૦ ૪
સંપ્રતિરાયની વાત પ્રસિદ્ધી,
  જિનમંડિત તેણે પૃથવી કીધી. એહ વચન૦ ૫
આમરાયને કુમરનરિંદો,
  જિનમંદિર કરિ ધરીરે આનંદો. એહ વચન૦ ૬
વિમલરાય વસ્તપાળ હુઆ જ્યારે,
  જિનમંદિર કરી આતમ તારે. એહ વચન૦ ૭
પારખ રાજીઆ વજીઆ જોજો,
  પડતે કાળે હુઆ નર દોજો. એહ વચન૦ ૮
પાંચ પ્રાસાદ તે પ્રગટ કરાવે,
  કનક રયણમઇ બિંબ ભરાવે. એહ વચન૦ ૯
રજત પીતલ પરવાલીરે બિંબ,
  થાપી કીરતીનારે થં . એહ વચન૦ ૧૦

ગયા નહીં તે થિર કહેવાય,
જેહુના જસ જગમાંહિરે બોલાય. એહ વચન૦ ૧૧
અનેક બિંબ પાષાણમૈ રે કીધા,
દેશે દેશે પૂજે પ્રસિદ્ધા. એહ વચન૦ ૧૨

( ઢાળ–ચંદ્રાયણાની. )

શ્રીચિંતામણિ થંભણ પાસો, ત્રંબાવતી પ્રાસાદિરે વાસો;
એક પ્રાસાદ ગંધારે ખાસો, ત્યહાં બેઠા નવપલ્લવ પાસો. ૧
એકનેજે જિનભુવન કરાવે, ઋખભતણી પ્રતિમાજ સોહાવે;
બાદોડે દોએ ભુવન વિખ્યાતો, પાસ કરેડો નેં નેમિ નાથો. ૨
પાંચ પ્રાસાદ કીધા એ સારા, અનેક કીધા જીરણ ઉદ્ધારા;
એ ા પુરૂષ તે આપ સંભાળે, બિંબ–પ્રતિષ્ઠા કરીરે ચ્યુ આલે. ૩
જેઠ માસ સુદિ બારસિ જ્યારે, બિંબ થપાવી આતમ તારે;
વિજયસેન–સૂરીશ્વર હાથેં, ચિતામણિ થાપ્યા નિજ જાતેં. ૪
આબૂ ગોડી રાણકપુરિ જાય, તિલક શિરેં કરી સંઘવી થાય;
કલિકાળે હુઆ પુરૂષ સુજાણો, શાહ અકબર મૂકે જસ દાણો. ૫
પ્રેમ ધરે પ્રુતપ્રતિકાળનારે સ્વામી, સકલ ફિરંગી રહે શિર નામી;
કરી અમારિ ને માછીરે વાર્યા, કોડિ અનંતી મચ્છરે ઉગાર્યા. ૬
અજા મહિષ મહીષીરે ગાય, પંખી ગુણ રાજીઆનારે ગાય;
અહિં ઉપના તે હરખ અપારો, કસી રાજીઓ આપણીરે સારો. ૭
અન્ય અમ દેશમાં ઉપજી મરાતા, કોણ હોત અભયદાનનોરે દાતા;
વળી ઉપગારી વચન જેણિં ભાખ્યાં, ગામ નગર ભાજંતાંરે રાખ્યાં. ૮
અકબરે અન્યાય દંડ વાર્યા, જેણેં અનેક બંધ મુકાવ્યા;
તિમ રાજીઆની દ્રષ્ટિ પડયા જે ચોરો, તેહને ગળે આવ્યા નવિ દોરો.

( ઢાળ-તુંગ આ ગિરિ શિખર. એ દેશી. )

અનેક ગુણ રાજીઆ કેરા, કહેતાં ન પામું પારરે;
ખોજગી એક ચેઉલ કેરો, બંધ પડયો તેણી વારરે.અનેક૦ ૧
લોક ઘણા પણ બંધે પડીઆ, મુંકે નહિજ ફિરંગીરે;
લેઈ ગયા તે ગોવા માંહિં, પડયાં દુર્બલ અંગરે. અનેક૦ ૨
બીજરેજલનિ પાસેં પોહોતો, રાજીઓ નરસીંહરે;
સકલ બંધ ખલાસ કીધા, કોન લોપે લીહરે. અનેક૦ ૩
લખ્ય એક લ્યાહારી દંડ કીધો, ખોજગીનો સોયરે;
મળે પાસે કાંઇ નહિં, જમાનકો નવિ હોયરે. અનેક૦ ૪
પારિખનું તેણે નામ લીધું, મુકાવેતો એહરે;
વિજરેજલ તવ વેગિં છોડે, તેડે ખોજગી સોયરે. અનેક૦ ૫
વખારેં લેઇ વેગેં આવ્યા, કરવા લાગો મરણરે;
સહુ કહે એહમાં કશું લેસ્યો, એતો નાંખે ચરણરે. અનેક. ૬
કહે ભગવંત તે ભલું કરસ્યે, ધરમેં વિઘન પળાયરે;
ખોજગી તબ થયો સાજો, ચેઉલ બંદરે જાયરે. અનેક૦ ૭
લાખ લ્યાહારી તેણેં દીધી, પારેખના ગુણ ગાયરે;
તેલા ધરનો દિવસ હુંતો, હણે ચોર તિણે ઠાયરે. અનેક૦ ૮
બાવીસ પુરૂષને પાયે બેડી, બાંધ્યા લાકડી પાયરે;
સમશેર કાઢી કરી ઉંચી, જામ મૂંકે ઘાયરે. અનેક૦ ૯
મિર્સા પુરૂષ અરદાસ કરતા, તું ખોજગી નર સારરે;
ચોર ન હણીએ આજ મોટો, રાજીઆનો તહેવારરે.અનેક.૧૦
સુણી હરખ્યો નગર ખોજો, છોડયા ચોર સબ જારરે;
રાજીઆ મેરા મિત્ર મોટા, જીવકા દાતારરે. અનેક૦ ૧૧

( દુહા. )

મુનિવરમાં ગુરૂ હીરજી, અસુર અકબ્બર સાર;
વાણિગ વંશમાં રાજીઓ, દયા દાન નહિં પાર. ૧

( ઢાળ-મૃગાવતીના રાસની. )

પાર નહિ રાજીઆના પુણ્યનો, ધોધલે ન હણે જીવરે;
ગુજ્જર ખંડ આખે હોઇ પાતિગ, તેહથી બહુઅ સદીવોરે;
જીવોરે સુદીવોરે તું જિન શાસન ચંદોરે. આંચલી. ૧
વિણ કોલી એક વાહાણ વડેરૂં, લેઇ ગોવામાંહિં આવેરે;
મારંતા નર બહુઅ મુકાવ્યા, ધન પાછું જ અલાવેરે. જી. ૨
સંવત સોળ એકસઠો જ્યારે, દુરભિખ્ય કાળ હુઓ ત્યારેરે;
ચ્યારહજાર મણ કણુતવ આલ્યા, વણિગ વંશ ઉગારેરે. જી. ૩
રૂપક રોકડા બહુને આલ્યાં, ઘણું ગુપતિ તે દાનોરે;
ફરે પુરૂષ પારેખ વજીઆના, આપે અન્ન નિધાનોરે. જી. ૪
ફરતા પુરૂષ તે ભમતા આવ્યા, વસે શિકારપુર જાહિંરે;
એક ઘરમાં નવ જણ છે માંદા, મગ ઓરવા નહિ ત્યાંહિરે. જી. ૪
છાનું તેહને માંડયું આલવું, તેડયો પુરૂષને જામોરે;
સ્ત્રી કહે હું વિષ ખાઇશ વેગેં, લેસ્યો જો હવે દામોરે. જી. ૬
સમકિત શીળ સત ધીરજ ધોરી, દીસે છે જગ કોઇરે;
દિયે દાન નર ન લિયે દુખમાં, એ જગિ વિરલા હોઇરે. જી. ૭
( ઢાળ-ઈતને કેતાઈ ઈતના કયા કરણા-રાગ-આશાવરી. )
શ્રીજિનશાસન ચંદોરે એહો, ડભોલમાહિ વરસાવ્યો મેહો. ૧
અનેક ગામેં દેહરાં પોસાળો, શ્રી જિનશાસન ચંદોરે,
જિહાં ચંદરૂઆ બાંધ્યા વિશાળો. શ્રી જિનશાસન. ૨

લહિણુ રે લ્યાહારી રૂઅચી થાલી;
એણે દીપાવ્યો વંશ શ્રીમાલી. શ્રી જિન૦ ૩
દુરભિખ્ય કાળેં અન્ન ઉવારી;
શાહજસીઆની કીરતિ વધારી. શ્રી જિન૦ ૪
તેત્રીશ લાખ રૂપક પુણ્ય કાજેરે આવે;
અમારિતણું પુણ્ય લખ્યું ન જાવે. શ્રી જિન૦ ૫
સમરો સારિંગ જગડૂરે જેહો;
તુમ દીઠે દીઠા નર તેહો. શ્રી જિન૦ ૬
ઉત્તમના ઉત્તમ હુએ પ્રાહિં;
પારિખ નેમિ વડો ગછ માંહિં; શ્રી જિન૦ ૭
સંઘપતિ તિલક ધરાવ્યુંરે જેણેં;
ગિરિ શેત્રુંજો ફરસ્યોરે તેણેં. શ્રી જિન૦ ૮
રાજીઆ વજીઆનું રાખ્યુંરે નામો;
ચઢત ચઢત કરે ઉત્તમ કામો. શ્રી જિન૦ ૯
શ્રી જિન આગન્યાનોરે વહેનારો;
ઋષભ કહે એ પુરૂષ સુ ારો. શ્રી જિન૦ ૧૦

( દુહા. )

એ શ્રાવક ગુરૂ હીરના, દેખો ધનદ માન;
હીર રહ્યા સીરોહીમાં, વરસે ાવક દાન. ૧

( ઢાળ–ગિર દેવીને વીન રે. રાગ–ગોડી. )

હીરવિજયસૂરિ સુંદરરે, રહ્યા સિરોહી માંહેંરે;
કરી પ્રતિષ્ઠા ચોમુખતણીરે, ઋષ જિનેશ્વર ત્યાંહેં હી. ૧

આસપાલ સચ હીર ભલોરે, ખરચી ધનની કોડિરે;
બિંબ પ્રતિષ્ઠા કરાવતોરે, આપે હય વર છોડીરે. હીર૦ ૨
તેજા હરખા નર સુંદરરે, કરે પ્રતિષ્ઠા સારરે;
અજીતનાથ થપાવીઆરે, ખરચ્યાનો નહિ પારરે. હીર૦ ૩
આબુગઢે ગયા યાતરારે, વળિઆ દેવ જુહારીરે;
રાઉસુલતાન આવી નમેરે, કીધી બહુ મનુહારીરે. હીર૦ ૪
અકર અન્યાય મેં ટાળવો, કીજે દેશ અમારીરે;
હીર રહો તુમ સિરોહીમાંરે, ાસ ફળે નર નારીરે. હીર૦ ૫
પુંજો મહિતો પ ાન ભલેરે, કરે વીનંતી ત્યાંહિંરે;
વિનય કરી ગુરૂ તેડીઆરે, રાખ્યા સિરોહી માંહિં . હીર૦ ૬

( ચોપાઈ. )

સિરોહીમાં ગુરૂ રહીઆ જસેં, નિશ ભરી હણું લાધું તસેં;
કલભ ચાર ગજ નાંહના જેહ, સુંઢે પુસ્તક ભણતા તેહ. ૧
એહ સુપનનો કર્યો વિચાર, ચેલા સુંદર મળસ્યે ચ્યાર;
અનુક્રમે તે સુપનજ ફળે, શાહ શ્રીવંત દસ જણસ્યું મિલે. ૨
નર નારી પૂત્રી સુત્ત ચ્યાર, બહિન બન્હેવી ભાણેજ સાર,
દસે જણા લ્યે સંયમ ભાર, સફળ કરી માનવ અવતાર. ૩
ચ્યારે પુત્ર નરરત્ન સમાન, વિજયાનંદસૂરિ સુંદર વાન;
પુણ્યે તેહ પટોધર થયો, હીરતણે વચને તે રહ્યો. ૪
બીજો ધર્મવિજય પંન્યાસ, અમૃતવિજય પં જગમાં ખાસ;
મેરૂવિજય ગણિ ચોથો ભ્રાત, લાલબાઇ માતાના જાત. ૫
સહેજશ્રીઆ બેટી સાધવી, રંગશ્રીયા તે ભગિની હવી;
ાદ્દલ ઋષિ બન્હેવી જોઇ, ભગતિવિજય ગિની સુત હોઇ. ૬

વિજયાનંદસૂરિનીમાય, ત્રિણ્યે નામ તેહનાં કહેવાય;
લાલબાઈ શિણગારદે નામ, લાભસિરી ત્રીજું અભિરામ. ૭
ધારો ધર્મવિજય પંન્યાસ, મેઘો મેરૂવિજય તે ખા ;
વિજયાનંદ કુંઅરજી નામ, અજો મૃતવિજય અભિરામ. ૮
કુંઅરજીએ કાઢયું અતિ કર્મ, દીપાવ્યો જેણિં જિન ધર્મ;
જગ આખો બોલે ગુણગ્રામ, શાહ ીવંતનું રાખ્યું નામ. ૯
શાહ શ્રીવંત નર માંહિં સિંહ, સતાવન મણ ખરચ્યું ઘીય;
વીસ ગામ મળ્યાં ભગતિજ કીધ, હીર હાથે જિણે સંયમ લીધ.૧૦
હીર રહ્યા સિરોહી માંહિ, શા વર ંગ વિવહારી ત્યાંહિં;
નાહનો નવ યૌવન ધનવંત, વિહવા મેળ્યો લહી ગુણવંત. ૧૧
ઘરે કીધાં પોઢાં પકવાન, મૃગનયણી કરતી તિહાં ગાન;
ઘાલ્યા મંડપ તોરણ બારિ, જિમે સગાં બહુ નર ને નારી. ૧૨
ઇણિ અવસર વરસંગ કુમાર, ઉપાસરે પોહતો નર સાર;
વાંદે પડિકમે પુરૂષ અપાર, શિર ઓઢી ગણતો નવકાર. ૧૩
આવી વાંદવા કુમરી નારિ, વરસિંગ ન લહ્યો તેણે હારી;
વરાંસતાં વાંધો ઋષિ લહી, શ્રાવક એક હસ્યો ત્યાંહી સંહિ. ૧૪
તુહ્મનેં વાંદે તુહ્મારી નારી, સીદ પડોછો તુ સંસારિ;
તુહ્મનેં એહ જણાવી જાય, તુ ચેતજો વરસંગ સાહ. ૧૫
કહે વરસંગ તું કાંઈ હસેસ, એહ વાંદસ્યે તસ્યું કરેશ;
પોતે ઘર ાવ્યો ગુણ ખાણિ, મુજ પરણેવા જિનનીઆ . ૧૬
માત પિતા મ ીઓ પરિવાર, કસ્યેં ન પરણે તુંહ કુમાર;
ખિણમાં સ્યો આવ્યો વઇરાગ, અવસર લહીનેં કરજો ત્યાગ. ૧૭
કહે વરસંગ અવસર એ લહ્યો, કાઢયો બોલ પાળેવો થયો;
ીયેં પચાર્યો ન રહ્યો ધનો, લેતો ંયમ ઇ એક મનો. ૧૮

મુનિં પચાર્યો શ્રાવકે સહી, જવ એ કન્યા વાંદી ગઈ;
હવે ન માંડું ગૃહસ્થા ધર્મ, જો કંઈ લજ્યા હોઇ શર્મ. ૧૯
ફરી મ કહેસ્યો માત ને તાત, કે સંયમ કે આતમઘાત;
મૂકી બેઠો ચારે આહાર, આપી અનુમતિ તેણી વાર, ૨૦
જે પકવાન વિવાહને કર્યું, તિણે પેટ સાહમીનું ઠર્યું;
ખરચી ધનને સંયમ લીધ, હીરે તેહને દીક્ષા દીધ. ૨૧
તે હુઓ વરસિંગ રૂષિ પંન્યાસ, એકસો આઠ શિષ્ય મળીઆ તાસ;
એ સહુ હીરતણો પરિવાર, હીરના ભાગ્યતણો નહિં પાર. ૨૨
સિરોહીમાંહિ રહ્યા હીર જામ, મહિમા દેવ પરેં વાધ્યો તામ;
કારણ સોય સુણો નર ભલા, દીવાન માહી રાખ્યા સાવલા. ૨૩
શાંસુલતાન ન મુંકે જસેં, ઘણા દિવસ વોળી ગયા તસેં;
માંગે દંડ ગુના વિણ રાય, મુકે નર નહિં કીસ્યે ઉપાય. ૨૪
શ્રાવક સઘળા દોહિલ્યા થાય, ધન નવિ આપે કરિ ઉપાય:
સુપાસ તણી પૂજા આદરે, શ્રાવક સહુ આંબિલતપ કરે. ૨૫
છૂટે નહિ તોહે નર જસિં, કારણ એક હવું નર તસેં;
ઠંડિલ નવિ પડિલેહ્યાં કેણિ, હીરવિજયસૂરી ખીજ્યા તિણિ. ૨૬
વાંહણે આંબિલ કરજો સહુ, હવે મ ચૂકસ્યો મુનિવર કહુ;
હીરવચન શિર ઉપરિ ધરે, મુનિવર સહુએ આંબિલ કરે. ૨૭
માંડલિ પોહોતા જગગુરૂ હીર, લેઇ અન્નને માગ્યું નીર;
સકલ સાધ કરે વીનતી, તુહ્મ આંબિલ સ્યાનું ગછપતી. ૨૮
હીર કહે માહરૂં માતરૂં, અપડિલેહે પૂઠં ખરૂં;
તો મુજ આંબિલ ન આવે કેમ, હીરવિજયસૂરિ બોલ્યા એમ. ૨૯
હીરે આંબિલ કીધું જામ, એસી આંબિલ હૂઆં તામ;
તેણીજ રાતે છૂટા સાઉલા, છુટા નર તે શ્રાવક સાચલા. ૩૦

પુણ્યવંત જસ લહેઆણુ કરે, હીરવિજયસૂરિની પરે;
ગુરૂમહિમા વાધ્યો તિહાં સાર, હીરે કીધો પછી વિહાર. ૩૧
સિરોહીથી ગુરૂ સંચરે, પાટણ માંહિ ચોમાસું કરે;
પાછલિથી આવે ફરમાન, છ માસ જંતુ અભયદાન. ૩૨
શાંતિચંદ મુનિવર ત્યાં સાર, કથાકોશ કર્યો ગ્રંથ અપાર;
સંભલાવ્યો અકબરશા તણે,બુઝવ્યો વચન સુધારસ ઘણે. ૩૩
દયા ધર્મ વશ્યો મન માહિ, હુકમ હવો અકબરનો ત્યાંહિ
જનમ માસ પાલેવો સહી, આદિત્યનો દિન વાર્યો તહિં. ૩૪
સંક્રાતિ અને નવરોજ હજોય, યા દિન જીવ ન મારે કોય;
કારણ સોય કહું તે સુણો, આવ્યો દહાડો ઇદજ તણો. ૩૫
શાંતિચંદ ગયો શાહા કને, આંથી વિદાય કરો તુહ્મ મને;
કાલિં જીવ મરે લક્ષ કોડિ, અહિં રહેતાં અહ્મ લાગે ખોડિ.૩૬
કિતેબ તુહ્મારામાં તુમ જોય, જારે રોજા પૂરા હોય;
જબ રોટી નિં ભાજી ખાય, રોજા તોહ કબુલ લિખાય. ૩૭
દયાવંત નર અકબર સાહિ, અબુલફજલ તેડયો તેણિઠાય;
સકલ ઉંબરા મેલી કરી, વાંચે કિતેબ તિહાં દિલ ધરી. ૩૮
રોજે પૂરે હોયે જબી, જબ ભાજીસ્યું ખાઇએ તબી;
કબુલ રોજે તે સહી હોઇ, ખેર મહિર ધરે દિલ સોઇ. ૩૯
અસ્યા બોલ સુણી સુલતાન, ઉંબરા સહુ કીધા સાવધાન;
લાહોર માંહિ ફેર્યો ઢંઢેર, કોઇ ન મારે જીવ સબેર. ૪૦
કોડિ બંધ છૂટા બોકડા, મુંકાણા ગાડર કૂકડા;
મુગલ ઘરિ પેસે વાણીઆ, છોડાવ્યા અધ લખ્ખ પ્રાણીઆ. ૪૧
એહવાં પુણ્ય હોઇ જગ જેહ, હીર ગુરૂનો મહિમા તેહ;
મહોરમ દિન માસજ પાલવો, પોસોફીનો દહાડો ટાળવો. ૪૨

સર્વ થઈ હુઆ છમ્માસ, વરસિં અમારિ પાલિ તે ખાસ;
અસ્યું ફુરમાન કરાવીઉં તહીં, બીજું જીજીઆનું તે સહી.૪૩
નથુ મેવડો લેઇ કરી, શાંતિચંદ આવ્યો પરવરી;
સિદ્ધપુરી નગરી છે જ્યાંહિ, હીરને આવી મળીઆ ત્યાહિં.૪૪
હીર તણો મહિમા જગ એહ, અનેક અસુર બુઝવીઆ તેહ;
ખટ દરસણ પ્રસિદ્ધજ નામ, હીર તણા ગુણ બોલે ગામ. ૪૫
સંઘજી પ્રમુખ સાતજણ ત્યાંહિ, દીક્ષા દીધી પાટણ માંહી;
સોય કથા સુણજો નર નારિ, હીર વચન અમૃતસમ ધારિ. ૪૬

( ઢાલ-લંકામાં આવ્યા શ્રી રામરે. એ દેશી. )

હીરની સાકર સરિખી વાણીરે, સુધર્માસ્વામી તણી અંધાણીરે;
બહુ બુઝયા જંબુ ગુણ ખાણીરે, પુંઠિ આઠે નારી તાણીરે. ૧
જંબૂસ્વામિની વાણી વારૂરે, હુઓ પંચસેં ચોરનો તારૂરે;
માય બાપ નિં સસરો સાસુરે,તેણે છડયા ભોગ વિલાસૂરે. ૨
જગવચન ભલું માહાવીરરે, જાણે ખીર સમુદ્રનું નીરરે;
સુણી બુઝયો મેઘજી ધીરરે, જેણે મુંકી સાર સરીરરે. ૩
મીઠી હીરવિજયની વાણીરે, બુઝયો સંઘજી સાહ ભવ્ય પ્રાણીરે;
અતિ ભોગી વસ્ત્ર સુસારરે, રૂપે કામ તણો અવતારરે. ૪
નવ યૌવન વરસ બત્તીસરે, જેહની દીસે સબલ જગીસરે;
ઘરિ નારી સુંદર સારીરે, મૃગનયણી મોહનગારીરે. ૫
ચાલિ પુરૂષતણે અનુસારરે, રૂડી રસવતી નિપાઇરે;
પીસંતા કાંઇ નીચી થાયરે, ઉભી વિંઝણે ઢાલે વાયરે. ૬
મહિજે નરના ગુણ ગાયેરે, વિનયવંતી નહિય કષાયરે;
જિન ધર્મની રાગી સહાયરે, સત્ય શીલવતી દાતાયરે. ૭

કર શોભતા સ્ત્રી શિણગારરે, જાણું ઇંદ્રાણી અવતારરે;
પ્રસવે તે સુંદર બાલરે, જસ રાજકુમર ભુપાલરે. ૮
ઇસી નારી સંઘજી ઘેરરે, તે ભગતિ કરે બહુ પેરરે;
એહવો સંઘજી શ્રાવક જેહરે, વાણી હીરની સુણતો તેહરે.૯
હીરવચન કહિં ટંકસાલીરે, નર ન જોવે પાછો વાળીરે;
જડપી કરતા નર પાપરે, કરિ બહુ જનનિ સંતાપરે. ૧૦
ધન રમણીનો મોહ લાગોરે, ધર્મ ધ્યાનથી પાછો ભાગોરે;
આયુ થોડું નિ પાપ ઝાઝુરે,પરભવ કિમ લહીયે સુખ તાજુંરે.૧૧
ફરિં ચિહું ગતિ માંહિ જીવરે, કરિં પાતિગ સોય સદીવરે;
નરનો ભવ પામીયેં કયારેરે, પુન્ય પાખે નરભવ હારેરે. ૧૨
દોહિલો છે પુણ્યનો યોગરે, કયહાં પામવી દેહી નિરોગરે;
કિહાં પંચેંદ્રિના ભોગરે, સુખ સાતાના સંયોગરે. ૧૩
સુદ્ધ ગુરૂ જગિ મિલવો કયાંહિરે, સુણવાનો નવિ આવે આંહિરે;
સુણી આદરે નહિં નર કોઇરે, આ લોહુંબી નરભવ ખોઇરે.
સુલભ બોધી નહિં સંસારરે, તે ધરતા સુદ્ધ વિચારરે;
જાય આયુ એળે અવતારરે, કિહાં એક કરસ્યું આતમ સારરે.
ઉતમ મનિ એહવું આણેરે, સંસાર તે કડુઓ જાણેરે;
અઇસી દેસના હીરની થાયરે, બુઝયો સિંહ તે સંઘજી સાહિરે.
ઘરિ આવ્યો નહિ મનિ રીસરે, મહિ સુંદી કાઢી સહિસ બત્રીસરે;
સ્રીનિ કહિં તુમ આલીઓરે, મુજનિ તે અનુમતિ દીઓરે.૧૭
જૈન ધર્મ સુણી મન થાયરે, થાશું યોગી ન રહું યાંહારે;
એતો નાખો કૂઆમાંહિરે, દ્રવ્યતણુ મુજ કામજ નાહીરે. ૧૮
બોલી ઉત્તમ કુળની નારીરે, પુત્રી છે તુમ હજુ કુંઆરીરે;
તેહનો વિહવા મંડ્યો છે જોયરે. પરણાવી જાઓ સોયરે. ૧૯

વિનયવતી તુંહ સદ્દાયોરે, બોલ્યો સાહ તે સંઘજી સાહોરે;
ફેરી ઉત્તર કાં મુજ આલેરે, પછિ મન નવિ માહરૂં ચાલેરે.૨૦
બોલી અબલા તેણી ઠાયરે, જિમ તુમ્હનિં શાતા થાયરે;
તિમ કંત માહારાજ કરેહરે, ત્યારિં સંઘજી દીક્ષા લેહરે.૨૧
ખરચી ધન મહોછવ કીધોરે, મલ્યો સંઘ તે સહુઅ પ્રસિધ્ધોરે;
હોઇ વરઘોડે જેણીવારરે, મિલ્યા પુરૂષતણો નહિ પારરે. ૨૨
જન સહૂય અસંભે થાયરે, લીએ સંઘજી સાહ દીક્ષાયરે;
નર જોવા સહૂકો ધાયરે, વાજંતે વનમાં જાયરે. ૨૩
વાડી દોલતખાનની છે જ્યાંહિરે, દીક્ષા કારણે આવ્યા ત્યાંહિરે;
ખીર વૃક્ષ તળે પછિ આવેરે, સંઘજી સાહ તે સજ થાવેરે.૨૪
મુંકે કુંડલ ચીવર હારરે, નર નયણે ચાલી ધારરે;
મુંકે ખુંપ તિલક કભાયરે, નારી સહુએ ગલગલી થાયરે. ૨૫
મસ્તગની વેણિ વિડારેરે, વિજયસેન સૂરિ રોયા ત્યારેરે;
બીજા સાધ ભલા સધલાયરે, આંસુએ આંખ ભરાયરે. ૨૬
દેખી રોયે સોની તેજપાળરે, સોની ટોકર દુખ વિશાળરે;
પાસે ઉભી રોઇ નારીરે, રોઇ કુમરી નાહની બિચારીરે. ૨૭
ઉચું ન જોયે નર સુકુમાલરે, રખે મોહ જાગે દેખી બાળરે;
હીર હાથે લ્યે સંયમ ભારરે, પુંઠિ સાધતણો પરિવારરે. ૨૮
ઇંદ્ર સરીખો ભોગી દેખીરે, નીકલ્યા ઘર સાત ઉવેખીરે;*
છતા ભોગનો છંડણ હારરે, દુલહો દીસે નિરધારરે. ૨૯
દુલહો જગમાંહિ દાતારરે, ઘોડા સૂર સુભટ ઝુંઝારરે;
ખમાવંત તો લાખે એકરે, દીસે થોડા જાસ વિવેકરે. ૩૦

---

* ત્યજીને, છોડી દઇને.

સીલવંત તો સોધ્યા કોઇરે, પંડિત જગે દુલહા હોઈરે;
 ધનવંત તો સોધ્યા લહીએરે, +વગતા તો કોઇક કહીયેરે. ૩૧
થોડા શ્રોતા સોય સુજાણરે, થોડા દીસે ગુણના જાણરે;
 છતા ભોગને છંડે જેહરે, જગે વિરલા દીસે તેહરે. ૩૨
સંઘજી દીઠો નર સારરે, છતા ભોગનો મુંકણહારરે;
 દેખી નર બુઝયા સાતરે, મુંકાવ્યો શિરી હીરનો હાથરે. ૩૩
દીધું સંઘવિજય તસ નામરે, (રાખ્યું જગમાંહિ શુભ નામરે;)
 કરિ આત્મ કેરો કામરે, બોલે ઋષભ કવિ ગુણ ગ્રામરે. ૩૪

( દુહા. )

ઋષભ કહે ગુરૂ હીરજી, નામિં જયજયકાર;
 પિસ્તાલિ પાટણી રહ્યા, કીધો પછે વિહાર. ૧

(ઢાલ–મગધ દેસકો રાજા રાજેસ્વર એ દેશી. રાગ રંગ.)

પાટણથી પાંગર્યો હીરો, આવે ત્રંબાવતી ચાંહિ;
 સોની તેજપાલ પ્રતિષ્ઠા કરાવે, હરખે બહુ મન માંહિ હો.
 હીરજી આવે ત્રંબાવતી માંહિ. આંચલી૦ ૧
સંવત સોલ છેતાલા વરષે, પ્રગટયો તિહાં જેઠ માસો;
 અજુઆલી નોમિ જિન થાપ્યા, પોહોતી મનની આસોહો. હી ૨
અનંતનાથ જિનવરનિં થાપ્યા, ચૌદમો જેહ જિણંદો;
 અઉદ રત્ન તણો તે દાતા, નામિં અતિ આણંદો હો. હીરજી. ૩
પંચવીસ હજાર રૂપઈઆ ખરચ્યા, બિંબ પ્રતિષ્ઠા જાહારે;
 ચીવર ભૂષણ રૂપક આપે, સાહમી વછલ કર્યાં ચ્યાર હો. હી. ૪
સોમવિજયને પદવી થાય, રૂપે સુરપતિ હારે;
 કહિણી રહિણી જેહનીરે સાચી, વચન રસેં તે તારે હો. હી. ૫

---

+ વક્તા.

ઇંદ્ર ભુવન જસ્યું દેહરૂં કરાવ્યું, ચિત્ર લિખિત અભિરામ;
ત્રેવીસમો તીર્થંકર થાપ્યો, વિજય ચિંતામણિ* નામ હો. હી. ૬
ઋષભ તણી તેણે મૂરતિ ભરાવી, અત્યંત મોટી સોય;
ભુંઇરામાં જઇને જુહારો, સમકિત નિરમલ હોય હો. હી. ૭
અનેક બિંબ જેણે જિનનાં ભરાવ્યાં, રૂપક કનક મણિ કેરાં;
ઓશવંશ ઉજ્વલ જેણે કરીઓ, કરણી તાસ ભલેરા હો. હી. ૮
ગિરિ શેત્રુંજે ઉદ્ધાર કરાવ્યો, ખરચી એક લખ્ય લ્યાહારી;
દેખી સમકિત પુરૂષજ પામે, અનુમોદે નર નારી હો. હી. ૯
આબૂગઢનો સંઘવી થાય, લહિણી કરતા જાય;
આબૂગઢે અચલેશ્વર આવે, પૂજે ઋષભના પાય હો. હી. ૧૦
–સાતે ખેત્રે જેણે ધન વાવ્યું, રૂપક નાણે લહિણા;
હીરતણા શ્રાવક એ હોયે, જાણું મુગટ પરિંગરિ હિણાં હો. હી. ૧૧
સોની શ્રી તેજપાલ બરાબરિ, નહિં કો પૌષધ+ ધારી;
×વિગથાવાત ન અડકી થાંભે, હાથે પોથી સારી હો. હીરજી. ૧૨
હીરતણા શ્રાવક સોભાગી, એક એકપેં વારૂ;
હીર ચોમાસું રહી ત્રંબાવતી, સકલ જંતુનો તારૂ હો. હી. ૧૩
હુબીબલો ત્રંબાવતી માંહિ, ગાડૂઆ જેહવો જાડો;
મણ માઠેરૂં ખોજો ખાય, ઠંઢિલિ જાય બહુ પાડો હો. હીરજી ૧૪
હીરતણી તેણે અવજ્ઞા કીધી, ધનનું ખાનું દેઇ;
મિથ્યાતી મહીઓ માંહિં મલીઓ, હીર બાહિરે કાઢેય હો. ૧૫

---

* પાર્શ્વનાથ સ્વામી. – સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકા, જ્ઞાન જિનબિંબ, અને જિનમંદિર. + એકપ્રકારનું બાર અને ચોવીસ કલાકનું વ્રત. × દેશકથા, રાજકથા, સ્ત્રીકથા અને ભકતકથા એ ચાર વિકથા કહેવાય છે.

ચોરાસી ગછના મુનિ મલીઆ, વણ કાઢચે નીકલીઆ;
હીરતણે ચરણે તે નસીઆ, પુંઠિંથી નર પલીઆ હો.હીરજી૧૬
ધનવિજય ધીરજનો ધોરી, અકબર પાસે જાય;
શાંતિચંદ મુનિને તે મળીઓ, ભાખી સકલ કથાય હો.હી. ૧૭
અરજ કરી અકબરશાહનિં, સુંણતાં સબલો ખિજે;
કુદણકું પકજારો મારી, બાંધી અબ આણીજે હો. હીરજી ૧૮
હીરાણંદ ગુમાસ્તો તેહનો, કરતા તસલીમ ત્યાંહિ;
એહ ગુહના મુજ માફ કરી જે, મિં લખતાંજ ઉહાંહિ હો. ૧૯

( ઢાળ–મૃગાવતીની—મુકાવોરે મુજ ઘર નારિ—એ દેશી. )

બીજી અકબર આપ લખંતો, વે સહી માર્યે જાવે બે;
કરે બુરાઇ જગતગુરૂસેતી, સોય સજા સહી પાવે બે--
બુધા બે નહું સમજે બે, ખૂબ તજારખ દેઉં. આંચલી. ૧
કરી ફૂરમાન આપ્યું મુનિવરનિં, ધનવિજય લેઇ આવે બે;
શ્રાવક જન હરખ્યા નર સહૂચે, જાણ ખોજાને થાવે બે. બુ૦૨
આવ્યાં ફૂરમાન સોનેરી છાપાં, હબીબલો બાંચેઇરે;
હીર ન માન્યો કરી બૂરાઈ, મારત સોય મરેઇ બે. બુધા૦૩
ખલભલાટ ખોજાને લાગો, કુણુ કુમતિ મુજ હોઇરે;
હીર મુનિકું લાવો તેડી, સાહા જાઓ સબ કોઇરે. બુધા૦૪
ગજરથ ઘોડા કટક લેઇને, સુલતાન સામો જાયરે;
પાયે નમી મીનતિ બહુ કરતો, હીરતણા ગુણ ગાયરે.બુધા૦૫

( ઢાળ. )

જગત ગુરૂરે લેઈ સબ સાધ, ત્રંબાવતીમિં આઓ;
બહુ આડંબરે તેડી આવ્યો, માનવનો નહિ પારોરે;

હબીબલો તસલીમ કરતો, કરતો બીનતિ અપારોરે. જગત. ૧
મેં તો બુરાઇ કીની તુમસું, તુમહી ભલે જાણુ હોઈ;
માફ કરો તુમ સબહી હમકું, ગુના કીઆ જે કોઇરે. જ૦ ૨
હીર કહે હે ગામ તુહ્યારા, તેડા તબહી આયારે;
અધવચ્ચ અન્ન મુકી નિકલીઆ, જ્યારિં તુમહી બોલાયારે. જ૦ ૩
હબીબલો હરખ્યો મનમાંહિ, દીસે અવલ ફકીરોરે;
ગુણ દેખી અકબરશા માને, મોટો હીંદુ પીરોરે. જ૦ ૪
હબીબલો એક પ્રશ્ન પૂછંતો, કાપડા+કયું બ ધેઇરે ?
શુંક કિતેબ ઉપરિ જઈ લાગે, તેણિ બાંધ્યાહે એહીરે. જ૦ ૫
હબીબલો ત્યહાં ફરી ઇમ પૂછે, શુંક નાપાક હે પાઇરે ?
હીર કહે મુખમાં તવ પાકી, નીકલ્યા તાસ નાપાકીરે. જ૦ ૬

( ચોપાઈ. )

દંત કેશ નખ મૂરિખ નરા, ઘરિ બેઠાં એ શોભે ખરા;
દુધ વૈદને પંડિત કહ્યો, શુંકિ ઠામ મુકયે ગુણ ગયો. ૧
હબીબલો હરખ્યો તેણી વાર, માગો કછુ કરો ઉપગાર;
હીર કહે તુમ કીજે મહિર, છોડીયે બંધી દીજે ખૈરિ. ૨
હીર વચન તે માને સહી, અમારિ પડહ વજડાવ્યો તહિં,
ઘણા ચોર મુકયા મારતા, પાપ ફરૂં કયમ ગુરૂજી છતા. ૩
ઇસ ગુરૂનો મહિમા વિસ્તરે, શ્રાવક બહુ લખયસી વ્યય કરે;
એક કોડિ ટંકા ખરચાય, સોવન નાણાં પગે મુકાય. ૪
મોતી સાથીઆ ઠારોઠારિ, રૂપા નાણાં મુકે નારી;
ગુણ બ્રહસ્પતિ બોલી ન સકે, હીર કીરતિ કરતાં સુર થકે.* ૫

---

+ મુહપત્તિ, મુખવસ્ત્રિકા. * થાકે.

હીરાં ઠકરાણી શ્રાવિકા, પુંઠો વહિરાવે ઘર થકાં;
કરિ કથી પાના ડાબડા, હીર હાથે દેતાં ગુણ વડા. ૬
પહિરે માલ રંગાઇ સાર, ખરચી મહિ મુંદી સહ બાર;
અધ્યારૂ આવ્યો ખંભાતિ, આશરવાદ દીધો પરભાતિ. ૭
હીર કહે હું તો છું યતી, પાસે ન મલે વાલ ને રતી;
અધ્યારૂ કહે સાચું હું લહું, મુજ આવ્યાનું કારણ કહું. ૮
નોહોતો આવતો હું અહીં આપ, કહે બ્રાહ્મણ મુજ ડસીઓ સાપ;
કિમે ન ઉતરે પાછો તેહ, તવ ઉપચાર કરે મુજ ગેહ. ૯
ચૂસે ચર્મ ચઢયો જિહાં ¹અહી,હીર નામ જપે મુખ²સહી;
નાઠું વિષ તડકે જિમ ત્રેહ, નવપલ્લવ હુઈ મુજ દેહ. ૧૦
પછે ચિંતવ્યું તેણે ઠામિ, વિષ નાઠું ગુરૂ હીરને નામિ;
તો દારિદ્ર જાસ્યે નિરધાર, આવ્યો એહવો કરી વિચાર. ૧૧
બેઠો સંઘવી સાંગદેમાય, પૂછ્યું હીરને તેણી ઠાય;
ગોર તુહ્માશે હોયે એહ, બોલો હીર વચન મુખ તેહ. ૧૨
સંસાર ગુરૂ તે મારો એહ, ભલે કક્કો સિદ્ધહ ભણેહ;
હીર વચન બ્રહ્માથી વડો, આપે સાંગદે બાઈ વાંકડો. ૧૩
કરી આપ્યા રૂપક સેં બાર, દરીદ્ર મંત્ર નાઠો તેણી વાર;
વિક્રમ ભોજ કર્ણ મહાવીર, વિક્રમ હે સાચો ગુરૂ હીર. ૧૪
ધનદ સમાન થઈ ઘર જાય, સ્ત્રી આગલ ગુરૂના ગુણ ગાય;
અધ્યારૂ હુઓ અતિ સુખી, હીર નામ જપે મહા રૂખી. ૧૫
સહુકો પ્રણમે હીરના પાય, શ્રાવક મંદિર તેડી જાય;
રાખે ઘરે તિહાં કરી વખાણ, ધન ખરચે નર પુરૂષ સુજાણ.૧૬

---

¹ સાપ, સર્પ. ² મુખે.

સંઘવીને ઘર શ્રીગુરૂ રહ્યા, સબલા મહોછવ તિહાં કણિ થયા;
હબીબલો આવે ગુરૂ કન્હેં, કાંઈક કામ કહો તુમ્હે મનેં. ૧૭
હીર આવ્યા સાહા શ્રીમલ્લ ઘેરે, તિહાં ધન ખરચીયાં બહુપેર;
સાધ તણી પોહોચાડે આસ, જયવિજય કીધા પંન્યાસ. ૧૮
ધનવિજય એ પદવી હોય, ફરમાન તણો તે મહિમા જોય;
રામ ભાણ કીધા પંન્યાસ, કીર્તિ લબ્ધિ વિજય પંન્યાસ. ૧૯
સબલ લાભ ઇહાં કણિ થયા, લખ્યા સોય ન જાયે કહ્યા;
સડતાલે સંવચ્છરિ રહી, હીરવિજય પછે ચાલ્યા સહી. ૨૦
અહમદાવાદમાં આવે સહી, સાહમા લોક ગયા ગહિગહી;
હરખ્યા પુરૂપ નગરના બહુ, યથા યોગ્ય ધન ખરચે સહુ. ૨૧
આવ્યા *ગંધ્રપ ગાયે રાસ, હીરના ગુણ ગાતાં ઉલ્હાસ;
છએ રાગ છત્રીસ રાગિણી, કરી તાન સુણાવે ગુણી. ૨૨

( દુહા. )

ઋષભ કહે પટરાગ ધરી, જેણે નવિ જાણ્યાં નામ;
નવિ સુણીઆ નવિ ઓલખ્યા, સ્યું સાધ્યું તેણે કામ. ? ૧
તું શ્રીરાગ ન સમઝીઓ, નહિ પંચમ નહિ નટ્ટ;
મેઘ વસંત ભૈરવ નહિ, ભૂલો ગુણી આવટ્ટ. ૨
ગોડી માલવ કૈશકી, કાલહરો પૂર્વીઅ;
કેદારા મધુ માધવી, સ્ત્રી રાગજ ઘર સ્ત્રીય. ૩
રાગ હુસેણી કામરૂ, અધરસ ઋષભ સંભાર;
મારૂ ધનાશ્રી ધોરણી, પંચમ ષટ્ તે નારિ. ૪

---

* ગાંધર્વ,-ગાનારાઓ, ભોજક.

ટોડી સિંધુ તુંબિકા, ગંધારીજ મલ્હાર;
ઋષભ કહે ભૂપાલ ઘરિ, નટ્ટ રાગ ભરતાર. ૫
મેઘ નારિ આશાવરી, સામેરી કલ્યાણ;
દીપક ખંભાયતી વલી, જો વયરાડી જાણ. ૬
ગૂડ ગિરી પટમંજરી, રામગિરી હિંડોલ;
દેશાખી સારંગ કરે, વસંત સાથ કલ્લોલ. ૭
પરભાતી વેલાઉલી, કર્ણાટીય લલીત;
જયતસિરી ને ગૂર્જરી, ભૈરવ વસિયો ચિત. ૮
ગોડી રાગ ન આલવ્યો, પાત્ર ન દીધું દાન;
તાસ જનમ *એલે ગયો, સૂરજ કુંડ નહિ સ્નાન. ૯
ધાર નગરનો કેવડો, ગઢ જૂનાની જાય;
સારંગ રાગ ત્રંજો વળી, પામે પુણ્ય પસાય. ૧૦
વસંત વસ્યો જેહને હીએ, તેહને ન ગમે કામ;
જિમ સીતાને ફરી ફરી, મુખ રાઘવનું નામ. ૧૧
શ્રી રાગે નવિ રીજીઓ, ત્રાંતો ન ખીરસ્યું ખંડિ;
જિનવચને બૂજ્યો નહિ, દૈવે મુંકયો દંડિ. ૧૨
રાગ પ્રભાતી + ગૌઅપય, ઉં પરીઉં તા અન્ન;
એ ત્રિણ્યે નવિ પામીઓ, કસ્યું કર્યું લહી ધન્ન. ૧૩
સરોવરે×પાણીહુ ગઈ, સરસો આવ્યો બાલ;
હું ભલહી સુત પામીઓ, સુણીઓ રાગ ભૂપાલ. ૧૪
રાગ દેશાખ લહ્યો નહિં, ખાઈ ન જાણ્યાં પાન;
તાસ જનમ અહેલે ગયો, દીધું ન જીવિત દાન. ૧૫

---

* વૃથા, ફોકટ. + ગાયનું દૂધ. × પાણીડે, પાણી માટે.

રાગ દેશાખ ઘીઘર તણો, કવિ સુખ (ભૂખા) વાણી કરણ;
ઋષભ કહે જન જાણજો, પુણ્યે લહીયે ત્રણ્ય. ૧૬
ભઈરવ રાગ લહે નહિં, નહિં નર ગાંઠિં દામ;
વિદ્યા વિબુધ પામ્યું નહિ, શ્યું જીવ્યાનું કામ. ૧૭
રામગિરી રળીઆમણી, સુણતાં રીઝે બાલ;
સરોવર માંહિ હંસલા, હરણ ચરંતા માલ. ૧૮
વિરાડી દીધ વિયોગીઆં, ધન દીધું કૃપણેણ;
મૂરખ દીધી ગોરડી, લોચન દીધ હરણેણ. ૧૯
વિરાડી જેહનિ મુખ વસે, તેહનિ કિમ ભાવે અન્ન;
માનસરોવર હંસલો, ફરી ફરી ચરે રતન્ન. ૨૦
રાગે મીઠી આસાવરી, કરસણે મીઠી જવારી;
ભોજન મીઠો સાલિ દાલિ, પ્રીસે ઘરની નારી. ૨૧
સામેરી સૂકાં પલ્લવે, ગયો તે વાલે નેહ;
નિઠુરનાં મન ઠારવે, જિમ આસાઢો મેહ. ૨૨
મેઘ મલ્હાર મનિ વસ્યો, ન ગમે તસ અન્ય રાગ;
જિમ શંકર સુર ફરી ફરી, ગલે ધરંતો નાગ. ૨૩
અનેક રાગ એહવા કરી, હીર તણા ગુણ ગાય;
તાં તિનુ રાગ હોવે અસ્યો, જેણિ ડોલે પ્રહ્લાય. ૨૪
ગાથા ગાહિ નવિ રીઝીઓ, ઋષભ કહે રાગેણ,
રંભા રૂપ ન ભેદીઓ, યોગી કેહુ દરીદ્રેણ. ૨૫
દારિદ્રી ઘર લખમી, માની ઘર વિદ્યાય;
યોગી ઘર સ્ત્રી પદમિની, ઝૂરે પડયાં કુહાય. ૨૬
દારિદ્રી નર કિરપણાં, નવિ ખરચે નવિ ખાય;
દૂધ ન પીધો ન પાઈઓ, રાન ચરંતી ગાય. ૨૭

કાયર *ખાંડું કૃપણ ધન, કડુઆ લિંબ ફલાય;
નારી વંધ્યા વન કુઆ, પંચે ઝૂરી મુઆય. ૨૮
હીર તણા ગુણ ગાવતાં, કિરપી+કોય ન થાય;
સાહા ભડુઓ સહી ઊઠીઓ, સાહ્યો ન રહે દાતાય. ૨૯
કહિઢિ×કંદોરો કાઢીઓ, યાચકનિ કહિ લેય;
રૂપક ચ્યાલીસ સેં લાગતહ, હીર નામ પરિ દેહ. ૩૦

## ( ચોપાઇ. )

હવું નામ ભડુઆનું જસિ, ગાંજી સીંહ ઊઠયા નર તસિ;
વસ્ત્ર પામરી પાઘડી સાર, કીધો વસ્ત્ર તણો અંબાર÷ ૧
લખી ટીપ માંડી નર સાર, મલીઆ તિહાં રૂપક સેં બાર;
ધનદ સમા કીધા નર ત્યાંહિ, નારી ન ઓલખે નિજ ઘરમાંહિ. ૨
સમ કરતા યાચક ત્રણીવાર, બોલી હું તાહરો ભરતાર !
હીરજી નામિ પામ્યા દાન, તેણે બળીઆ અહ્મ દેહના વાન. ૩
હરખી નારી દે આસીસ, હીર જીવજો કોડ વરીસ;
ખરવસ્ત્ર પહેરતો મુજ ભરતાર, તેણે કીધા સોલે શણગાર. ૪
હીર તણા ગુણ સહુએ ગાય, અહ્મદાવાદમાં ઉચ્છવ થાય;
અનુકરમિ નર આજમખાન, આપે હીર તણે બહુ માન. ૫
સંવત સોલ અડતાલો યદા, ાજમખાન જાયે સોરઠ તદા;
ધનવિજય મળિયો તવ જઈ, કરે હીર દુઆ તુહ્મ સહી. ૬
આજમખાન નર બોલ્યો તામ, કછુ કહ્યા હૈ હમકું કામ;
ધનવિજય બોલ્યો તેણીવારી, માગ્યો સેત્રુંજ નિ ગિરનારિ. ૭

---

* ખડ્ગ, તરવાર. + કૃપણ. × કેડેથી. ÷ ઢગલો.

આજમખાન ખુશી થયો તહિં, ફત્તે અમારી દીઠી અહિં;
આજમખાન બોલ્યો નર તામ, આવી કરીશ તુમ્હારૂં કામ. ૮
અસ્યું કહી સોરઠમાં જાય, સતો જામ તવ સાહમો થાય;
અઢાર હજાર કાબા તિહાં મીલે, વઢતા તે વાછા નવિ ટલે. ૯
હાલા ઝાલા કાઠી મલ્યા, વઢતા તે પાછા નવિ ટલ્યા;
આજમખાન મન ધીરજ ધરે, હાથીની ફોજ આગલિ કરે.૧૦
ઉપર નાલો છૂટે જામ, ÷ફટકે ઘોડી રાયની તામ;
ઘોડા અલગા કુંકી કરી, રામ રામ +મુખથી ઉચ્ચરી. ૧૧
પાળા થઈ ધસ્યા નર જાણ, કટિક માંહિ પડયાં ગાણ;
આજમખાનના મુગલા વઢે, જસો વજીર તે રણમાં પડે. ૧૨
દળ વાદળ દીઠુંજ અપાર, સતો જામ ભાગો તેણીવાર;
ડાઢીઆલું ઘણ ઓસર્યું જામ, આજમખાન દલ જીત્યું તામ.૧૩
નવું નગર તે છંડયું સહી, વળ્યો બંધ ઘણું તે ગ્રહી;
સોરઠ દેસ જીત્યો નવિ જાત, જુનોગઢ પોઢો આવ્યો હાથ.૧૪
જીતી દેસ ને પાછો ફરે, અમદાવાદ આવી ઉતરે;
હીરવિજયસૂરી જાણ્યા ત્યાંહિ, વેગે તેડયા મોહોલસું માંહિ.૧૫
સંધ્યાકાલ થયો તિહાં જોય, તોહી ખાનનો મોહોલ ન હોય;
શ્રાવક સાધ વિગર સહુ થાય, મહાદુર દાંત નર એકહિ થાય.૧૬
કસ્યું પૂછસ્યે કિમ જય થાય, કરતા પુરૂષ અસી ચંત્યાય;
એણે અવસરિ નર આજમખાન, આવ્યો વેગે પુરૂષ નિધાન.૧૭
બુલાઓ હીરકું બેએઠેં કહીં, તીન યતીસ્યું આઓ અહીં;
હીર સોમ ત્રીજો ધનવિજે, ભાણુવિજય ચોથો તે ભજે. ૧૮

---

÷ ભડકે. + મુખેથી.

છાનો સોય રહીઓ નર બીહ, ત્રિણ્ય પુરૂષ ચાલ્યા જિમ સિંહ;
(મનબલ સાથે તે મલપતા, ચાલે દિવ્ય જ્ઞાને તે દીપતા.) ૧૯

( ઢાલ-વંછિત પૂરણ મનો રૂ, એ દેશી. )

સીંહ તણી પરિ સંચરે, મોહોલ માંહિં જાવું કરે;
બહુ દિલ ધરે આજમખાન ઉઠી મળે એ. ૧
ચંગે હો ગુરૂ તુહ્મ સહી, તુહ્મ નામે હમ જય થઈ;
ગહગહી મિલનેકું દિલ હમ હુઆ એ. ૨
મિલે અકબરકું તુહ્મ યતી, ખુસી કીઆ દિલ્લીપતી;
તિણેં અતિ મિલણેકા ચાહ હમ હુઆએ. ૩
કહે ખાન પૂછું એતા, તુહ્મ રાહનિં* યુગ થયા કેતા;
વળી જેતા થયા હુએ તે ભાખીયે એ. ૪
દોય હજાર વરસજ ગયાં, અમ રાહનિં પેયદા થયાં;
કરૂં કહ્યા વીર પેગંબર જે કર્યા એ. ૫
ખાન આજમ બોલ્યા તહિં, રાહ પુરાણા તુહ્મ નહિં;
અબ અહિ થોડે બરસ હુએ તુમ સહીએ. ૬

( ચોપાઇ. )

હીર કહે સુણિયે કહું સોય, ત્રેવીસ પયગંબર પહેલી હોય;
ચોવીસમો હુઓ મહાવીર, હમ કહાયે તિનકે ફકીર.÷ ૧
તેણેં રાહ કહ્યો છે જેહ, હવડાં અહ્મો કરૂં છું તેહ;
સુણી ખાન બોલ્યો નરવેદ, પહેલા છેલ્લામાં કાંઇ છે ભેદ? ૨
હીર કહે સુણિયે નર તેહ, ઋષભ પેગંબર પહેલો જેહ;

---

* પંથ, ધર્મને. ÷ અત્યંતરે "એમ કહેતો જગત્ગુરૂ હીર."

ધનુષ પાંચસેં તેહની દેહ, જૂની ઘટતી ગઇ છેહ. ૩
લંછન વસ્ત્ર વર્ણમાં ફેર, રાહ એક જૂદા નહિં સેર;
ઉજવલ અંબર ઋષભે કહ્યા, માન પ્રમાણે તે પણ લહ્યા. ૪
વ્રત પાંચ કહ્યાં છે તહિં, હિંસા[1] જૂઠ[2] ચોરી[3] તે નહિં;
જોરૂ[4] માલથી[5] અલગા રહે, સકલ પેગંબર એસ તે કહે. ૫
પહિલા છેહલાનો જે રાહ, કેટલો એક એકજ કહેવાય;
બાવીસ પેગંબર વિચમાં હુઆ, કેતા બોલ તેણે ભાખ્યા જૂઆ. ૬
પંચ વરણ ચીવર તે ધરે, માન પ્રમાણ તિહાં નવિ કરે;
વ્રત ચ્યાર જુ પ્રગટ્યા યતી, તેહને દોષ ન લાગે રતી. ૭
વક જડા છે વીરના યતી, પૂરૂં પાલી અહ્યો ન સકું અતી;
કાંઇક પાલુંછું સુણ મીર, પહેલાના તે અવલ ફકીર. ૮
પહિલો પેગંબર ઋષભ જે કહ્યો, કાલ અસંખ્યા તેહને થયો;
વીરને વરસ હજાર બે થાય, અભો કરૂંછું તેહનો રાહ. ૯
આજમખાન તવ બોલ્યો ફરી, ભલી વાત ગુરૂ એ તુમ કરી;
ઔર બાત પૂછું તુમ જોય, યતી હુએ કેતે દિન હોય. ૧૦
બોલ્યો તામ જગત ગુરૂ હીર, બાવન વરસ થયાં હુઆ ફકીર;
આજમખાન ફરી બોલ્યો ત્યાંહિં, કછુ તુમ પાયા દુનીઆં માંહિ. ૧૧
હીર કહે સુણ આજમખાન, મૂએ બિગર નહિં બિહિસ્તના સ્થાન;
ખુદા ન આવે કહીયે આંહી, કયા પાઇએ તો દુનિઆ માંહી. ૧૨
મુલક માલ ઘર જોરૂ જેહ, હમતો છોડયા સબહી તેહ;
કરામાત જેથી કછુ હાથ, વો તો ગઇ બહુ એકે સાથ. ૧૩
કાલિકાચારજ હુઓ પ્રસિદ્ધ, ઈંટ તણું તેણે સોવન કીધ;
સનતકુમારને થુંકે કરી, સકલ રોગ જાતો તે ફરી. ૧૪
અનેક વિદ્યા જે એહવી હતી, ઇ ગયા તે મોટા યતી;

આપી નાહુ અમ એતાવતી, યતિં પણું નહિ રાખે રતી. ૧૫
આગેના જે અવલ ફકીર, તે વિદ્યા જીરવતા ધીર;
કરામાત દેખાયેં તામ, જ્યારે પડેતું (પડતું) ધર્મનું કામ. ૧૬
વિદ્યા દેખાડે ગૃહસ્તનિં જોય, તો તે અવલ ફકીરજ હોય;
મંત્ર યંત્ર તંત્ર જો કહે, સો ફકીરી દોજખ સહી લહે. ૧૭
ટોણાં તંત નહિ ઉંજણી, કરૂં બંધગી સાહિબ તણી;
અવલ જમાના હોયે યદા, મેંભી ખુદા પાઉંગા તદા. ૧૮
સુણી વાત બોલ્યો તવ મીર, મત દુહવણ માનો ગુરૂ હીર;
હિંદૂ ખુદાકું નહિ પાવતા, મુસલમાન ઉહા જાવતા. ૧૯
આગે વાત કહે તે ઉંબડે, મુસલમાનતે હિંદૂ લડે;
હિંદૂ કહે અમ ઢુકડો ખુદા, તુરક કહે નજીક હમ સદા. ૨૦
વઢી વિચાર કરે નર તેહ, ખુદાને ઘરે જઈ આવે જેહ;
આપણ તેહ નજીક જાણવો, યાર ખુદાનો તે સહી હવો. ૨૧
અસ્યા વિચાર કરી નર દોય, હિંદૂ એક ઉહાં હાજરી હોય;
પઢયો ગણયો વિદ્યાનો ધણી, મોકલ્યો તેહ ખુદા ઘરભણી. ૨૨
હિંદૂએ કાયા મુંકી આંહિં, ચાલ્યો જીવ ખુદા ઘર જ્યાંહિં;
આગલ જંગલ જઇ નવિ સકે, વળ્યો તેહ નર અધવચ થકે. ૨૩
આવ્યો ફરી પૂછે સહુ કોય, દેખ્યા ખુદા ભલ સૂરત હોય;
માગ્યા નિસાન ન દેવે યદા, હુઆ ફજેત ઉહાં હીંદૂ તદા. ૨૪
મુસલમાન અવલ જે કહ્યા, છોડી કાયા જીવ લે ગયા;
આગેં દેખે અનારકે છોડ, દેખે દ્રાખ બદામ અખોડ. ૨૫
આસોપાલવ ચંપક અંબ, દેખે જંબૂ કેરે લુંબ;
ઘર સોનેકે મીઠાં નીર, ઝીણે કપડે સાલૂ ચીર. ૨૬

લવિંગ એલચીકેરે ઝાડ, સોને રૂપેકે દેખે તાડ;
આગે જાતે દેખ્યા સાર, સોના મોતીકા નહિં પાર. ૨૭
તખત ઉપરેં બેઠા ધણી, ફોજ ફિરસ્તેકી ઉહાં ઘણી;
લાગ્યા જાય ખુદા કે પાય, બોહોત નિવાજત ઉહાંહી થાય. ૨૮
ફરી તસલીમને પીછા ફિરે, મીરચિકી લુંબ બગલમેં ધરે;
આયા ઈહાં વે બિહિસ્તમાં જાય, લુંબ દેખલાઇ શબહી ઠાય. ૨૯
મુસલમાનકી અઇસી બાત, હીંદુ ખુદાકું કદિ ન પાત;
એસી બાત કિતેબમાં કહી, તુમારે ભાઇ જૂઠે કે સહી. ૩૦

( દુહા. )

સુણી વાત નીચું જોઈ, કાંઇ કહેસી એ હીર;
ાજમખાન કહે કયું હસે, કહો તુમ બડે ફકીર. ૧
તુમ સાહિબ મેં સેવડા, ફરી ન બોલું અબ્બ;
ખાન કહે મેરી સાહિબી, ધરી ચાદરમેં સબ્બ. ૨
હીર કહે તન બિન ખુદા, નહિ લોચન મુખ કાન;
અવરણી અરૂપીરે સદા, તેજપુંજહિ જ્ઞાન. ૩
તેણી તસલીમ કેહીપરિ કરી, દેહી તો હુતી આંહિ;
મરીચ લુંબ કિમ લ્યાવીઓ, બગલ ન હુતી ત્યાંહિ. ૪
ખાન હસ્યો ખોટું લહી, ન કર્યો ફરી જબાપ;
ઘણું વખાણ્યો હીરને, ખુશી થયો નબાબ. ૫
નાદાન નહિ હમ પાતશા, વે હે પાકા પ઼ર;
ગુ દેખી સચ્ચા કી ા, બોહોત નિવાજ્યા હીર. ૬
હમપેં તુહ કછુ માગીયે, હીર કહે કરિ મ્હેર;
ગરજ ‌ હારે કછુ નહિ, તુમ દેતે બહુ ખેર. ૭

ના કછુ માગો હીરજી, માગ્યો જગડુસાહ;
મુરીદ એ મ્હારો અછે, જો તુહ દિલમેં આય. ૮
તેડયો ખાને વાણીઓ, આપ્યો ગુરૂને હાથ;
લાખ રૂપઇઆ એ લેવા અતિ, ઓભી છોડે સાથ. ૯
દાણી ગણી મુકાવતો, દીયે સરપા બહુમાન;
હીર વચન જગમાં ભલું, રીજયો આજમખાન. ૧૦
કવિતા પંડિત જગ ઘણા, બુઝવે નારી બાલ;
પ્રાંહિં પંડિત તે નહિં, સમજાવે ભૂપાલ. ૧૧
ઘર સુરા રણ પંડિતા, ગામ ગમારાં ગોઠ;
રાજ સભામાંહિ બોલતાં, થર થર કંપે હોઠ. ૧૨
લાખેં એક લખેશ્વરી, સહસેં એક સુજાણ;
અબજે એક વકતા લહું, વેધું કરિ વખાણ. ૧૩
મોંઢે માગ્યું જે દીયે, નાપે રાખ્યો શરણ્ય;
પૂછયા ઉત્તર જે દીયે, એ જગ વિરલા ત્રણ્ય. ૧૪
ઉત્તર નરતો આપતો, કરતો હીર સબાબ;
જગડુસાહ મુંકાવીઓ, બુઝવ્યો ઘણું નબાબ. ૧૫
ખાને વાલ્યા હીરને, વાજીત્રતણો નિર્ઘોષ;
શ્રાવક જન સહુ હરખીયા, હરખ્યા પુરજન લોક. ૧૬
ધર્મ કાજ સબળાં થયાં, ખરચતણો નહિં પાર;
ભવિક લોકને ઉદ્ધર્યા, હીરે કર્યો વિહાર. ૧૭

( ઢાલ—ઇસ નગરીકા વણઝારા. એ દેશી.

હીર રાધનપુર માંહિં આવે, તિહાં ઉત્સવ સબળો થાવે;
આવ્યું સેત્રુંજનું ફરમાન, થયું ભાણચંદ્રને માન. ૧

સિદ્ધપુર નગરનો વાસી, શાહ રામો પુણ્ય અભ્યાસી;
રમાદે માતાનું નામ, સુપને ગજવર લહે અભિરામ. ૨
પૂરે માસે સુત જે જાયો, નામ ભાણુજી તિહાંકણિ થાયો;
ભાણુનિ પેરિં દીપતો જાય, ચઢતે પખ્ખે ચંદ કળાય. ૩
સાત વરસનો સુત જવ થાય, નેસાલિં ભણવા જાય;
દસ વરસનો સુત જવ હોય, ભણી પંડિત થાયે સોય. ૪
પહિલો વડ બંધવ અભિરામ, સાહરંગો તેહનું નામ;
બેહુ બંધવ સુંદર ખાસ, મળ્યા સૂરચંદ પંન્યાસ. ૫
દેસના તિણિં સુંદર દીધી, બિહું ભાઈએ દીક્ષા લીધી;
સકલ ગ્રંથ ભણ્યા નર જ્યારેં, થઇ પંન્યાસ પદવી ત્યારેં. ૬
બહુ ચેલાનો પરિવાર, થયો દિન દિન બહુ વિસ્તાર;
લહ્યા હીર ગુણવંત જામ, મોકલ્યા પાદશાકે તામ. ૭
મલ્યા અકબર શાહનિં જ્યારેં, ખુસી પાતશા હુઓ ત્યારેં;
શેખને પિણ સેવક કીધો, હુઓ ભાણુચંદ પ્રસિદ્ધો. ૮
જાંગીરસા ને દાનીઆર, ભણે જૈન શાસ્ત્ર તિહાં સાર;
કહે અકબર ગાજી મીર, ભાણુચંદ તે અવલ ફકીર. ૯
એક દિવસ અકબર સાહિ, શિર દુખે વેદના થાય.
કીધા વૈદ્યે ઘણાહી ઉપાય, તન સમાધિ કિમે ન થાય. ૧૦
વેગે તેડયો તિહાં ભાણુચંદ, દેખી અકબર હુઓ આણંદ;
લેઇ મસ્તકે મુકયો હાથ, વેદના તવ ઓછી થાત. ૧૧
જપે પાસકુમરનો જાપ, નાઠી વેદન પુણ્યિં જયમ પાપ;
ખુસી હુઓ અકબરસાહિ, જૈન દર્શન મુનિ સાચાય. ૧૨
દીયે મોહોલ જરૂખે આવે, ઉબરા પંચસેં ગાયો લાવે;
પૂછે અકબર કહે કયું આણી, બોલ્યા ઉંબરા પાપી પ્રાણ. ૧૩

શિર ચંગા હુઆજ તુહ્મારા, દિલ ખુશાલ હુઆજ હમારા;
કરે મહેમાની મારી ગાય, તવ ખીજ્યો અકબર સાહ. ૧૪
તેહ્યા ભાણુચંદ ઋષિરાય, બગસીસ કરી સહૂએ ગાય;
કછૂ માગો તુહ્મ ગુરૂ ઔર, દેઉં વસ્તુ અનેરી ઓહોર. ૧૫
જજીઓને ઘુંમો જગાતિ, ન કરે કોહોની તાતિ;
ભેંસ ભેંસા બલદ ને ગાય, કીજે એહની તુમ રક્ષાય. ૧૬
દિલ્લીપતિ તે દેતો દાન, કીધાં ઇત્યાદિક ફુરમાન;
ગુજ્જર ખંડમાંહિ તે આવે, હીરના સહુ ગુણ ગાવે. ૧૭
સત્યવાદી ભટ એકજ વાર, કરતો ગુમાન અપાર;
ભાણુચંદ સ્યું વાદ કરાવે, તેણી થાનકે જય પિણ થાવે. ૧૮
પાતશાહ કાશમીરેં જાય, ભાણુચંદ પુંઠે પિણ થાય;
પૂછે પાતશા ઋષિને જોય, ખુદા નજીક કોને વળી હોય. ૧૯
ભાણુચંદ બોલ્યા તતખેવ, નજીક તરણી જાગતો દેવ;
તે સમજ્યો કરે બહુ સાર, તસ નામેં ઋદ્ધિ અપાર. ૨૦
હુઓ હકમ તે તેણીવાર, સંભલાવે નામ હજાર;
આદિત્યને કરતાય નેક, આદી દેવમાં ઘણોજ વિવેક. ૨૧
અરીમર્દનને સહસ કરણ, અંબર ભૂષણ ને શુભ વરણ;
એક ચક્રને સપ્ત તુરંગ, રવીરાજ ને અચલ અનંગ. ૨૨
હંસલાસકર ધ્યાનશરતાત, દિવાકરની મોટી વાત;
સુર દિન મણી દીપત ભાણ, વરૂણ દેવનું કરત વખાણ. ૨૩
વિશ્વેસર જગદાધાર, કમલાકર દેવ અપાર;
સવિતા તરણી શુભ નામ, મહિમાવંતથી થાયે કામ. ૨૪
જગજીવન ને જનાનંદ, સુલોચન નામેં આનંદ;
ઇત્યાદિક નામ હજાર, સંભલાવે તે મુનિવર સાર. ૨૫

હેમ જડિત બાજોઠ એક કીધો, ભાણુચંદને બેસવા દીધો;
શાહઅકબરજગે વિખ્યાત, સ સ નામ સુણે જોડી હાથ.૨૬
આદિત્યવારનો દાડો જયારે, સહુ નામ સુણતો ત્યારે;
અનુકરમેં કાશમિર આવે, પાતશાહનું રહિવું થાવે. ૨૭
લુંકા જૈન તિહાંજ તલાવ, ચ્યાલીસ કોશ ભર્યું જલ સાવ;
તિહાં ડેરા શાહ તણાવે, દિન આદિત્યવારનો આવે. ૨૮
ાણુચંદ પ્રગટ તિહાં થાવે, સહુ નામ આદિત્ય સં લાવે;
ટાઢ સબલી અંગેવાય, લહિર લાગી તિહાં દોહિલા થાય. ૨૯
અનેકૌપધ શ્રીજી કરતા, થઇ હુંશીયાર મુખે ઉચ્ચરતા;
તુમ સાથે જે નર આવ્યા, પામ્યા પરગણા કેતા ફાવ્યા. ૩૦
ગજ અશ્વ ને મુનસબ ગામ, પામ્યા કાંઇ દુનીઆં દામ;
અમ્યો તો પામી ટાઢય, લહિર લાગે અહ્મને હાડ્ય. ૩૧
બોલ્યો પાતશા ધરી આણંદ, તુહ્મ માગો જો દેઉં ભાણુચંદ;
માગી લીધો શેત્રુંજગિરિ સાર, ફુરમાન કર્યાં તેણી વાર. ૩૨
વલ્યો પાતશા ધન બહુ વાંટી, આવી પીર પંજાલની ઘાંટી;
હીમાલય વિષમો પંથ, પગિ ફાટી વ્યાઉ અત્યંત. ૩૩
ચાલી ન શકે ઋષિજી જયારે, પાતશાહાજી બોલ્યા ત્યારે;
ગજ અશ્વ પાલખીઓ લીજે, તેણે બેસવું ઋષિજી કીજે. ૩૪
મુનિ કહે એમ નહિ આચાર, રહ્યો પાતશા તિહાં તેણી વાર;
ત્રણ્ય દિવસ મુકામ કરેય, પછે પાતશા તિહાં ચાલેય. ૩૫
આવ્યા લાહોરમાંહિ જામ, બહુ મોચ્છવ થાયે તામ;
ભાણુચંદ ઉપાશરે આવે, નારી ધવલ મંગલ ગુણ ગાવે. ૩૬
કરી મામલા મોટા અપાર, કર્યો લાહોરે ઉપાશરો સાર;
બેઠા રૂપૈયા વીશહજાર, ભાણુચંદ રહ્યા તેણીવાર. ૩૭

પછી શેખજી ગુણુની પેટી, તેહને આવી મૂલમાં બેટી;
તેડયા પંડિત જોશી જેહો, બોલ્યા જલમાં મુકો એહો. ૩૮

નહિતર ઉતપાત કરેવી, એને મંદિર નવિ રાખેવી;
તેડયા ભાણુચંદ તેણીવાર; પૂછયો મૂલ તણોહ બિચાર. ૩૯

મુનિ કહે હત્યા નવિ લીજે, સનાત્ર અઠયોતરી કીજે;
પાતશા હરખ્યો તેણીવાર, કૂડ્ણુ બાંભણુ ખડે ગમાર. ૪૦

સ્રી બાળહત્યા જગ જેહ, બ્રહ્મ ગઉહત્યા નહિં તેહ;
શાસ્ત્ર ન કભી એસા કહાવે, હમકું બાલહત્યા કરાવે. ૪૧

જૂઠે બાંભણ ઋષિ ભલી વાત, કરો અઠોતરી સનાત;
હુકમ કરમચંદને દીધો, માનસિંગે અઠોત્તરી કીધો. ૪૨

થાનસિંગ માનુ કલ્યાણુ, કરી સનાત ઉપાસરે જાણ;
પાતશા શેખજી આવે, લાખ રૂપૈયા ખરચાવે. ૪૩

સનાત સુપાસનું કરતા, ાઘ શ્રાવિકા આંબિલ ધરતા;
જિનશાસનની ઉન્નતિ થાય, વિઘન પાતશાહકેરૂં જાય. ૪૪

હુઇ કુમરી મોટી જોય, ભાણુચંદનિં ભાખે (ભાગ્યે)સોય;
મુજકું મારેવા બાઇ, તુમે જીવતી મુજ છોડાઇ. ૪૫

ભાણુચંદની ઉન્નતિ હોઇ, માને ઉંબરાવ તે સહુ કોઈ;
રીજ્યો પાતશા સઅળો જ્યારે, પૂછયું શ્રાવક તેડી ત્યારે. ૪૬

ભા ચંદનિ પદ (કેહી) કેરી, કહિ શ્રાવક પંન્યાસ એહી;
તેડી ભાણુચંદ પૂછીજે, હીરકે પાટિં તુમહી કીજે. ૪૭

ભાણુચંદ કહે નહિ એહ, બોલ્યો પાતશા ધરી સનેહ;
પદ ઉવજઝાયજ દિલાઉં, ભાણુચંદ કહે મુખ્ય નાઉં. ૪૮

( ઢાળ—આલ્ય ચતુર ચંદ્રાનની )

આપ વિચારી પાતશા, લખ્યું હીરને એહરે;
અવલ ચેલો ભાણુચંદ છે, ઉવઝાય પદ દેહરે.
લખત લેખ દિલ્લી પાતશા. ૧

વાસ તવ હીરનો આવીઓ, ધર્યો મસ્તકે સારરે;
શેખ પચવીસ ઘોડા દીયે, રૂપક દસહી હજારરે. લખત૦ ૨

સંઘ ખરચ ઘણા કર્યા, વાધ્યો વીરનો ધર્મરે;
જસ વાધ્યો ભાણુચંદનો, મોટું હીરનું કર્મરે. લખત૦ ૩

બરહાન પુરે ગયો પાતશા, પુંઠે છે ભાણુચંદરે;
નગર તિહાં લુંટતું રાખીઉં, હુઓ લોક આણંદરે. લખત૦ ૪

માઈ દાંતનો મામલો પડયો, સોની શ્રી ભોજરાજરે;
ઘાલીઓ ભાખસી કુટુંબસ્યું, માગે દામ મહારાજરે. લખત૦ ૫

ભાણુચંદે તસ છોડવ્યો, ખરચી દામ ઘરિ જાયરે;
લોક મુકાવીઓ મારતો, કરી તામ પૂજાયરે. લખત૦ ૬

અનેક તિહાં ખરચ બીજાં થયાં, દીધી દસહી દીખ્યાયરે;
દેહરાં દસ તિહાં કરાવીઆં, એ સહૂ હીર પસાયરે. લખત૦ ૭

અનુકરમિ આવ્યા આગરે, મલ્યા જઇ ગિર સાહિરે;
ફેરી ફુરમાન કરાવીઆં, પૂજે તેહ પણિ પાયરે. લખત૦ ૮

અનુકરમિં માલપુરિં ગયા, વીજામતીસ્યું વાદરે;
જસ હુઓ તિહાં ભાણુચંદનિં, કીધો એક પ્રાસાદરે. લખત. ૯

કનકમિ કલસ ચઢાવીઓ, કરી બિંબ પ્રતિષ્ટીરે;
પછિ મારૂઆડિમાં આવીઆ, હવી સોવનવૃષ્ટિરે. લખત. ૧૦

જાલોરે ચોમાસું રહ્યા, હુઈ સબલી જગીસરે;
સુણી શ્રાવક દીક્ષા લેય, જણા તિહાં એકવીસરે. લખત૦ ૧૧
ચેલા અહિંસીતણી સંપદા, હુવા તેર પંન્યાસરે;
શ્રી ઉદયચંદ પ્રમુખ વળી, એક એકપિં ખાસરે. લખત૦ ૧૨
અવલ ચેલો એક અતિ ભલો, સિદ્ધચંદ તસ નામરે;
*સોહોત આપે બહુ પાતશા, કરિં ચિંતવ્યું કામરે. લખત.૧૩
બત્રીસ ચોર એકદા વલી, બરહાન પુરિ મરાયરે;
ગયો સીદ્ધચંદ ધાયે તહિં, સમસેર તસ સાહિરે. લખત. ૧૪
હુકુમ લેઇ સહુ છોડીઆ, આપ્યાં વસ્ત્રજ તામરે;
અનેક ઉંબરાવ મુકાવીઆ, કર્યાં ભલ ભલાં કામરે. લખત૦૧૫
જયદાસ અપો લાડ વાણીઆ, માર્યો અસત ગઇ અંદરે;
દોય હાથી તલે નાંખીઆ, મુંકાવે સિદ્ધચંદરે. લખત૦ ૧૬
જાઇ ઘરે સોચ માને ઘણું, ભણ્યા એકઠા દોયરે;
આણ ન લોપતા ઉંબરા, હજારી દસ હોયરે. લખત૦ ૧૭
વચન વાખિ મોહી મૃગલાં, નાહિં ડોલતો ઇસિરે;
રૂપ દેખી મોહ્યા પાતશા, નામે નરપતિ સીસરે. લખત૦ ૧૮

( ઢાલ—દેસી ઇલગાની એ દેસી. )

સિદ્ધચંદ મુનિમાં વડો, જિસ મૃગ કુલમાં સિંહ;
જેણે જાગીર નર દેખતા, રાખી સાસન લીહ. મુનીવરરે સુંદરરે. ૧
ભાણચંદ શિષ્ય સાર, દેવલ પોખધ રાખીઆ;
વાર્યાં પાડણ હાર, ભાણચંદ શિષ્ય સાર. મુનિ૦ ૨
સૂર સંગમ વચને વળી, પરીસહિ ન ચલ્યો વીર;
ન ચલ્યો જઇ ગિર ઓલડે, સિદ્ધચંદ મુનિધીર. મુનિ૦ ૩

---

* આદર, માન.

ગજ રથ ઘોડા પાલખી, આપું ઋદ્ધિ અનેક;
ડી ચોગ દુનીઆં લીઓ, લો હમ જેસા ભેખ.　મુનિ૦ ૪
કોઇ દેવ પરીખ્યા કરિ, ન ચલ્યો મેઘરથ રાય;
સિદ્ધચંદ મુનિ નવિ ચલ્યો, વિનતિ કરે પાતશાય. મુનિ૦ ૫
ભય દેખાડે પાતશા, બાંધો તુમ સિરિ પાગ;
સૂરત ખૂબ ન નાહજી, અબ કયસા એરામ.　મુનિ૦ ૬
સિદ્ધચંદ કહિ પાતશા, એક માગ્યા મુજ દેહ;
ગુરિં દીઆ મુજ ભેખડી, ઓ મત પીછા લેય.　મુનિ૦ ૭
સૂરગરી જેસા દેખતી, ખુસી હુઆ પાતશાહિ;
નમી પાય નીવાજીઓ, ઋષભદાસ ગુણ ગાય.　મુનિ૦ ૮

( દુહા. )

ભાણુચંદ જગમ્હાં વડો, ભાણ પરિંજત એહ;
જિન શાસન દીપાવીઉં, જિનની ભગતિ કરેહ.　૧

( ઢાલ—ચાહત્ય ચતુર ચંદ્રાનની એ દેશી )

જિન મંદિર પોસાલિમાં, ઉતારોજી હોય રે;
તેહ ટાલી કર્યા વેગલા, રાખ્યા પંડિત જોયરે. એહ ચેલા　૧
ગુરૂ હીરના.　ચલી૦
સ્વ સાસન ડેરા વળી, રાખ્યા પંડિત વલી તેહરે;
કર્યો ઉપગાર સહૂ જીવને, પુણ્યનો નહિ છેહરે.　એહ૦ ૨
કરણી ખએચ્યાર લખ્યાં ઇહાં, લખ્યાં સકલ ન જાયરે;
હીર અકબર અને શેખજી, રત્ન મૂલ ન થાયરે.　એહ૦ ૩
એહ અવદાત માંડી કહ્યો, ભાણુચંદનો જોયરે;
શેત્રુંજ ફુરમાન તે મોકલ્યું, રાધનપુરી વળી સોયરે. એહ૦ ૪

તામ તેહું વળી આવીઉં, વિજયસેનનિં સારરે;
શાહા અકબર તેડતો, કીધો તામ વિહારરે એહ૦ ૫

## ( ચોપાઇ. )

ચેલો હીરનો જેસિંઘ જેહ, પૂરવે રાજ કુમર છે તેહ;
પાંતરીસ [1]પરીઆ માંડી કહું, પહિલો દેવડ રાજા લહું. ૧
નથમલ ત્રીજો જગદેવ, વીરસેન ચોથો કહું હેવ;
ભીમસેન છઠો દેવચંદ, લખમણ નામિં અતિ આણંદ. ૨
નરપતિ નૃપ હુઓ આઠમો, કપૂરચંદ રા વિક્રમ સમો;
હરિસેન રાજાનિ નમો, વિજયરાજ તે અગ્યારમો. ૩
બીરબલને તેજકુમાર, એ તેરે જયત્રી નર સાર;
પછે ભોજ હુઓ માહારાય, સંવત અગ્યાર છપ્પને થાય. ૪
આબૂગઢનો રાજા હુઓ, કરમે કોઢ તસ અંગિ થયો;
વેદન ખમી ન જાય જસિં, કાશીખંડ ભણી ચાલ્યો તસિં. ૫
સાંતસૂરિ આચારજ જેહ, વાટિં જાતા દીઠા તેહ;
વાંદી [2]વ્યનો કરી પૂછેહ, રોગરહિત કિમ હુએ દેહ. ૬
કહુ ધર્મ આરાધુ અમ્હે, કાંઇક ઉપાય કરો નર તુમ્હે;
માંડે ધ્યાન ગુરૂ નિરમલ જામ, શાસનદેવી આવી તામ. ૭
વાંદી ગુરૂને પૂછે તહિં, કુણ કારણિ મુજ તેડી અહિં;
ગુરૂ કહે કરો ઉપાય સોય, રોગરહિત જયમ રાજા હોય. ૮
તૂઠી દેવી આપે પાન, એણિ તંબોલે વલસ્યે વાન;
આપ્યાં પાન તે કરી સંયોગ, તેણે તંબોલે નાઠો રોગ. ૯

---

૧ પરંપરા પેઢી. ૨ વિનય

થંભણ નવણિ વેદન ગઈ, નૃપની દેહ નવપલ્લવ થઈ;
હરણી વંદે ગુરૂના પાય, ભોજરાજ તવ શ્રાવક થાય. ૧૦
નવ લખ્ય સોવન હુઓ પાસ, ગુરૂ આગલિ મુક્યો ઉલ્હાસ;
ગુરૂ કહિ એ અમ નાવે કામિ, ખરચિજઈ ધન પુણ્યનિ ઠામિ. ૧૧
કીધો રૂષભ તણો પ્રાસાદ, શ્રી ગુરૂ પામ્યા બહુ જસ વાદ;
અરડકમલ્લ થાપ્યા ઓસવાલ, ભોજરાજ દયા પ્રતિપાલ. ૧૨
અંબડવાણિગ તેહનો પૂત્ર, જયશંધે રાખ્યું ઘરનું સૂત્ર;
તેહનો પૂત્ર હુઓ શવરાજ, અમરો કરિ જિન શાસન કાજ. ૧૩
નાસણઅર એકવીસમો મલ્લ, કાલો આસગ નર બે ભલ્લ;
ચોવીસમો કહીયે ધનદેવ, ધરમણસાહ કરે જિનની સેવ. ૧૪
છવીસમે પાટિં વરવીર, હેમ કરસી સાહસ ધીર;
સાહ રતનસી રોપો જાણિ, બોલે મુખથી અમૃત વાણી. ૧૫
નયસીહા ગુણો ગુણવંત, ખીંધો ઉગારે પરજન જંત;
ચોતરીસમે પાટિં સાહા કમો, આચારજ તેહ તણો સહુ સમો. ૧૬
તાસ પૂત્ર જેસિંઘ જે હોય, પાંતરીસમી પેઢી તે જોય;
તેણીં કીધું જગે ઉતમ કામ, રાખ્યું પાંત્રીસ પરિયાનું નામ. ૧૭
સાહા કમો કોડા દે નારી, જેસિંગ પૂત્ર હુઓ ધરણારી;
સંવત સોલ બ્યાસીતર સાર, ફાગણ શુદિ પુનિમ ગુરૂવાર. ૧૮
જન્મ હુઓ જેસિઘનો અસિં, આઠ વરસનો સુત હુઓ તસિં;
વિજયદાનકે દીખ્યા લીધ, સદ્ગુરૂ હીરતણિ કરિ દીધ. ૧૯
અનુકરમિં હુઓ પટનો ધણી, વિદ્યા કિરતિ વાધી ઘણી;
અકબરશાહ સંભારે નામ, આવ્યા સેવડા મોટા તામ. ૨૦
લાગા હીર તણે જઈ પાય, ફુરમાન આવ્યું તેણે ઠાય;
વાંચે હીરવિજયસૂરિરાય, લખી વિનતિ અકબરસાય. ૨૧

હમ રાગી તુમ હો નીરાગ, સકલ બસ્તકુ કીધા ત્યાગ;
તો હમકું સંભારો ક્યહિં, હમ રાગી બિસારૂં નહિં. ૨૨
કછૂ કામ લખીયે ગુરૂરાય, જ્યું દિલ ખુસી હમારા થાય;
હમકું કઉલ દીયા તુમ સહી, વિજયસેનકું ભેજે અહીં ૨૩
જો દિલમાંહિ આવે તુમ, તો ભેજજ્યો સુખ પાવે હમ;
વાંચી લેખ નવિ હુઓ રંગ, કેહીપરિં જાસ્યે નર
જેસિંગ. ૨૪
[1]વિજયસેન બોલ્યો નર ધીર, કાં દલગીર થાઓ ગુરૂ હીર;
અકબરનિં મિલતાં સ્યું આજ, સકલ દેસેં તુહ્માારી લાજ. ૨૫
તાત જીવતાં કાઢ્યુ કરમ, તો તુહ્ય જાણો ભાયગ મરમ;
મુંકો હાથ મુજ મસ્તકિ તુહ્મે, બહુજસ વાદ પામું
જિમ અહ્મે. ૨૬
હીર તણે સંતોષી કરી, ત્રિણ્ય પ્રદક્ષણા દેતો ફરી;
વાંદી ચરણ ને મૂરત ગ્રહી, વિજયસેન ચાલ્યો ગહિ.ગહી. ૨૭
સબલા પંડિત પુંઠિ લીઆ, વિજયસેન લાહોરીં આવીઆ;
ભાણુચંદ જઇ લાગા પાય, જઇ જણાવ્યું અકબર શાહ. ૨૮
અરજ કરી સામહીઆતણી, હરખી બોલ્યો પૃથવી ધણી;
ગજ રથ અશ્વ હમારા લેહ, સામહીઉં તે સબલ કરેહ. ૨૯
અનેક વાજીત્ર લેઇ કરી, શ્રાવકાદિ સામ્હા સંચરી;
પ્રવર પટોલાં તિહાં પાથરે, તેહ ઉપરિ ગુરૂ પાય ધરે. ૩૦

---

૧ વિજયસેન અને જેસિંગ અથવા જયસિંહ એ નામો એજ સાધુના છે, કે જેઓ હીરસૂરિ પછી ૫૯ મા પટ્ટધર હતા.

નગરમાંહિ પધારે જસિં, ગૌભેરી ગજ મલીઓ તસિં;
વૃષભ તુરંગમ રથ જોતર્યા, શબ્દ પંખીયે સુંદર કર્યા. ૩૧
ઉપાશરે આવી ઉતરે, શ્રાવક જન બહુ મોહોત્છવ કરે;
શુભમુહુરત દિન સબરો લહી, શાહા અકબરનિં મીલીઆસહી ૩૨

(દુહા.)

દિલ્લી પતિ દિલ હરખીઓ, દેખી ગુરૂ દીદાર;
બે કર જોડી વંદતો, પૂછે પછે વિચાર. ૧

( ઢાળ )

ઇતને ઇતના કયા કરણા, કહો જગગુરૂ કે પૂત સપૂતો;
તુમ રાખ્યા હીરકા ઘર સૂતો, કહો જગગુરૂ કે પૂત સપૂતો. ૧
તુમ પાઉ ચલતે ઇહાં લગ આએ, ખાતર અમારી બહુ દુઃખ પાએ;
કહો જગગુરૂ કે પૂત સપૂતો. ૨
જગગુરૂકાહિ તન ચંગા, કહો કછુ હમારે પાસહી માંગા. ક.૩
હમકું યાદ કદિભી કરતે, હમતો સદ્‌ગુરૂ દીલમેં ધરતે ક. ૪
પહિલિ કુણ કહો તુમ નામો, માત પિતા હે કુણ ગામો. ક.૫
કયું તુમ દીખ્યા કયું ભયે ત્યાગી, હુઆ ન યોધ કયું ભયે વેરાગી.ક. ૬
કયા તુમ પઢે કેતે શિષ્ય પાસે,કિતનેક પંડિત હય તુમ ખાસે.ક. ૭
સુણો હુમાઉકે પૂત સપૂતા, તુમતો બધાયા તાત ઘર સુતા.
ણો હુમાઉકે પૂત પૂતા. ૮
વાહન વિહિલિ સબ છોડયા ફકીરા,ચલતે ખેદ ન પાવેશરીરા.૯
ચંગા જગત ગુરૂ હીર હમારા, નામ ન છોડે કદિહ તુમારા. ૧૦
તુમ સાંભારતે એહ બડાઇ, । હીર તુમ બડી પાતશાહિ.૧૧

માગ્યા હીરિ જે ઓહોત્ત તુમ દીના, તુભ જનપંખીપશુ સુખ કીના ૧૨
હીર વડો પંખી જિમ હંસ,હું શિષ્ય તેહનો કાંઈ તસ અંસ.૧૩
મિ દેદાર દેખ્યા ગુરૂકેરા, લીના યોગ લહી રહિણે ભલેરા. ૧૪
વંસઓસ નડુલાઇ મુજ ગામો, માત કોડાઇ કમો તાત નામો. ૧૫
તેણે બેહુયેં લીધો સંયમ ભારો, મે પણ મુકયો અથિર સંસારો. ૧૬
હું શિષ્ય તેહનો બીજા બહુ હોય, નંદવિજય લઘુપંડિત જોય.૧૭
અષ્ટ વિધાન એ સાધી જાણે, શાહ અકબર તવ ઘણું જ વખાણે. ૧૮
બિસારી તવ પંડિત પાસે, અષ્ટાવિધાન સાધેજ ઉલ્હાસે. ૧૯
શલોક કહેતે કોઉ લખીતે ધારે, સોય લખી નર અવલું ત્યારે. ૨૦
અખ્ખર પદ મુખથીજઉચ્ચરતો,સુણત કથા નર સોય ધરંતો.૨૧
શલોક સુણી કહિ પાછો ફેરી. ગણિત રાખે નર તાલી કેરી. ૨૨
શબ્દ ધારે વળી વાટકી કેરા, વર્ણવ કરિ નર કહિત અનેરા. ૨૩
ઓણીપરિ સાધે અષ્ટાવિધાન, હરખ્યો દેખી દિલ્લી સુલતાન. ૨૪
(લખી) લીપી કાઢી વળી જ્યારે, ઘણુજ ખુશી થયો અકબર ત્યારેં. ૨૫
ખુસફીસનામ દીધું તબ રંજી, હીરકે ચેલે સબહીઅગંજી. ૨૬

( દુહા. )

હુમાઉ નંદન હરખીઓ, દીધું જેસિંગ માન;
એણિ અવસરિ વાદી બહુ, આવ્યા જિહાં સુલતાન. ૧

( હ.લ–કાહના પ્રીતિ બાંધીરે, રાગ–મારૂ )

શૈવ સંન્યાસી બાંભણારે, ભટ પંડિતની જોડી;
વાદ કરેવા કારણે તો, મળીયા કેતી કોડિં ગાજી અકબરશાહીરે. ૧

વેદસનાન માને નહિરે, નહુ માને ગંગ સર;
 અનાદિ ધર્મ નકો સહી, તો સાહિબેય નથી દૂર. ગાજી૦ ૨
શાહી અકબર બોલીઓરે, કયા કહિ તે બંભણાન:
 હીર પટોધર બોલીઓ તો, સુણ કહુ તુજ સુલતાન. ગા૦૩
વેદમેં મહિર કહિ બહુ, (પણ) મારતે બોહ અજાય;
 અશ્વમેધ નરનિ હણેતો, કયાહાં રહી ઇનકી દયાય ગાજી૦ ૪
તેડી પૃછિ પાતશારે, યજ્ઞ કાર્ય હણો જીવ;
 હા સુણી ખીજ્યો પાતશા તો, ખોટે તુમહી સદીવ. ગાજી૦ ૫
સ્નાન અંગહય કામ કીજીયે, કામથી દુર્ગતિ હોય;
 ઇનકેભી તાપસ કૈ હુએ તો, ધૂસલ ન કરતે સોય. ગાજી૦ ૬
બિંબ પ્રતિષ્ટા કારણેરે, આણયે ગંગા નીર;
 એ નાંખે જન અસ્થિને તો, ધોવે સયલ શરીર. ગાજી૦ ૭
બોલે અકબર પાતશારે, યોગીકું સનાન કયસાય;
 સુરીદ બાલ સબ ડાલતા તો, ખરાબ કરી ગંગાય. ગાજી૦ ૮
સૂર્ય દેવ દેખ્યા બિનારે, અમે ન ખાઉં અન્ન;
 અસ્ત હોય તવ આખડીતો, માનું સૂર રતન્ન. ગાજી૦ ૯
જૈન અનાદિ છે સહીરે, એહનું એ ઇંધાણ;
 વાસ્તુક શાસ્ત્ર બ્રહ્મા તણું તો, ત્યાં જૈન ભુવન બંધાણ. ગાજી૦ ૧૦
નિરાકાર સોય નમુંજી, માનું ઉર આકાર;
 ક્રોધ માન માયા નહિતો, નહિ સ્ત્રી સંગ લગાર. ગાજી૦ ૧૧
ચક્ર ગદા ફરસી ધરેરે, ખેલે જોરૂ માંહિ;
 દધિ ચોરગત ઉચારતો તો, બંશ બજાવે ત્યાંહિ. ગાજી૦ ૧૨

ગઉરી મંસ ભખે સહીજી, ઈસ ગલિં રૂંડમાલ;
જોરૂ આગેં નાચેતે તો, જ્ઞાન ગયા હુઆ બાલ. ગાજી૦ ૧૩
શૈવ સંન્યાસી બંભણુારે, ભટ પંડિતની જોડિ;
સ્ત્રી ધનથી નહિ વેગલા તો, એ જગે મોટી ખોડિ. ગા૦ ૧૪
ઉગ્યા બિન અન્ન વાવરેરે, અસ્ત હોય તબ ખાય;
તુરીય ખેલાવત બાંભણેતો, જાણું છત્રપતિ રાય. ગાજી૦ ૧૫
લોહ શિલાનેં વળગતાંરે, બૂડીયે સહી નિરધાર;
જસ કરિ લાગાં તુણડાંતો, તે પામ્યા જળ પાર. ગાજી૦૧૬
શૈવ દેવ ગુરૂ એ સહીરે, જૈનકા ધર્મજ સાર;[1]
શુદ્ધ દેવ ગુરૂ દયા વિના તો, કયું કરી પામે પાર.ગાજી૦૧૭
એહ સ્વરૂપ હય ધર્મકાજી, સુણી અકબર શાહ;
તુમ મુહથી જે કહો ખરા તો, સો દુનીમિં સચાય. ગાજી૦ ૧૮
એણે વચને નૃપ હરખીયોરે, 'સૂરિ સવાઈ' નામ;
જીવદયા જગે વિસ્તરી તો, જિહાં અકબરનાં ગામ. ગાજી૦૧૯
શાહ અકબર ઇમ કહિતો, જગમિં સાચા હીર;
ઉનકા ચેલા ચાહીયે તો, તુમ ભી અવલ ફકીર ગાજી૦ ૨૦
સભા સમખિ[2] પ્રશંસીઓરે, શૈવ ન રાખી શર્મ;
જેસિંગજી સાચો કહિઓ તો, સાચો તે જીન ધર્મ .ગાજી૦૨૧
ત્રોડા મહિષ મહિષી તણારે, કરી દીધાં ફરમાન;
જેસંગજી વળીઓ વાજતે તો, વાદી ન મંડે કાન. ગાજી૦ ૨૨

( દુહા. )

મણિધરનો મદ તિહાં લગિં, ન કરિ ગરૂડ પ્રયાણ;
અંગાટોપ બલ તિહાં લગેં, સૂભટ ન વાગાં બાણ. ૧

---

૧ પ્રત્યંતરે "ઇનકા ધર્મ અસાર." ૨ સમક્ષે.

ભટ ખં ણુ બલ ત્યાંહાં લગે, મલ્યો ન જૈન સુલતાન;
વિજયસેન સૂરિદેખતા, વાદી મેહલ્યું માન. ૨

( ચોપાઈ. )

વિજયસેનનો એ અવદાત, લાહોરમાંહિ રહી વિખ્યાત;
હીર રહ્યા રાધનપુરમાંહિ, છહજાર મોહોરિં ગુરૂ પૂજ્યાં ત્યાંહિ. ૧
એમ ઉછ્ત્ર તિહાં સઘલો થાત, હીરવિજય પછિ પાટણિ જાત;
ત્રિણ્ય પ્રતિષ્ટા તિહાં કણિ કરી, દિન દિન કીરતિ બહુ વિસ્તરી. ૨
તેજા સામલસાગર યતિ, ગછ બાહિરિ કાઢે ગછપતિ;
ગછમાંહિ પાછા ન લીયે જસિં, કાશમખાનનિ મિલીયા તસિં. ૩
કાશમખાનનિ અંગે રોગ, ઓષધનો તિહાં કીધો યોગ;
કાશમખાનનિં કરી સમાધિ, રૂપક કેટલા મુક્યા હાથિ. ૪
સાગરયતિ કહિ ન લેઉં અ ે, ગછમાંહિ લેવરાવો તુ ે;
કા મખાને તેડયો હીર, વેગેં પુહતો સાહસે ધીર. ૫
સાહમો આવે કાશમખાન, હીરતણે દીધું બહુ માન;
પૂછે પ્રેમેં ધરમની વાત, હીર કહે તજીયે જીવઘાત. ૬
મહિર સમો નહિ જગમાં ધર્મ, જિહાં હિંસા તિહાં પાતિગ કર્મ;
બોલ્યો ખાન કાશમ તેણીવાર, જીવે જીવ દીસે છે ાહાર. ૭
બણિયે ભી નહિ કરતા ત્યાજ, સબ કોઇ ખાતો હવે જે અનાજ;
બોહોત જીવકું મારી ખાય, તોભી પૂરા પેટ ન રાય. ૮
એક વ બડા મારીયે, બોહોતુંકા જીવજ ઠારીયે;
× × × × × ×. ૯

( ઢાલ-નાચતી જિનગુણ ગાય. રાગ-ગોડી. )

હીરવિજયસૂરી કહિએ વણું, દિન છં નિશિ ખાય;

નિજ નારી પરિહરતા પુરૂષા,પર મંદિર જાણી જાયરે–
સુણિયે ખાન ! ખુદાનો મારગ મહિર બિના ન હોય. ૧
ચાલે તો પટકાય ન મારે, નહિકર ત્રસને રાખે;
ત્રસમાંહિ છે ભેદ ઘણેરા, આપ ખુદા વે ભાખેરે. સુણ૦ ૨
એક પશુ એક માનવ મારે, એક રંક એક રાય;
ભૂપ હણે તો પાતિગ મોટું, જેહથી જગદુઃખ થાયરે. સુણ૦ ૩
એણે દ્રષ્ટાંતે સમકિત[1] સાહિબ, સરખાં પાપ ન હોય;
સર્વથકી એકેંદ્રી કેરૂં, પાતિગ થોડું હોયરે. સુણ૦ ૪
તે પાતિગ [2]વરચું નવિ જાય, વિવેકવંતનિં થોડું;
[3]માલ તજીને ગોધૂમ[4]જિમતાં,તે નવિ હોય વિષડુંરે. સુણ૦ ૫
વિવેકવંત તણે એ ટાલી, એમ ઓસરતા જાય;
તેહનિ ગતિ શી હોસ્યે સાહિબ, જે ગજ આખો ખાયરે. સુ૦૬
રગત માંસ ને અસ્થિ જ્યાંહિ, ચર્મ મેંદ માને જોય;
એહ અભખ્યનો આહાર કરંતા,જીવ કઠણ અતિ હોયરે. સુ૦ ૭
મંસ ભખે તવ મહિર ન હોય, મહિર વિના નહિં ધર્મો;
ધર્મ વિના જીવ ભીસ્ત[5] ન પાવે,સદા સુખી નહિં કર્મોરે.સુ૦૮
ધર્મભેદ કહ્યા બે જગમાં, ગૃહસ્ત ફકીરી ભાખે;
કરે ગદાયે ન હણે કોહોનિં, સકલ જંતુને રાખેરે. સુણ૦ ૯
ખુશી ખાન થયો અતિ ત્યારે, સાચો અકબર ગાજી;
સાચો ધર્મ કહ્યો તુહ્મ જગમ્હાં, તો તુહ્મ છોડિ નિવાજીરે. સુ૦ ૧૦

---

૧ " સમજો " અન્યપ્રતે. ૨ અન્યપ્રતે " વિરમ્યું " ૩ મિષ્ટાન્ન. ૪ ઘઉં વગેરે સાદો ખોરાક ૫ બહિસ્ત, મોક્ષ.

માંગો ખાન કહે કછુ દીજિ, માગે બંધી તેણી વારો;
અજા મહિષ પંખી નર છોડયા, મુકયા ચોર હજારોરે. સુ૦૧૧
ખાન કહે તુમપિં મેં માગું, એ ચેલે તુમ દોઇ;
ઈનિકું તુમ ગચ્છ ભીતરી લીજે, તો હમ ખુશી બહુ હોઇરે. સુ૦ ૧૨
હીર કહે એક ચેલા કાજે, જઇએ ગાઉ હજારોરે;
કુણ કારણિ એને કાઢી મુકું, કહેણ ન માને લગારોરે. સુ૦૧૩
જેણે રાહેં નર સહુયે ચાલે, એ ચાલે તેણે રાહેંરે;
ખાન તણે વચને અમે એહને, હવડાં લીજે માહિરે. સુણ. ૧૪
કાશમખાન તવ વેગેં બોલાવે, તેજા સામલ દોઇરે;
હીર તણે હાથિં લેઇ સુંપ્યા, કરો ગુરૂ કહે સોયરે. સુણ૦ ૧૫
ખાને હીરને વાજ્યા વાજતે, ઉપાશરે પાઉધારેરે;
તેજા સામલ તે તિહાં બોલ્યા, કુણ ઠામિ ઉતરીયેરે. સુણ. ૧૬
લાભવિજય એણી પરિં બોલે, ઉતરો જઇ મસીતેં;[1]
સકલ કહેણ કરીને આવો, લેસ્યું ગચ્છની રીતેંરે. સુણ૦ ૧૭
લાજ્યા સોય વળ્યા તે પાછા, ફરી અરદાસ ન કીધી;
તે તેહનિ મેલેં રહ્યા અલગ્યા, કીરતિ હીર પ્રસિદ્ધીરે. સુ. ૧૮

( દુહા. )

હીરિં સહુ સમજાવીઆ, ન મલે દ્વેષી કાંઇ;
[2]સોહણું એક હવું તસેં, હીરજી પાટણ માંહિ. ૧

( ચોપાઇ. )

પાટણમાંહિ પછિમરાતિ, સુહણું એક હીર દેખિ નિજ જાતિ;

---

૧ મસીદ. ૨ સ્વપ્ન.

હાથી ઉપરે ચઢીયો હીર, હાથિં પરવત ચઢિઇ ગંભીર. ૧
હીર સર્વનો હ્યે પરણામ, સોમવિજયમુનિ બોલ્યા તામ;
જે તુહ્મ કરતા મનિ ચિંતાય, શેત્રુંજ યાત્રા સુખેં તુમ થાય. ૨
એહ અર્થ સાચો મનિ ધરે, વિમલાચલ ચાલેવું કરે;
સકલ સંઘ મલે તેણે ઠામિ, કાસદ ચલાવ્યા ગામો ગામિ. ૩
લાહોર આગરાને મુલતાન, કાશમેર દેશ અને ખુરસાંન;
બંગાલ કાબિલ ભોટ ને લાટ, ભંભેર ચઉડ અને મેદપાટ. ૪
[1]ચૌદજ કાશિદ ચાલ્યા જાય, શેત્રંજે જાવા સહુ સજ થાય;
માફા ઉંટ અશ્વ સજ કરે, હીઅડે હરખ ઘણેરો ધરે. ૫
અમદાવાદમાં આવે જસિં, શાહ મુરારિનિ મલિઆ તસિં;
મુરારિ શાહ દીયે બહુ માન, આગલિ મુકી રત્ન નિધાન. ૬
પૂછે પાતશા ધર્મની વાત, કહે જીવની મ કરો ઘાત;
આપ જીવ પર સરખા સહી, એહ વાત ખુદાયેં કહી. ૭

( ઢાલ–એકસમે તિહાં રાય વેશર્રિં. એ દેશી. )

આપ ખુદાયેં યું ફરમાયા, કીડીકું મત મારી;
કુંજર કીટક જીવ સરીખા, હણુતી હોય ખુઆરી. ૧
પંખી મીનકું કોઇ મત મારો, ખુદાયેં પયદા કીને;
[2]નિલા પાત જેણે કદી ન ખોધા, વે દુનીયામેં જીતે. પંખી. ૨
જોહુ ન માને તો કર કાટો, બાંધો ખીંચી પાટો;
દેખો દરદ કેસા હોતા હે, બૂઝી ગલા ન કાટો. પંખી. ૩

---

૧ અન્ય ગ્રન્થે "ચૌ દિસેં કહેલાં ચાલ્યા જાય." ૨ લીલા પાંદડા અર્થાત્ વનસ્પતિ.

શેખ ફરીદ જંગલમેં ફીરતા, દુની ાં કીની ખસતી;
  નિલાપાત ચુંટી નખાયા, અલ્લા ન મલીઆ સથી. પંખી. ૪
જૂઠે જગે હોય ફજેતી, સાચા સબ કુછ પાવે;
  શેખ ફરીદકી બાત સુણોરે, કાહે જનમ ગમાવે. પંખી. ૫
તું મત કીસકા તરણુ તાણે, હો ભાલા નીકલેગા;
  ઇહાં તજારખ ઉસકુ અમડે, ખોટે રાહુ ચલેગા. પંખી. ૬
કાહે પરાઇ જોરૂ તાકે, ખુદાયે નહુ ફરમાયા;
  ઇહાં ફજેત હુઆ દુનીઆમિં, ઉહાં તજારખ પાયા. પંખી. ૭
ખુન કરી મત દામ મલાઓ, કોઉ ન આવે સાથો;
  ખરી બદામ ચલેગી [1]પૂછો, જે દીની તુમ હાથો. પંખી. ૮
ભંગ અફીમ તાડી [2]મહુ પાણુ, પીંડી બગની દારૂ;
  મતવાલે ન મિલે સાહિબકુ, ઇસ એ કરણી સારૂ. પંખી ૯
ગોસમને કીનાહે ઉસથી, તે ડરહિવે દિલ થાકી;
  ચમડી હાડ ખુદા ઉહાં કેસા, એતો બડી નાપાકી. પંખી. ૧૦
છૂરી કટારી યંતર ઘા ાી, નાલિ ન કીજે ભાઇ;
  ઉનકા પાપ ચલે દુનીઆમેં, આપે દોજિખ જાઇ. પંખી. ૧૧
હાસ્ય કુતુહલ ઠઠ્ઠાણાજી, કુતકા કધી ન રાખે;
  ફકીર હુયે તે કુત્તે સાંહમા, પત્થરા કધી ન નાંખે. ૧૨
શિરકું પત્થરા હાથ દેસોવે, માંગે ફિરતા રોટી;
  શાલૂ ભેરવ કદી ન પહિરે, રાખે એક કછોટી. પંખી. ૧૩
ફિર ગાલી નુહુ દેવે કીસિકુ, ગર દીયે નહુ લેવે;
  જર જોરૂ દુનીઆં નહુ રાખે, લડે તિહાં દ્રષ્ટિ ન દેવે. પં. ૧૪

---

૧ પ્રત્યંતરે "પૂઠિ" ૨ "પ્રતિઅંતરે "નહુપીણી"

મુસલમાન તો આપકું મુંસે, હક ખાવે સાચ બોલે;
તોડી ફુલ ન લેવે [1]વાસા, કીસકી એબ ન ખોલે. પંખી. ૧૫
નારીરૂપ ન દેખે નયણે, ન સુણે બાત બિનોદી;
આપે દરસણ દેઆ સાંઇ, તું કયા કાઢે સોધી. પંખી. ૧૬
[2]એસા દેખેના મિં મીના, માંડો સૂધા પાયા;
સૂદ્ધ ચલ્યા તો કછૂ ઉપરાજ્યા, નહિ કે[3] ગાંઠકા ખાયા. પં. ૧૭
છોડો ગુમાન ચલો તુમ સુધે, કયા થિર રહિસી જાયા;
સુલતાન શકંદર મહિમુંદ નામ, રહ્યા પણિ ઠામ ન પાયા.[4]૧૮
સારેકા દિલ લીજિ હાથા, કીસકું બૂરા ન કહીયે;
આપસ આપસકીજ ગુજારો, સાહિબ ભીસ્તે ઓ[5] લહીયે. પં. ૧૯

( ચોપાઇ. )

એણે વચને હરખ્યો સુલતાન, હીર યતિકા અવલજ જ્ઞાન;
માંગો કછુ તુમહી દીજીયે, ગુરૂ કહે જીવ રખ્યા કીજીયે. ૧
અમારિ પઠો વજડાવ્યો જોય, સાથિં મેવડા દીધા દોય;
હીરતણી કરજો રીખ્યાય, પછિ પાતશા કરે વિદાય. ૨
રાજનગરથી કરે વિહાર, વિમલાચલ ચાલે તેણીવાર;
ધોલકા માંહિ આવે તેહ, સંઘવી ઉદયકરણ રાખેહ. ૩
બાઇ સાંગદે સોની તેજપાલ, ખંભાયતથી ચાલ્યા તતકાલ;
પુંઠિ સેજવાલાં છત્રીસ, આવ્યાં ધોલકે સબલ જગીસ. ૪

---

૧ "વાસી." અન્ય પ્રતે. ૨ પ્રતિઅંતરે "એસા દેખ દુનિમા પિના." ૩ નહિતો. ૪ પ્રત્યંતરે "સુલતાન હેમુદ મહેમદ, નામ રહ્યા પણ મર્મ ન પાયા. ૫ "ચુ" પ્રતિઅંતરે.

વંદી હીરને નિરમલ થાય, ગુરૂ પુઠે સેજે જાય;
સોરઠ દેસનો મુગટ જેહ, દીઠે નિરમલ હુએ દેહ. ૫
સોરઠ દેશનો સ્વામી જેહ, હીરનિં સાહમો આવ્યો તેહ;
દેખાડયાં સાહનાં ફરમાન, સોરઠપતિ આપે બહુ માન. ૬
સંઘ સહિત ચઢે ગુરૂ સોય, માનવ લાખે લેખાં હોય;
ભોમિ પટોલાં બહુ પાથરે, હીરગુરૂ તિહાં પાઉ ધરે. ૭
બિરદાવળી બોલે બહુ ભાટ, અતિપોહોળી પણ સંકડી હુએ વાટ;
વાજે વીણા તંતી તાલ, આવે જેમ વિક્રમ ભૂપાલ. ૮
નાચે નર [1]ડંડારસ હ, મૃગ નયણી તિહાં ગાન કરેહ;
ચંદરૂઆ ચિહું છેહે ધરે, હીરતણે શિરિ છાંહીઓ કરિ. ૯
છાંટિ કેસર હોય છાંટણાં, હીર શિરિ હોય લુંછણાં;
ધ્યાદા છડી ઉછાલે સહી, [2]તલહિટીયેં ગુરૂ આવ્યા વહી. ૧૦
નાલિકેરની પૂજા કરે, તાલિટીયેં નર નાણા ધરે;
પુષ્પવૃષ્ટિ હોયે તિહાં ઘણી, હીર ચઢિ સેત્રુંજા ભણી. ૧૧

(દુહા.)

ચઢતાં શેત્રંજે તલહટી, મોટા મોતી વધાય;
નબલ વધાવે ચાવલે, યાત્ર કરેવા જાય. ૧
ત્રિણ્ય થુભ જિહાં તલહટી, એક તો આદિલ પાય;
ધનવિજયના ગુરૂ તણા, પગલાં છે તેણિ ઠાય. ૨
પહિલે ટુંકી જઈ ચઢે, જિહાં છે ધોલી પરવ;
તિહાં બેસી ગુરૂ સંસરે, પુંઠિ માનવ સરવ. ૩

---

૧ દંડારાસ, દાંડીયારાસ ૨ તળેટીયે

[1]વનમાલા ફરતી બહુ, અંબા ચંપક જાય;
એવી ઓષધી ઉપરિં, હેમ રજત જેણિ થાય. ૪
બીજિ ટુંકિ આવીઆ, સાકર પરબ સુસાર;
સાકર ઘોલી જલ પીયે, પામે ભવનો પાર. ૫
ત્રીજિ ટુંકિ આવીઆ, જિહાં છે કુંડ કુમાર;
ધન શુભ થાનિક ખરચીઉં, ધન્ય તેહનો અવતાર. ૬
ચોથિ ટુંકિ આવીઆ, જિહાં હડો હિંગલાજ;
દોહોલિં ચઢતાં કુમદહે, પામે મુગતીનું રાજ. ૭
ટુંક પાંચમિ પરવયો, જિહાં ચઢયો ઉંટાં સાથિ;
હીરમુનિનો કર તિહાં, સોમવિજય દિ હાથિ. ૮
શલાકુંડ પાસે સહી, પીયે લોક તસ વારિ;
પૂણ્યેં દ્રવ્ય જેહનો વળી, આવે એહવે ઠારિ. ૯
શુભ એક તિહાં ભલું, આદિનાથના પાય;
પૂજી પ્રણમી સંચરે, હીરવિજયસૂરિરાય. ૧૦
છઠિ ટુંકિ ગુરૂ ચઢે, જિહાં પાલીઆ હોય;
પુણ્ય કાર્ય નર તે ચઢયા, પ્રાહિં મુગતિજ હોય. ૧૧
આગલિ ટુંક તે સાતમું, ચઢતાં વાટો દોય;
બારીમાંહિ પેસતાં, ચોમુખ જુવારે સોય. ૧૨
બીજે બારિં પેસતાં, આવ્યા સિંહ દુઆરી;
ત્રીભોવન નયનાનંદ છે, જિન પ્રાસાદ જુહારિ. ૧૩
હીર ઋષભનિ પ્રણમતો, ત્રિણ્ય પ્રદક્ષણ દેહ;
નરનારી પુંઠિ બહુ, મોટો મુનિવર એહ. ૧૪

---

૧ પ્રત્યંતરે " વનસ્પતિ. "

## ( ઢાળ ત્રિપ ની. )

મોટે દેહરે ધે ત્રિણ્ય ફેરી, એકસો ચ દ છિં દેહરી;
દેહરી એક એકપે ભલેરી હો, ભવિકા એક એકપિં ભલેરી.ટેક.૧

પ્રતિમા પ્રણુમે એકસો વીશ, જિનપ્રતિમાનિં નામી સીસ;
સકલ મુનિનો ઇસ હો. ભવિકા૦ ૨

મોટી દેરડી એકસો આઠ, દસ દેહરાં સુંદર શુભ ઘાટ;
પ્રણુમે શુભગતિવાટ હો. ભવિકા૦ ૩

દસ દેહરાં દેહરી કહી જ્યાંહિ, બિંબ વીસે પિસ્તાલીસ ત્યાંહિ;
પ્રણુમે સઘળી આંહિ હો. વિકા૦ ૪

સમોસરણ એક [1] ખરૂં જાણું, રાયણ [2] રૂખ અનાદિ વખાણું;
પ્રગલાં ત્યહાં ચઉરાણું હો. ભવિકા૦ ૫

બિસે બિંબ છે ભુંયરામાંહિ, હીર મુની જઇ પ્રણુમે ત્યાંહિ;
[3]મનનો મેલ ખય હુએ ત્યાંહિ હો. ભવિકા૦ ૬

કોટ બાહિરિ આવે રૂષિરાય, વાઘિણુ ગજ લખીઆ તેણે ઠાય;
જોય નરયમણો જાય હો. ભવિકા૦ ૭

ખડતર વસહીમાં ઋષિ આવે, ભાવે પ્રણુમી જિન ગુણ ગાવે;
બિસિં બિંબ મન ાવે હો. સુ૦ બિ. ૮

ઋષભદેવની [4]મૂરતી સારી, પૌષધશાળાની બલિહારી;
બઇસે ગુરૂ નર નારી હો. સુ૦ બ. ૯

---

૧ સારૂં, ઉત્તમ. ૨ ઝાડ. ૩ પ્રતિઅંતરે "મન ન ભમે રખે ક્યાંહી હો. ૪ પ્રત્યંતરે " ચોરી "

આગલિ મોટી મહિષ વિખ્યાત, લોકમાંહિ છે એહવી વાત,
પઇઠે પશુ ન થાત હો. સુ૦ પ. ૧૦
એણિ પરિં ાટ બાહિરિં તું જોય, શ્રીજિનમંદિર સત્તર ાય;
[1]બિંબ છસેં નામી સોય હો. સુ૦ બિં. ૧૧
હવિં અદબદ જુહાર્યાનો ભાવો, આગલિ અનોપમ છે તળાવો;
જુહિ ળ નહિં જીવ હો. સુ૦ જુ. ૧૨
પાણી પર્વ વડ પાંડવ દેહરી, અદબદ ટાલિ ચિહું અતિ ફેરી;
ઉંચી દેહરી ભલેરી હો ગુરૂજી. ઉંચી. ૧૩
કવડયક્ષ તણો પ્રાસાદો, પાંડવ દેખે ટલિ વિખવાદો;
વાજે ઘંટા નાદો હો ગુરૂજી. વાજે. ૧૪
ગજ ઉપરિ મરૂદેવ્યા માઈ, લહી કેવલ તે મુગતિ જાઉ;
ઋષભતણો મહિમાય હો ગુરૂજી. ઋષભ. ૧૫
ચોમખ સવાસોમજીનો સારો, બાવન દેહરડી ફરતી ધારો;
નવો પ્રાસાદ વાંચારો હો ગુરૂજી. નવો. ૧૬
તિહાં ભુંયરૂં છે વળી એકો, સો પ્રતિમા નમી ધરી વિવે ા;
ટાળે પાપ અનેકો હો ગુરૂજી. ટાળે. ૧૭
પીઠકા ઉપરિ પગલાં ત્રીસો, આંબો રાયણિ તિહાં કહીસો;
નામી શેત્રુંજે સીસ હો ગુરૂજી. નામી. ૧૮

( ચોપાઇ. )

એણી પરિ શ્રી ગુરૂ યાતરે કરે, તીરથ [2]ફરસી સઘળે ફરે;
પાછે પુંડરિક દેહરા જાય, તિહાં કણે ભાખે ધર્મ કથાય. ૧

---

૧ પ્રત્યંતરે "બિંબ બહેતાલીસ સોયહો." ૨ સ્પર્શી

શેત્રુંજા માહાત્મ વાંચેહ, અન્ય ઠામ અન્ય તીરથ જેહ;
પૂર્વ કોડિ પુણ્ય જે હોય, તે અહિં એક સમેમાં જોય. ૨
નાગ મોર નહિં વેર લગાર, ચક્રી ઋદ્ધિનો એ દેવણહાર;
દારિદ્ર રોગનો ખ્યય ઇહાં થાય, પગિ પગિ ચઢતાં પાતિગ જાય. ૩
સૂર્યકુંડ શેત્રંજી નીર, કાંતિ વધારે પુરૂષ શરીર;
પશુ પંખી શેત્રુંજે રહે, પ્રાહિ જિન તસ ભદ્રક કહિ. ૪
સિદ્ધ ગતિ નિ સૂરની ગતી દેહ, ત્રેવીસ જિનવર ત્યહાં આવેહ;
કાકરે કાકરે સિદ્ધ અનંત, શેત્રુંજગિરિ ગુણનો નહિં અંત. ૫
સુણી સાંભલી ચેતે આપ, કરિ યાત્રા ન કરી પાપ;
હોય દામ તો કીજે કામ, ભુવન કરાવી રાખે નામ. ૬
એણિ વાટે હોયેં સાવધાન, ગાંઠિ ધન તો દે બહુ દાન;
નબલા જળ પોટલીઆ પાય, તિહાં થોડું દીધું બહુ થાય. ૭
નબલો ખાંડ સેર લ્યે સાથિ, ઘોળી જળમાં દે અન્ય હાથિ;
ઇસી વાત કહી જગનાથિ, પુણ્ય ઉપાડી ન સકે ગાથિ. ૮

( દુહા. )

બાથિ પુણ્ય ન ઉપડે, નાહિ સૂરજકુંડિ;
ભીમ કુંડમ્હાં નાહતાં, પાતિગ નાહાસેં છંડિ. ૧
વિષ્ણુકુંડ પાસે સહી, ખોડીઆર કુંડજ જેહ;
ઋષભદેવનેં પૂજીને, નિરમલ કીજે દેહ. ૨
મરૂદેવ્યા ટુંકે જઇ, અદબદ દેહરૂં જ્યાંહિ;
સામકુંડ નિરિં ભર્યો, દેહ પખાલો ત્યાંહિ. ૩

ઇશ્વરકુંડ આગલિ સહી, સરોવર ત્યાંહિ વિશાલ;
ઠકર જસુંએ તે કર્યું, જળ લેઇ કરો પખાલ. ૪

( ચોપાઇ. )

કરિ પખાલ નર પાતિગ છોડિ, એણે ગિરિ મુગતિ ગયા કઇ કોડિ;
નમી વિનમી વિદ્યાધર દોય, દોય કોડિસ્યું મુગતિજ હોય. ૧
દ્રાવિડ વારિખીલ્લ મુનીવર જેહ, દસકોડિસું મુગતિજ તેહ;
સાઢીઆઢ કોડિ મુનિવર કહ્યા, શાંબ પ્રદ્યુમ્ન અહિ મુગત્યજ ગયા. ૨
ત્રિણ્ય કોડિસું સિધ્ધા રામ, લાખ એકાણું નારદ તામ;
પાંડવ સાથેં કોડિ વીસ, થાવચ્ચો સિદ્ધ સહિસ મુનીસ. ૩
શુક તાપસ મુનિ સાત હજાર, સેલગ પંચસયાં અણગાર;
ઋષભવંશ અસંખ્યા પાટ, શેત્રુંજે પામ્યા શુભ વાટ. ૪
અંધકાર ટાલિ જિમ સૂર, તિમ ગિરિ ટાલિ પાતિગ પૂર;
જિહાં છે શિખર એકસો આઠ, દીઠે લહીયે સિદ્ધ ગતિ વાટ. ૫
શેત્રુંજી નદી જાણું ગંગાય, સકલ પાપ તિહાં ધોવાય;
રત્નાકર રસકુંપી જ્યાંહિ, હેમ રતનના આગર ત્યાંહિ. ૬
ચીલણ તલાવડી ઉલખા જોલ, દીઠે પાતિગ જાયે દ્રખોલ;
જેણિં ગિરિ પૂરવ નવાણું વાર, આવ્યા ઋષભ દેવ કીરતાર. ૭
ચૈત્રી પુનિમ દિનહી પ્રસિદ્ધ, પંચ કોડિસુ પુંડરીક સિદ્ધ;
એણિ દિનિ ઉપવાસાદિક કરે, તેહનિ કોડિગણું પુણ્ય સરે. ૮
પાંચસેં ધનુષતણી પ્રતિમાય, રત્ન મણિમય તે કહિવાય;
એકાવતારી હોય જેહ, પ્રતિમા દરિસણ પામે તેહ. ૯
સોવન ગુફા પશ્ચિમ દિશિ જ્યાંહિ, તે પ્રતિમા ભંડારી ત્યાંહિ,
ભરતતણી નિપાઇ તેહ, દીઠે ભવનો આવે છેહ. ૧૦

એહુવો શ્રી શેત્રુંજો જ્યાંહિ, હીર મુનીસર આવ્યા ત્યાંહિ;
ઓહોત્તરી સંઘવી આવ્યા તસિં, સંવત સોલ પંચાસો જસિં. ૧૧

ચૈત્રી પુનિમ દિન કહેવાય, શાહ શ્રીમલ્લ શેત્રુંજે જાય;
સંઘવી ઉદયકર તેજપાલ, ઉકર લાઈ બુદ્ધિ વિશાલ. ૧૨

ઠાકર કીકા કાલા જોય, શાહા મનજી સંઘમાંહિ હોય;
સોની કલો નિ પાસવીર, શાહ સંઘા સોમા નર ધીર. ૧૩

ગાંધી કુંઅરજી બાહુઆ, સાહ તોલો સંઘમાંહિ હવા;
વોહોરા વરજાંગ નિ શ્રીપાલ, બેહુ પુરૂષનિ બુદ્ધિ વિશાલ. ૧૪

સાહ શ્રીમલ્લ સંઘવીજ અનંગ, ચાલે જિમ રાણા નિસંગ[1]
વસ્તપાલ વિક્રમની પરેં, શેત્રુંજે આવ્યા બહુ રંગ ધરે. ૧૫

પંચસેં સેજવાલાં સાર, માનવ તણો નવિ લાધે પાર;
અશ્વ પાલખી ને ચકડોલ, યાચક બોલે કીરતિ કલ્લોલ. ૧૬

જોડી ચ્યાર વાગે નીસાણ, આવ્યો શ્રીમલ્લ પુરૂષ સુજાણ;
પાલીતાણે ડેરા દીધ, જાણે સોવનમય ઘર કીધ. ૧૭

કક્કુ શેઠ પાટણનો જેહ, કાઢી સંઘ ને આવ્યો તેહ;
મહિતો અબજી સોની તેજપાલ, દોસી લાલજી [2]બુદ્ધિ વિશાલ. ૧૮

સાહ સવજી પાટણ સંઘ સાથિ, ચ્યંતિ પુણ્ય કરૂં નિજ હાથિ;
સેત્રુંજ હીર એક થાનકિ હોય, અસ્યો જોગ જગિં દુલહો હોય. ૧૯

અમદાવાદના સંઘ તિહાં ત્રિણ્ય, વૃષભ ડેરા (બે) સુંદર વરણ;
સાહા વીપૂ યાત્રા આય, પારિખ ભીમજી સંઘપતિ થાય. ૨૦

---

૧ પ્રત્યંતરે "ચાલે રાજનીતિ સમરંગ" ૨ પ્રત્યંતરે "ચિત્ત ઉજમાલ."

પુંજો ખંગાણી ખીમસી કહ્યા, સાહ સોમો સેત્રુંજે ગયા ધ ી;
પાલીતાણે ડેરા દેહ, જાણે અકબર શાહા ાવેહ. ૨૧
માલવ દેસનો સંઘવી સાર, ાહા ડામર મોટો દાતાર;
સમેતશિખર જે સંઘવી થયો, ખટ હજાર પોઠી લેઇગયો. ૨૨
છસેં વણિગ ઘોડે અસવાર, પાલાતણો નવિ લાધે પાર;
ડામરરાય ધરાવ્યું નામ, વા ાખ પરવતિ ગયો તામ. ૨૩
મિહીમુંદી પાંત્રીસ હજાર, ખરચી સફલ કર્યો અવતાર;
[1]તેડી સર્વ શેત્રુંજ આવીઓ, બહુ માનવ પુંઠિ લાવીઓ. ૨૪
ચંદ્રભાણ સુરો લખરાજ, પુંઠિ આવી સારે કાજ;
મેવાડનો સંઘ આવે વહી, સાહમો લાધો સુખિ સહી. ૨૫
મેવાતિ શંઘ તિ અભિરામ, કલ્યાણ ખંબૂ તેહનું નામ;
ખાંડ ખિસેર તે લહિણું કરે, દેસ વિદેસ કીરતિ વિસ્તરે. ૨૬
સદારંગ સાહાં મેડતા તણો, દ્રવ્ય ખરચે હરખિ આપણું;
સવા લાખ પરવતનો ંઘ, આવી નિરમલ કરતાં અંગ. ૨૭
આવ્યો સંઘ આગરા તણો, ગાડાં વ લ આડંબર ઘણો;
જેશલમેરતણો સંઘ જોય, વીસલનગરનો ંઘ તિહાં હોય.૨૮
સિદ્ધપુરી મહેસાણાતણો, ઇડર સંઘ ાવ્યો ઘણો;
અહિમનગર નિ સાણલી, [3]કપડવાણિજ્ય માતરનો વળી.૨૯
સોજીંતરૂ સુંદર નડીઆદ, પુણ્ય કાજે તે લાગે વાદ;
વડનગર ડાભલું નિ કડા, ચ્યાર ખંડના આવ્યા વડા. ૩૦

---

૧ પ્રત્યંતરે "તે ડામર સિદ્ધગિરિ આવિયો." ૨ પ્રત્યંતરે "સાહા સાહસુ લાધો સુખિ સહી." ૩ કપડવંજ.

મહિમદાવાદ બારેજું જોય, વડોદરાનો શંઘ તિહાં હોય;
આમોદ સિનોર કેરા જન્ન, જંબુસર નર નારી ધન્ન. ૩૧
કેરવાડુ નગરી ગંધાર, રામજી સફલ કરી અવતાર;
સુરતિ ભરૂઅચ્ચિ ભગવા જોય, રાનેરો સંઘ આવે સોય. ૩૨
ઉનાદીવતણો સંઘ ત્યાંહિ, ઘોઘા નવાનગરનો માંહિ;
માંગરોલ વેલાઉલ[1] નર બહુ, સીદ્ધાચલિં તે આવ્યા સહુ. ૩૩
દેવગિરિ નિ વિજાપૂરી, વઇરાટ સંઘ આવ્યા પરવરી;
નંદબાર સીરોહી સાર, નડુલાઈનો સંઘ સુસાર. ૩૪
સંઘ વાગડીઓ રાધનપુરી, વડલી કુણગિરિ મતિ ખરી;
પ્રાહાંતીજ મહીઅજ પેથાપુરી, બોરસિદ્ધિના[2] આવ્યા પરવરી. ૩૫
કડી શત્રુંજય માલા ધસે, ધોલકા સંઘ હરખેં હસે;
ધંધુકા ને વીરમગામ, નવાનગરનાં રાખે નામ. ૩૬
જુનોગઢ કાલાવડ થકી, આવ્યા નર બેઠા પાલખી;
બોહોત્તરિ સંઘનો વિવરો એહ, નાહના સંઘ બીજા આવેહ. ૩૭
શ્રી શેત્રુંજ ગિરિ ઉપરિ સાર, મનુષ્ય તણો નવિ લાધે પાર[3];
એક ચઢે બીજાં ઉતરે, ઋષભદેવની પૂજા કરે. ૩૮
થાવર જંગમ તીરથ અતિ, શેત્રુંજ હીર વિજયસૂરી યતિ;
મલ્યા સાધુ તિહાં એક હજાર, હીરવિજયસૂરિનો પરિવાર. ૩૯
યુગપ્રધાન જસ્યો ગુરુ હીર, સીલિં નિરમલ ગંગાનીર;
શેત્રુંજા ઉપરિ બેઠો જસિં, સકલ સંઘ મલી વંદિ તસેં. ૪૦

---

૧ વેરાવલ ૨ બોરસદના ૩ પ્રત્યંતરે "અનેક સંઘ મલ્યા તિહાં સાર, નરનારી નવિ લાધે પાર"

ઢાળ—કડખાની. રાગ આ ાવરી. )

આયો સંઘ સિદ્ધાચલેં દેશપરદેશનો, વંકનફેરીઓ બહુત વાજે;
ગાજતી ગોહરિ ગગનલગેં ગુંજતી, શબ્દ સુ તાં રાભ
ભલાજે. આયો૦ ૧

શબ્દ શરણાઇઓ શબ્દ બહુ શંખના, સારવાણી સકલ લોક ઓ ;
સોવન ફુલે સિદ્ધાચલ વધાવીઓ, નહિં કો તીરથ શેત્રુંજ
તોલે. ાયો૦ ૨

ચઢતો શેત્રુંજાગિરિ ઉપરિ પરવરી, મદનભેર રણતૂર વાજે;
ઉલટયો સંઘ મુખ ઋષભનું નીરખવા, પાપનાં પડલ તે દૂરિ
ભાજે. આયો૦ ૩

તાલ કંસાલ કરિ કાંસીઉ વાજતી, યંતર વીણારવ તે ત્યહાં થાય,
એહ સેત્રુંજાગિરિ ઉપરિ ઉછવ, મેરૂ મહોછવ પરિ ત્યહાં
ાય. આયો. ૪

પંચશબ્દાં બહુસી કરી આગલેં, મૃંદગ મોટાં વાઇ પુરૂષ કોઈ;
ચિહું દિશી પરવર્યા પુરૂષ નારિ બહુ, જાણીયે ઋષ નો
જન્મ હોય. ાયો. ૫

યાચકગંધ્રપા ગુણસ્તવે વણિગના, સંઘવી સકલ શિરિ તિલક કરતા;
હર્ષ તિહાં સતપુરૂષસ્યું પરવર્યા, ઋષભ ને હીરની
યાત્ર કરતા. યો૦ ૬

કોડિબદ્ધ નારીઓ પાર નહિ પુરૂષનો, ગુણ સંઘવીતણા હુએ ગાયા;
પુરૂષ પુણ્યવંત ગિરિ શેત્રુંજે આવીઆ, ધન્ય જ ની જેણે
એહ . ાયો૦

અહૂઅ આડંબરે ઋષભજિન ભેટીઆ, ત્રિણ્ય પ્રદક્ષણા ત્ય ાં દેતા;
[1]દીયે ખમાસણાં હીર ગુરૂ વાંદીવા, મનુઅ ભવ લાભ તે
ખલ લેતા. આયો૦ ૮
સૂરજંકુંડે જઈ દેહ પખાલતા, ધોતીઆં પહેરીયાં ભૂષણ ધારી;
કેશર ચંદન ગર કપૂરસ્યું, ધૂપ પુષ્પ લેઇ પૂજ સારી. આયો૦ ૯
સ્નાત્ર શ્રાવક કરિ શ્રીફલ સો ધરે, ઉતારતા આરતી મંગલ દીવો;
ભાવના ભાવતા અનેક નર આવતા, પૂજ કરતા અસી
ભવ્ય જીવો. આયો૦ ૧૦
[2]કુનકમેં છત્ર ને દંડ સોવનતણો, ઋષ નિ મસ્તગિ સોય ધરતા;
કુનકમેં ભૂષણ કલસ ધ્વજ તોરણા, એમ જિન ઋષ ની
પૂજ કરતા. આયો૦ ૧૧
સંઘવી પ્રમુખ પુરૂષ બીજા ઘણા, પુણ્ય કાજિ બહુ નારિ ધાય;
ભગતિ ભોજન તણી લહીણી લ્યાહારિ તણી, કેટલા સાકર
નીર પાય. આયો૦ ૧૨
કેટ ાં ગોલ[3]વૃષભમુખેં વાવરે, કેટલા સાધનાં પાત્ર ભરતા;
કેટલા જલ રી સોય સાહમા ધસે, પુરૂષાં પાણી પાઈ
પુણ્ય કરતા. આયો૦ ૧૩
કેટલા પુણ્ય કરી ાવના ભાવતા, ટલા કહેહુઆ અતિહીં નિરતા;
જેહ[5]લછી ઘરિં ાપણે ાવતી, સબલ તો સંઘની ભગતિ
કરતા. ા૦યો ૧૪

---

૧ પ્રતિઅંતરે " દુગ ખમાસમણેથી હીર ગુરૂ વાંદિયા " ૨ કનકમય, સુવર્ણનું, ૩ બળદોને ગોળ ખવડાવતા. ૪ સાધુને આહાર આપતા. ૫ લક્ષ્મી આપણી પાસે હતે તો.

( ચોપાઇ. )

સંઘ ઋષભના પૂજે પાય, વાંદ્યા હીરવિજયસૂરિ રાય;
એક આવે એક વલતાં જસિં, ડામર ધવી ાવ્યા તસેં. ૧
જિન પૂજીને ગુરૂ કનઇ જાય, બે કર જોડી પ્રણમે પાય;
વલગી પાય કહિ પરિસો કરૂં, મમ બોલો ગહિલું ાદરૂં. ૨
મુગટ કુંડલ ને હિયડે હાર, ભૂષણ સહુએ પહેરાવ્યાં સાર;
સકલ ાંઘ પૂજ્યા વિખ્યાત, મહિમુંદી હુઈ હિસજ ાત. ૩
આવ્યો સંઘ પછિ [૧]ગંધાર, રામજી સમો નહિ કો દાતાર;
તેણું હીરને વાંદ્યા ધસી, હીરે વચન કહ્યું ત હસી. ૪
વચન સાંભરે છે કે કહું, હુએ સંતાન તો [૨] લવ્રત ગ્રહું;
હ જણાય છે તો તુહ્મ તણે, સ્યું કરૂં જી ગુરૂ હીરો ભણે. ૫
રામજી નામ હુઓ હુસીઆર, કિહાં પામવો સેત્રુંજો સાર;
હીર રીખો ગુરૂ કિહાં મલે, મારૂદેશમ્હાં સૂરતરૂ ફ્લે. ૬
કર જોડી શિર નીચું કરે, ચોથું[૨]વરત તિહાં ચ્ચરે;
આવી વરસની નારી ાથિ, લેતી વ્રત નરનિ સંઘાતિ. ૭
તે દેખી પૂજ્યાં નરનારી, ઘણે વ્રત લીધાં તિણે ઠારિ;
ઓછવ મોછવ થાય ત્યાંહિ, વીરનિ જિમ રા ગૃહીમાંહિ. ૮
હીરના પુણ્ય તણો નહિ પાર, ઘણા વનો તાર હાર;
નંદિષેણુની વાણી જાણ, અનેક નર બૂજ્યા ગુ ખાં . ૯
કકૂ ધવી પાટણનો જેહ, હીરનિ વંદન ાવ્યો તે ;
ઈંદ્ર ા દેખી ડગગો, બે કર ડી ભો રહ્યો. ૧૦

---

૧ ત્યાર પછી ગાંધારનો સંઘ આવ્યો. ૨ બ્રહ્મચર્ય વ્રત.

ચોથું વ્રત તેણે ઉચર્યું, ત્રિહિપન્ન[1] જણે મન નિશ્ચિં વર્યું;
પુંઠિ વ્રત તે લેતા સહી, હીર કીરતિ જગમાં ગહિગહી. ૧૧
પૂજ્યા શ્રાવકે હીર અપાર, હુઇ ભરૂઅચી ઇગ્યાર હજાર;
અન્યનું પુણ્ય જન્મારા તણું, તેથી હીર ઘડીનું ઘણું. ૧૨
હીર ઋષભના પ્રણમી પાય, ઉતરી પાલીતાણો જાય;
તિહાં કણિ ઉચ્છવ સબલો થાય, મૃગનયણી ગોરી ગુણ ગાય. ૧૩
ઠંડિલ કાજિં ગયા એકવાર, અશોભતો દીઠો વ્યવહાર;
દરસણી પાલિં રાંધી જિમે, હીર તણે મનિ તે નવિ ગમે. ૧૪
વિગર થયા એ માહું સહી, સોમવિજયનિ વાત તે કહી;
સોમે જણાવ્યું તેજપાલ તણે, તેજપાલ સાંગદે આગલિ ભણે. ૧૫
બેહુ મલી તવ કર્યો વિચાર, દરસણી તેડયા તેણી વાર;
રોટી ચ્યાર ચ્યાર કડછી અન્ન, ઘૃત પાશેર દેઇયે પ્રસન્ન. ૧૬
દોય શ્યાક થોડી સુખડી, જસ કીરતિ આકાશે અડી;
દરસણી સઘળા હરખિ અતી, હીર સમો નહિ જગમા યતી. ૧૭
હીર વચનથી [2]હુરમ્યત રહી, દરસણી શાતા પામ્યા સહી;
કીરતિ કરે સહુ તપગછ તણી, દિન દિન દોલતિ વાધે ઘણી. ૧૮
ઉદયકરણ કરિ વિનતી, ત્રંબાવતી આવો ગછપતી;
દીવનો સંઘ આદર બહુ કરે, મેઘ પારિખ બોલા બહુ પાથરે. ૧૯
પારિખ દામો નિ સવજીહ, કરી વિનતી તે નિસદીહ;
લાડકી બાઇ કરી વિનતી, હીરવિજય જેહવો દિનપતી. ૨૦
સઘલે જ્યોતિ કરતો તે સદા, ભુંયરામાંહિ ન ઉગ્યો કદા;
ભુંયરાના વાસી છું અમો, તિહાં અજૂવાલું કીજે તમો. ૨૧

---

૧ ત્રેપન, (૫૩). ૨ પ્ર૦ "હુરમતિ થઇ."

( ઢાળ ચંદાયણની. )

ઉના દીવ માંહિજ પધારો, સકલ તુહમો કીધો વિહારો;
પાટણ રહ્યા ચોમાસાં આઠો, સુલભ કરી સૂર ગતિની વાટો. ૧
ખંભાયતિ રહ્યા ચોમાસાં સાતો, ભાખ્યા ધર્મ તણા અવદાતો;
અમદાવાદમાં ખટ ચોમાસાં, પુણ્યે સાધ પુરૂષનાં પાસાં. ૨
બે ચોમાસાં રહ્યા સીરોહી, સાચોર દોઇ ચોમાસાં હોઇ;
અભિરામાબાદ ફત્તેપુર માંહિ, એકેક ચોમાસું રહીઆ ત્યાંહિ. ૩
ફુણગિરી મહિસાણું સારો, રહ્યા ચોમાસું અકેકી વારો;
સોજીતરા બોરસિદ્ધિ મજારો, એકેક ચોમાસું તેણે ઠારો. ૪
આમોદ નગરી જિહાં ગંધારો, એકેક ચોમાસું કીધું સારો;
રાધનપુર માંહિ રહ્યા એક વારો, કહીયે ન કીધી અહ્માંરી સારો. ૫
વિમલહર્ષ ઉવજ્ઝાય વિચારો, સોમવિજય પંડિતમાં સારો;
કરીયે વીનતી તુહ્મનિં અપારો, રહ્યા નહિ તુહ્મ તિહાં એકવારો. ૬[1]
હીર કહિ જિમ તુહ્મ રૂચિ હોય, સુખશાતા લહી જિમ સહુ કોઇ;
હીર વચન ઇમ બોલ્યો જ્યારિં, સંઘ દીવનો હરખ્યો ત્યારિં. ૭
વધામણીઉ દીવ માંહી આવે, ચ્યાર તોલા હેમની જીભ પાવે;
વસ્ત્ર વ્યાહારીઉ બહુ તસ લાધે, હીર નામિ તસ મહિમા વાધે. ૮

( દુહા. )

હીરજી ઉને આવતા, સંઘવી લાગે પાય;
શ્રીમલ પરમુખ ઇમ કહે, કહીયે[2] વંદસ્યું પાય. ૯

---

૧ પ્ર૦ અં૦ " કરીયે વિનતી તુમને એક વારો, તેડી હીરને ઉને પધારો. " ૨ ક્યારે ?

દુખ ધરતાં વાંદી વળે, ગઢ ગિરનારિં જાય;
હીર વળ્યા ઉના ભણી, ઉછવ અધિકો થાય. ૨

## ( ઢાળ. ઉલાલાની. )

દિન દિન ઉછવ થાય, દીવનો શંઘ નમ્યો પાય;
ઉને તેડી ને જાય, આવે હીર ગુરૂ રાય. ૧
ફરી ફરી સેલુંજો નિહાલે, સિંહ જિમ પાછું ભાલે;
એમ જોતાં ઋખિ જાવે, નદી સેલુંજીમ્હાં આવે. ૨
પુન્નાગ નારિંગ નાગ, ઉગ્યા સીસવ[1] સાગ;
તાલ તમાલ રસાલ, પ્રીઅંગ જાંબૂહ તાલ. ૩
અશોખ આંબિલી અંબ, દીસે કેલિના થંભ;
દાડમ વૃક્ષ ગંભીર, તેણે શોભે નદીના નીર. ૪
ઉતરી આગલી જાવે, દાઠા મહુઆ માંહિ આવે;
દેલવાડે બહુ દેવ, કરિ અજારાની સેવ. ૫
દશરથ આપેં ભરાવ્યો, સોરઠ દેશમાં આવ્યો;
કહું ઉતપતિ સુણો નેટ, વાણિગ સાગર સેઠ. ૬
વાહણે ચઢયો એકવાર, ગાજે ગગન અપાર;
[2]ઉલહસે સાગર નીર, ગાજે સબલ ગંભીર. ૭
મચ્છ પ્રગટ બહુ થાય, ભયંકર સબલજ દેખાય;
વાહણ પાતાલમ્હાં જાય, ગગન લગિ ઉંચું થાય. ૮
સાગર સાહા મનિ લેખે, દુખ દુખ સઘલાંનું દેખે;
ઝંપાવઉં સાગર માંહિ, અણસણ કરતો તે ત્યાંહિ. ૯

---

૧ સીસમનું ઝાડ. ૨ ઉછલે.

સતી પદ્માવતી આવે, સુપરિં માનિં બોલાવે;
મ મરે શેઠજી આપ, કીજે શ્રીપાસનો જાપ. ૧૦
સાયર માંહિ જિન જેહો, તુમ પ્રતિમા લીઓ તેહો;
પદ્માવતી પેટી આલે, સાગર પ્રતિમાને ઝાલે. ૧૧
દેવી બોલીએ તામો, જિહાં અજારૂંએ ગામો;
વચન તે માહારૂં કરેજે, નગરી રાજાનિં જઇ દેજે. ૧૨
એમ કહી દેવીએ જાઇ, વાહાણ તર્યું સુખ ચાંહિ;
આવ્યો અજારે જ્યારે, પેટી આપતો ત્યારે. ૧૩
પ્રગટ્યો પેટીથી જાણ, પૂરવ દિશિ જિમ ભાણ;
ટાલે સકલ તે રોગો, આપે સકલ સંયોગો. ૧૪
નૃપ મહિમા વાધ્યો સારો, આપ્યાં ગામ તે બારો;
ઉતપત્તિ એ જિન કેરી, પૂજો મૂરતિ ભલેરી. ૧૫
તે જિન જુહાર તો હીરો, રહ્યો અજારે તે ધીરો;
ઉપાશરે ઊતર્યા જ્યાંહિ, દીવનો શંઘ આવ્યો ત્યાંહિ. ૧૬
હીરને તેડીને જાવે, શિર ચંદરૂઆ ધરાવે;
કનક કલશ શિરિ ધરતી, આગલિ નારી સંચરતી. ૧૭
સ્ત્રી સિણગાર કરેય, વંદનિ ગઇ રૂદ્ધિ લેઈ;
પુરૂષ બનાવે એ વાગા, જઈ ગુરૂ પાએ લાગા. ૧૮
વાગે વાજિત્ર તાંન, મૃગનયણી કરતી તે ગાન;
આપે યાચકને દાન, છાંલ્યાં પટોલાંચે ઐરાંન[૧]. ૧૯
મલ્યા પુરૂષ નહિં પાર, આગલિ બહુ છડીદાર;
પોહોળી વાટ હતી જેહ, થઇ શેરી સાંકડી તેહ. ૨૦

---

૧ ઐરાવત, હાથી.

વે હીર સૂરિંદ, જાણું ભરત નિરિંદ;
નગર ઉના શણુગારે, દેખી લંકાં તે હારે. ૨૧
ઉના માંહિ ગુરૂ આવે, પાય પટોળાં પથરાવે;
ઉપાશરે ગુરૂ આવ્યા, મોતી ભરી થાલ વધાવ્યા. ૨૨
કુરતી ગુંહલી નારી, મુંકે મહિમુંદી સારી;
પૂજ્યા ગુરૂ નવ અંગિ, સોવન ધર્યાં મન રંગિ. ૨૩
સાથેં સાધ પચવીસ, પૂજા લહિ નિસ દીસ;
પ્રભાવના પોઢીઅ[1] થાયે, તોરણ બારી બંધાયે. ૨૪
ને રહ્યા રૂખિરાય, અભિ હ ધારી થાય;
અન્યના ઘરથી લ્યે આહારો, જિમ બપ્પભટ્ટસૂરી સારો. ૨૫
ઉભી રોટી કભી ધાનો, મલ્યા તિહાં આજમખાનો;
હજથી આવીઓ જ્યારેં, પાય નમ્યો નૃપ ત્યારેં. ૨૬
સાતસહિં રૂપક સારો, ભેટિ કર્યાં તેણી વારો;
હીર કહિ નહિ કામો, મૂક્યા જોરૂ નિ ઠામો. ૨૭
જો અહ્મ લીજીયે કહુંઅ, તો દેત મુંજ પાતશા બહૂઅ;
પણિ નહિ [2]ગજરથ અહ્મારેય, એ ધન તો શોભે તહ્મારે. ૨૮
ખાન આજમ ખુસી થાવે, ધન તું બંદી મુકાવે;
હીર તણા ગુણ ગાવે, ફકીર લો મનિ ાવે. ૨૯
હીરનું સુણીઉં વ્યાખ્યાન, ઉઠીઓ આજમખાન;
હીર ઉના માંહિ રહિતા, ધર્મકથા નિત્યે કહિતા. ૩૦

---

૧ પ્રૌઢી, મોટી. ૨ પ્ર૦અં૦"ગરજ"

( ચોપાઈ. )

કહેતા નિત્યે ધર્મ કથાય, સબલ ધન તિહાં ખરચાય;
 ત્રિણ્ય પ્રતિષ્ટા પોઢી થાય, પારિખ મેઘ તણી કહિવાય. ૧
લખરાજ રૂડાની વળી એક, લાડકીની મા ધરે વિવેક;
 બિંબ પ્રતિષ્ટા તે પણ કરે, સાહ બકોર સંયમ આદરે. ૨
ધન પોતાનું ખરચી કરી, જૈનરૂપણી દીક્ષા વરી;
 બહુ વેરાગી સંયમ ધાર, શ્રી શ્રીમાલી વંશ શિણગાર. ૩
છતી ઋદ્ધિ તેણે છંડી સહી, હીર હાથે તેણેં દીક્ષા ગ્રહી;
 આગે હતી એ બાંધણી, દીક્ષા લેતા ધનના ધણી. ૪
એક સત મહિ મુંદી ખરચેહ, પાછલિ કો વઢવા નાવેહ;
 વરસ માંહિ સૂત્રાદિઠ ભણે, [1] આહારાદિક ન ગમે અવગણે. ૫
અવગુણ વિન નર સાહ બકોર, સંવેગી સમકિત સમદોર;
 દયા બુદ્ધિ સુશીલ સુજાણ, લીયે દીક્ષા તે કરી મંડાણ. ૬
અનેક ઉછવ બીજા થાય, ઉપધાન માલ વ્રતનિ પૂજાય;
 નવાનગરનો પુરૂષ સુધીર, આવ્યો [2] જામ તણોજ વજીર. ૭
અબજી ભણસાલી તસ નામ, આવી હીરનિં પૂજે તામ;
 સોનઇઆ નવ અંગિ ધરે, બીજાં સાધની પૂજા કરે. ૮
લાખ ટંકા લુંછણ કરેહ, કેકાંણ યાચકનિં તિહાં દેહ;
 એમ અનેક ઉછવ થાય, ઉના માંહિ રહ્યા રૂખિરાય. ૯
ચોમાસું જવ પુરૂં થાય, ચાલેવા માંડયા ઋષિરાય;
 પણિ [3] હુસીઆર નહિ રૂષિ દેહ, તેણે બોલ્યા નર શ્રાવક જેહ. ૧૦

---

૧ પ્રત્યં૦ " સુઆરાદિક નરમેં અવગુણે " ૨ જામનગરનો.
૩ શરીર સારૂં નહિ હોવાથી શ્રાવકોએ રહેવા કહ્યું.

હુંણુ ચોમાસું ઇહાં કરિ રહી, થાય સમાધિ આલેવું હી;
રોગ સહિત કિમ ફરસ્યો હીર? રહો ઇહાં ગુરૂ સાહસ ધીર. ૧૧
ફલ ાધ સમજ્ય ાખે ત્યાંહિ, હીર રહ્યા તવ ઉના માંહિ;
પગે સોજો હુઓ રૂખિરાય, ઓષધ ન કરિ તેણે ઠાય. ૧૨
મલે સંઘ દીવ ઉનાતણો, વિનો[1] હીરનો કીધો ઘણો;
ઓષધ કીજે મુનીવર રાય, જેણે વ્યાધિ રોગ તુહ્મારો જાય. ૧૩
હીર કહે સુણીયે નર પરમ ! ભોગવ્યા વિના ન છૂટે કરમ !
સનતકુમાર નહિ ઓષધ યોગ, કરમ ખપ્યા તવ નાઠો રોગ. ૧૪
શ્રાવક કહે ણો ગુરૂ હીર, ઓષધ કરતા શ્રીમાહાવીર;
કોહલાપાક લીધો સૂજતો, અતીસાર તવ જીરણ હુતો. ૧૫
કેસવ વૈદ કીડા કાઢતો, ત્યારેં મુનીવર નવિ બોલતો;
ાવકનો છે એ આચાર, મુનીશ્વરની તે કરતા સાર. ૧૬
દીઓ આગન્યા અહ્મનિં હીર, ન દીયે આજ્ઞા પુરૂષ ગંભીર;
મનિ ચિંતવે એ મલીઆ સહુ, મુજને દોષ લગાડે બહુ. ૧૭
અસ્યું લહી ન દીયે આગન્યા, ત્યારેં સરવ હુઆ એકમના;
કરી ઉપવાસ બેઠા તેણિ ઠાય, બાલિકનેં ન ધવરાવે માય. ૧૮
થયો સોર મલીઆ જન બહુ, હીરનિ વિનતી કરતા સહુ;
સોમવિજય વાચક એમ કહિ, એમ ાવકનાં મન નવિ રહે. ૧૯
પૂરવ ઋષિં ઓષધ તો કીધ, તેતો તુહ્મનિં અછે પ્રસિદ્ધ;
શુદ્ધ ઓષધ થોડું કીજીયે, સકલ સંઘનિ મોહોત દીજીયે. ૨૦
મન વિન નેમિનાથની પરિં, હા ભાખેં સુનિ આદર કરેં;
ખુશી ંઘ હુઓ તિણિ ઠારિ, બાલિકને ધવરાવે નારી. ૨૧

---

૧ વિનય.

વધઇહું વધઇદ વિવેકું કરે, દિન દિન રોગ કાંઇક ઉસરે;
દીલેં શક્તિ ન તેહવી થાય, જે સુખેં ગુરૂથી હુયેં સઝાય. ૨૨
આયુ હીર ઘટતું મનિ લહી, સકલ સાધનિં તેડયા સહી;
તેડો વેગેં નર જેસિંગ, જિમ મુજને હોય અતિ રંગ. ૨૩
લખે લેખ મુનિ તેણિ ઠાહી, ધનવિજય તેડવા જાય;
લાહોર લગિં ગયો નર તેહ, દેઇ કાગલને ગુરૂ વાંદેહ. ૨૪
તુંનિ રાગે રાગી હીર, તું મોહ્યો અકબરસ્યું ધીર;
ઘણા દિવસ હુઆ ઋખિરાજ, તુંમનિ મલવા તેડે આજ. ૨૫
ગુજ્જર ખંડિ પધારો તુહમે, આવ્યા તેડવા તુહ્મનિં અમે;
હીરનું દીલ નહિ હુસીઆર, તેણે તુમ ઇહાંથી કરો વિહાર. ૨૬
હીર પૂછિ જોસીનિં વાત, ક્યારેં જેસંગ પ્રગટ થાત;
ખ્યણિ ખ્યણિ જપે તુહ્મારૂં નામ, જિમ સીતા રઘુવંશી રામ. ૨૭
સુણી વિગર હૂઓ જેસિંગ, સિથલ થયાં તવ સઘળાં અંગ;
અકબરશાહાનિ ભાખી વાત, હીર દેહી તે પરવશિ થાત. ૨૮
સબલ ખરખર્યો અકબર મીર, જાઓ વેગિં મીલો જઇ હીર;
માહારી દુઆ પોહોચાડજયો સહી, ચાલ્યો જેસિંગ
એહવું કહી. ૨૯
છડે પ્રયાણે જેસિંગ જાય, ગુજરખંડ નિંઉરહો થાય;
હીર જોય જેસિંગની વાટ, જિમ દાતાનિ ઇચ્છે ભાટ. ૩૦
શ્રીગુરૂ આપ વિમાસે અસ્યું, આચારજ નવિ આવ્યા કસ્યું;
નરા નહી કઇ નવિ સાંભલ્યું, વિષમપંથ નવિ જાયે કળ્યું. ૩૧
એણે અવસરિ અહિં હુત અમપાસ, તો અણસણ કરતાં ઉલ્હાસ;
હીર પરલોક સાધત સહી આજ, વાધત બહુ જેસિં-
ગની લાજ. ૩૨

એમ કરતાં દિન કેતા જાય, ભાખે હીરવિજય મુનીરાય;
　થોડું આયુ જણાયે આજ, કોહો તુ સારૂં આતમકાજ. ૩૩
બોલ્યા સોમવિજય ઉવઝ્ઝાય, આતમ કામ કરંતાં ભવ જાય;
　આજ લગિં કર્યાં ધર્મના કામ, સુણો હીર લેઓ તે નામ. ૩૪
એકાસણુ નીવી આદરો, પંચવિગય પરિહરવું કરો;
　દ્રવ્ય ગણી મુની લ્યો તુમ બાર, દોષરહિત વાવરવો આહાર. ૩૫
વિજયદાનસૂરિ પાસે જોય, આલોઅણુ લીધી તુમ દોય;
　ત્રિણ્ય સહિં સાઠિ કીધા ઉપવાસ,સવાણસેં છઠ કીધા ખાસ. ૩૬
એકાસી આઠમ નિરધાર, આંબિલ કીધાં દોય હજાર;
　દોય હજાર નીવી તે કરે, એકાસી એકભત્ત આદરે. ૩૭
ત્રિણ્ય સહિસ છસેં ઉપવાસ, અનેક તપ કીધા ભલખાસ;
　વીસથાનિક કરતા વીસ વાર, ચ્યારસેં આંબિલ કીધાં ત્યાં સાર. ૩૮
વીસથાનિક આરાધ્યા સહી, ચ્યારસેં ચોથ કર્યો ગહિગહી;
　છુટક ચોથ કર્યાં સેં ચ્યાર, ગુરૂજી તુભતો પાપ જયચકાર. ૩૯
સૂર મંત્ર આરાધન કરે, મુની ઉપવાસ આંબિલ આદરે;
　કાઉત્સર્ગ નીવી એકાસણું, ત્રિણ્ય માસ ધ્યાનિ રહ્યા ઘણું. ૪૦
જ્ઞાન તણો આરાધન કરો, બાવીસ માસ તપ તે આદરૂં;
　આંબિલ નીવીનો તુમે યોગ, આરાધી ટાળ્યો કર્મરોગ. ૪૧
જાગ્યા ત્યારેં પોહોરસુ ચ્યાર, પોહોર ખમાસમણુ પાંચસેં બાર;
　લોગસ્સ ઉજ્જોઅગરે સો ધરે, બાવીસ માસ એ કાઉસ્સગ કરો. ૪૨
ગુરૂનો તપ કીધો તુહમે ખાસ, ત્રિણ્ય માસ અઠમ ઉપવાસ;
　આંબિલ છઠનિ નીવી કહું, ઘોલું ધાન મો ં તે લ ં. ૪૩

જ્ઞાન દર્શન નિ ચારિત્ર જોય, ઈગ્યાર માસ તપ કીધો સોય;
 પ્રતિમા બારતણો તપ કીધ, અભિગ્રહ ધારી તું હ પ્રસિધ્ધ.૪૪
દસવૈકાલિક અવશ્યેં ગણો, આતાપનાનો પરીસહ ઘણો;
 તુહ્મારાં કરણી કહ્યાં ન જાય, બોલતાં થાકે બ્રહ્માય. ૪૫
અનેક ગ્રંથ સોધ્યા રૂખિરાય, ચ્યાર કોડિ કીધી સજ્ઝાય;
 શિષ્ય દીખીઆ[1] એકસો આઠ, સાધી હીર મુગતિની વાટ.૪૬
એકસો સાઠિ પંડિતપદ દીધ, સાઠ[2] ઉવઝાય ગુરૂ હીરિં કીધ;
 વિમલહર્ષ ઉવઝાય ખાસ, શ્રીમાલી દેવાસે વાસ. ૪૭
કલ્યાણવિજય ઉવઝાય વલી જેહ, પ્રાગવંશ વીસો કહું તેહ;
 શાન્તિચંદ મોટો ઉવઝાય, શ્રીમાલી વંશે કહેવાય. ૪૮
[3]પુણ્યવિજય ઉવઝાય જેહ, વીસલનગરનો વાસી તેહ;
 સોમવિજય થાપ્યો ઉવઝાય, ભાણુચંદના સહુ ગુણ ગાય. ૪૯
સુમતિવિજય હુઓ ગુણ ખાણી, શાંતિ સાગર કરિ આઠજ જાણી;[4]
 આચાર્ય પદ થાપ્યું એક, વિજયસેનસૂરિ વડો વિવેક. ૫૦
દેહરાસર જિન મંદિર સંગ્ર, ગુરૂ ઉપદેશ હૂઆ સય પંચ;
 બિંબપ્રતિષ્ટા કરી પંચાસ, તે શ્રાવક ઘરિ કમલા વાસ.૫૧

( ઢાલ. એણી પરિં રાજ્ય કરંતારે એ દેશી. )

સંઘવી શ્રીઉદયકરણરે, પ્રતિષ્ટા જિન તણી;
 હીર હાથિં કરાવતો એ. ૧

---

૧ પ્રત્યં૦ " એકસો સાઠ " ૨ પ્રતિઅં૦ "સાત." ૩ પ્ર૦ અં૦ " મુનિવિજય પાઠક હુઓ જેહ " ૪ પ્ર૦અં૦ "સાતેં સાત સાયર કરી જાણુ "

તવ ઓગણીસ પંન્યાસોરે, વાચક એક સહી;
સુમતિવિજય મુની થાપીઓ એ. ૨
બિંબપ્રતિષ્ટા સારરે, સાહ મૂલો કરે;
[1]જવહિરી કુંઅરજી ભલો એ. ૩
સોની તેજપાલ સારરે, રાયમલ્લ રૂઅડો;
આસપાલ સવીર કરિ એ. ૪
ારમલ ને થાંનસંગરે, સાનુકલ્યાણ;
દુજણમલ ધન વાવરે એ. ૫
[2]ગોના કકૂનર જેહરે, મેઘ પરમુખ વળી;
પુરૂષ પ્રતિષ્ટા બહુ કરે એ. ૬
ભુવન નીપનાં સારરે, સોની તેજપાલ;
જિન મંદિર મોટાં કરે એ. ૭
વજીઆ રાજીઆ જેહરે, ઠાકુર જસુ કહું;
પોઢા ચૈત્ય કરાવિયાં એ. ૮
સાહ રામ વર્ધમાનરે, મૂલોકુંઅરજી;
અબજી ભુવન કરાવતો એ. ૯
નવેનગર પ્રાસાદરે, સાહ હીરો કરે;
કાવી કુંઅરજી બાડુઆ એ. ૧૦
સાહા લહુ ગાંધારિરે, ાહી હીરો કહું;
ચીઉરિ જિનમંદિર કરે એ. ૧૧
લાહોર ાગરા માંહિરે, મથુરાં માલપુરિ,
ફતેપુરિ દેહરાં થયાં એ. ૧૨

---

૧ ઝવેરી. ૨ પ્ર૦અં૦ " માના કકૂ "

રાધનપુર કલિકોટરે, માંડવ રામપુરિં;
  ડભોલમાંહિ દેહરાં સહી એ. ૧૩
ભારમલ સાહ [1]વિરાટરે, સીહીરોહી માંહિ સહી;
  વસ્તપાલ દેહરાં કરે એ. ૧૪
રાજનગરિ વછરાજરે, સાહ રૂપો સહી;
  પાટણિ કહૂંસાહ સહી એ. ૧૫
વડલી કુણગિરી માંહિરે, વધૂ ધનજી સહી;
  જિનમંદિર હરખેં કરે એ. ૧૬
શક્કરપૂરિં શ્રીમલરે, કીકા વાઘા કરે;
  દેહરૂં પોષધશાલરચ્યું એ. ૧૭
ઠકર જસરાજ જસવીરરે, મહિમુદપુરે દહેરૂં;
  આબુગઢિ સંઘવી થયા એ. ૧૮
ઠકર લાય બુદ્ધિવંતરે, અકબરપુરી જઇ;
  ઉપાશરા દેહરાં કરે એ. ૧૯
ઠકર વીરો [2]મોટોરે, સાહ સોઢો સહી;
  જિન ભુવન કરાવે સહી એ.[3] ૨૦
કુંઅરપાલ ગુણવંતરે, દલ્લીપુરાઇ;[4]
  બનાઇ જિનમંદિર કીઉં એ.
ઇમ દેહરાં અનેકરે, દેહરાસર બહૂ;
  પંચ સયાં તુઝ [5]શાસનિં એ. ૨૨

---

૧ અન્ય પ્રતે " વરાડરે " ૨ અન્યપ્રતે " મોઢરે " ૩ પ્રતિઅં૦ " ભુવન કરાવે ભીમજીએ. " ૪ પ્ર૦ અં૦ " સાહજાના-બાદી " ૫ તમારા રાજ્યમાં પાંચસો દહેરાં થયાં.

હીરમુની ! તુમ ધીરરે, આઠ જાતરા કરી;
  આબુ અચલેશ્વર તણી એ. ૨૩
રાણપુરિ મેવાડરે ફલવધી[1] વરકાણું;
  કુંભલમેરનિ યાતરા રે' ૨૪
પાટણ અમદાવાદરે, ખંભનગર ભલું;
  યાત્ર કરી ગંધારની એ. ૨૫

( ચોપાઇ. )

સોરીપુર મથુરાં[2] ગવાલેરે, ચીત્રકોટનો જોયો સેર;
  તારંગો સેત્રુંજ દોએ વાર, દોય યાત્રાં ગિરનારિં સાર. ૧
લાખ બિંબ ગુરૂ વંદન કરી, અનેક તીરથ કરતા ફરે;
  બુજવ્યો મેઘજી ઋષિ ગુણખાણિ, ત્રીસ રૂષિસ્વર સાથિંજાણિ. ૨
તમે બૂજવ્યો અકબરમીર, મૃગ ઉપરિ નવિ નાખે તીર;
  કીધો જીવદયાપ્રતિપાલ, જાણું [3]કુમર નરિંદ ભૂપાલ. ૩
જીભ સવાસેર ચકલાં તણી, ખાતો જેહ પસુનિં હણી;
  ગુરૂવચને તે બુઝ્યો સહી, ગુરૂ ! તુમ વાત ન જાયે કહી. ૪
નામ 'જગતગુરૂ' દીધું ધારિ, કીધી ષટ મહીનાજ અમારી;
  ડામર તલાવ ડયું તેણીવાર, પુણ્ય કરતાં ગયો અવતાર. ૫
વૃષભ તુરંગમ ન હણે ગાય, મહિષા અજાશિરિ નહિ ઘાય;
  બંધીજન બંધજ તુટીઆ, પંખી પંજરથી છુટીઆ. ૬
અકર ડંડ નિ નહિ અન્યાય, શ્રીશેત્રુંજે મુગતો થાય;
  દાણજીજીઆનાં ફરમાન, હીર ! હવું તુમ મહિયલ માન. ૭

૧ ફલોધી ૨ ગ્વાલીયર. ૩ પ્ર૦ અ૦ " કુમારપાલ ભૂપાલ" કુમારપાલ સમાન.

ત્રિણ્યસે ત્રિણ્ય તો સંઘવી થાય, ગઢ આબુ શેત્રુંજિ જાય;
સમેતશિખર સોરઠ ગિરનાર, યાત્ર કરે તિહાં નરને નાર. ૮
દોયસહિસ મુનિનો પરીવાર, હીરમુનિ જિહાં કરે વિહાર;
સામહીઆં શ્રાવક બહુ કરે, રૂપાદિક નાણા શિર ધરે. ૯
કનક કોડિ હવું લુંછણું, પ્રતિમા પરિ પૂજાયા ઘણું;
ગુજ્જર માલવ સોરઠ સાર, ગુરૂજી ! કીધો તુમ્યો વિહાર. ૧૦
મારૂઆડિ વાગડ વિખ્યાત, દખ્યણ કુંકણ માંહિ જાત;
મેદપાટ મેવાત આગરે, કામદેસમાં વિહાર પણિ કરે. ૧૧
યોગ ઉપધાન વ્રત પહિરે માલ, સામીવછલ[1] હોવે વિશાલ;
જગતતણા તુમ્હ તારણહાર, પોતે પણિ તરીઆ સંસાર. ૧૨
સકલ સાધનો તું આધાર, જગજતું જીવાડણહાર;
ચિહું દિસિ સમરે તાહરૂં નામ, જિમ સીતા રઘુવંશી રામ. ૧૩
જિમ કોકિલ સમરે સહકાર, જિમ ચાતક સમરે ઘનસાર;
ચંદ્રાતણે સમરણ ચકોર, સમરે જલધર નિત્યે મોર. ૧૪
મધુકર જિમ સમરે માલતી, ઉત્તમ સ્ત્રી સમરે નિજ પતિ;
વછ નાન્હો સમરે જિમ ગાય, બાલક જિમ સમરે નિજ માય. ૧૫
સકલ સાધ અમો સમરૂં હીર, ગૌતમ જિમ સમરે માહાવીર;
તેણી પરિં સમરૂં ગુરૂ ગણધાર, તુમ્હ જાતા અમ્હ કુણ આધાર?૧૬
વિજયસેન આવે તુમ આગેં, હીર [2]પડખીયે તુમ તિહાં લાગેં;
તુમ અણુસણ કરવું ગછપતિ, તો અમ ઠબકો દેસે અતિ. ૧૭

---

૧ સ્વામીવાત્સલ્ય, સ્વધર્મિયોને જમાડવું વગેરે. ૨ નિશ્ચિંતતાથી પડખું વાલીયે, અર્થાત્ રહીયે.

હીર કહે ચોમાસું થયું, જેસંગે આવવું નવિ થયું;
ના સ્વામી તે સહી આવસ્યે, નિરાબાધ તુમ્હ કાયા થસ્યે. ૧૮
સમજાવીનિ વિલંબ કરેહ, આવ્યું પરવ પજુષણ જેહ;
કલ્પસૂત્ર વાંચે ગુરૂ હીર, ત્યારેં સબરૂં મુનિ શરીર. ૧૯
ભાદ્રવા સુદિ દસમી દિન જામ, રયણી મધ્ય હુઇ છે તામ;
સકલ સાધ તેડયા તેણે ઠાહિ, મુખ્ય તે વિમલહર્ષ ઉવજ્ઝાય. ૨૦

(ઢાલ-સરગે રૂપ ન સોધ્યો પામીયેરે. રાગ-મારૂણી.)

વિમલહર્ષ વાચકને તેડીઆરે, ભાખે એમ ગુરૂ હીર ધીરોરે;
ગંભીરોરે જેસિંગ હજીય ન આવીઓરે. ૧
કલ્યાણવિજય ઉવજ્ઝાય અંતે નવિ મલ્યારે,
જે જિનશાસન થંભ ધોરીરે;
જેસિંગજીરે ! કુણ અવસરી અલગા રહ્યારે. ૨
મુજ ઉછંગિ જે નાહાનપણિ ઉછર્યોરે,
વિજયસેનસૂરિ સિંહ હા નવિ મલીઓરે;
નવિ ટલિઓરે, ભાવિ અવશ્ય પદારથૂરે. ૩
વિમલહર્ષ ઉવઝાય પરમુખ સહૂ સુણોરે,
ચિંતા મ કરો કોઈ માહારીરે;
તુમ્હારીરે જેસિંગ આસ્યા પૂરસ્યેરે. ૪
સૂરવીર સત્યવાદી ત્યાગનો ધણીરે,
મહિમાવંત પુણ્યવંત મોટોરે;
લોટોરે અમૃતનો જેસિંગજીરે. ૫

---

૧ સારૂં, નિરાબાધ. ૨ બનવાકાલ પદાર્થ.

વિદ્યા ચૌદ ને આગમ અરથ લહિ ઘણારે,
તુમ્હે કરજો તસ સેવ જતિયોરે !
અતિઓરે છોરૂ પરિં તુમ પાલસ્યેરે. ૬

તુમ્હે સાધ સકલ મુજ લાજ વધારજોરે,
ચાલજો જેસિંગ કહિણિ રહીયેરે;
કહીયેરે વાર વાર સ્યું ? તુમ્હ તણેરે. ૭

વિમલહર્ષ ઉવઝાય! સોમવિજય મુનિરે, !
જગમાં ધોરી (તુમ) હોય લહીયરે;
કહીયરે તપાગછ દીપાવજોરે. ૮

ઉદયવંત એ ધોરી જેસિંગ છે ઘણુંરે,
દિન દિન દોલતિ તબ હોયરે;
સહુ કોઇરે સંપિ થઇને ચાલજોરે. ૯

આતમ સાધન હીર કરે હરખિ ઘણુંરે,
અતિચાર આલોચે સર્વ ધુરથીરે;
ધુરથીરે જ્ઞાન દર્શન ચારિત્ર તણારે. ૧૦

તપાચારના બાર અતિચાર લાગીઆરે,
વીર્યાચારના ત્રિણ્ય હોયરે;
જોઇરે પંચ આચાર ખમાવતોરે. ૧૧

પંચ અતિચાર સંલેષણાના જે હુઆરે,
જીવત મરણ ઇહલોક પરલોકરે;
[1]ફોકોરે કામભોગવાંચ્છા જિકોરે. ૧૨

---

૧ ફોગટ થાઓ !

## ( ચોપાઈ . )

પંચમાહાવ્રત અંગિ ધરી, વિરાધના  વ ભવ ભમતાં કરી;
અથવા અતિચાર મુજ જેહ, સિદ્ધ સાખિ ખમાવું તેહ. ૧
ફરી પંચમાહાવ્રત ઉચરે, સકલ જીવસ્યું ખામણ કરે;
લાખ ચોરાસી યોનિ અનંત, ખમી ખમાવી સઘળી જંત. ૨
સકલ જંતુ ખમાવું સહી, તહ્મે ખમાવો મુજ ગહિગહી;
મૈત્રી ભાવિં સુખ અનંત, વઈર કરંતાં દુખ લહિ જંત. ૩
જગ સઘળાનિ વાંચ્છું સુખી, કોઈ મ થાસ્યો જગમાં દુઃખી;
કર્મ થકી મુકાજો સહી, મુગતિ પંથ પામો ગહિગહી. ૪
એણી પરિં ખામણ ખામે હીર, સાધતણે નયણે વહે નીર;
હીર કહે  મ મ  રૂઓ મુદા, એહ પંથ ચાલે છે સદા. ૫
અથિર દેહ થિર કોહોની રહી, હરિ ચક્રી જિન ચાલ્યા વહી;
વાસુદેવ બલદેવા જેહ, આયૂ ખૂટતે ચાલ્યા તેહ. ૬
તેણે કારણે મ મ રોઓ કોઈ, હું ખમા  છું સહુ કોઈ;
વિમલહર્ષ મુનિ સોમ સુજાણ, હું ખામું તુહ્ય પંડિત જાણ.૭
બોલ્યો સોમવિજય માહાયતિ, સ્યાનું ખામો છો ગછપતિ;
છોરૂ પરિં પાલ્યા અમ સદા, જન્મ લગિં દૂહવ્યા નહિં કદા.૮
હીર કહિ સાંભલિ નર સાર, ખમાવવાનો છે  ાચાર;
અપ્રીતિ કહિનિ ઉપજી હોય, હું ખમાવું કરજોડી સોય. ૯
સકલ જંતુસ્યું ખામે આપ, વોસરાવે અઢારે પાપ;
હિંસા[1] જૂઠ[2] પરધન લીધ[3], મૈથુન[4] ધનની મૂર્છા કીધ.[5] ૧૦
ક્રોધ[6] માન[7] માયા[8] ને લોભ[9], એ ચ્યારેનિ દીધી થોભ;
પ્રેમ[10] દ્વેષ[11] કલે[12] કલંક[13],  ડી[14] કરતાં મોટો વંક. ૧૧

રતિઅરતિના[૧૫] દોષ છે ઘણા, અવરણવાદ[૧૬] બોલ્યાં પરતણા;
 માયામૃષા નિ[૧૭] મિથ્યાત,[૧૮] વોશિરે અઢારે પાપની વાત.૧૨
ચ્યારિ સરણ મનમાંહિ ધરૂં, પહિલું સરણ અરિહંતનું કરૂં;
 અરિહંત તે હણતા કર્મ [૧]આઠ, જે પામ્યા પંચમગતિ[૨] વાટ.૧૩
બીજું સરણ કીજે [૩]સિદ્ધતણું, અનંત સુખ જસ વર્ણન ઘણું;
 અનંત બલ નિ જ્ઞાન અનંત, વીર્ય અનંતુ સિદ્ધનિ હુવંત. ૧૪
ત્રીજું સરણ કીજે સાધનું, સમકિત સીલ સૂધું જેહનું;
 [૪]પંચમાહાવ્રત પાલણહાર, પંચ સુમતિ[૫] ત્રિણ્ય
 ગુપતિ અપાર. ૧૫

---

૧ જ્ઞાનાવરણી, દર્શનાવરણી, વેદનીય, મોહની, આયુષ્ય, નામ, ગોત્ર, અને અંતરાય, ૨ મોક્ષગતિ. ૩ પરમાત્મા સમાન આત્માઓ. જેને પુનર્જન્મ નથી તેવા આત્માઓને સિદ્ધ કહેવાય છે, અર્થાત્ મોક્ષવાસી આત્માઓ. ૪ આનો સમાવેશ ઉપર ૧૦ મી ગાથામાં બતાવેલા પાંચ વ્રતોમાં થાય છે. અર્થાત્ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એટલે હાલતાં ચાલતાં જીવો મલી એ ૭ જાતિના જીવોને મારે નહિ, મરાવે નહિ, અને મારતાને અનુમોદે નહિ તેનું નામ **અહિંસાવ્રત** (૧) ક્રોધ લોભ ભય કે હાસ્યાદિથી મનવચનકાયાવડે દ્રવ્યક્ષેત્રકાલભાવવિશે જૂઠું બોલે નહિ, બોલાવે નહિ અને અનુમોદે નહિ એનું નામ **મૃષાવાદત્યાગવ્રત** (૨) પરાઇ વસ્તુનો માલધણીની આજ્ઞા વિના ત્યાગ એ **અદત્તાદાનત્યાગવ્રત** (૩) મૈથુનનો કાયવચનથી ત્યાગ તથા મનથી કામવાંચ્છનાદિનો અભાવ એ **મૈથુનત્યાગવ્રત** (૪) અને ધનધાન્ય ક્ષેત્ર વસ્તુ ધાતુ દાસદાસી ઢોર વગેરે ઉપર મૂર્ચ્છા ન કરે, અન્યને ન કરાવે અને કરનારને ન અનુમોદે એનું નામ **પરિગ્રહત્યાગવ્રત** (૫). ૫ Moderation. ઇર્યા, ભાષા, એષણા, આદાનનિક્ષેપ, અને પરિષ્ઠાપનિકા મલી પાંચ સુમતિ અને મન, વચન, કાયા, એ ત્રણ ગુપ્તિયો.

ચોથું સરણ કીજે ધર્મનું, જ્ઞાની સરૂપ કહે જેહનું;
જીવઘાત અલિ ચોરી નહિ, પરદારા જિન વારે તહિં. ૧૬
અસ્યાં શરણ ચ્યારે મનિ ધરે,[1] દુઃકૃતતણું નિંદેવું કરે;
સાધુપંથ સામાયક ભંગ, અસત્યવચન નિં નીચનો સંગ.૧૭
દેતાં દાન કર્યું અંતરાય, જે મિં દુહવ્યાં માત પિતાય;
[2]થાપિણિમોસો કુડ કલંક, ખુતો પ્રાણી પાતિગ વંક. ૧૮
૧ ૨ ૩ ૪
આશાતના જે કીધી ઘણી, અરિહંત સિદ્ધ મુનિ ધર્મહ તણી;
૧ ૨ ૩
જ્ઞાન દર્શન ચારિત્ર સાર, આશાતના તસ કરી અપાર. ૧૯
આચાર્ય ઉવઝાય નિં યતિ, આશાતના જે કીધી અતિ;
૧ ૨ ૩ ૪
સાધ સાધવી શ્રાવિક શ્રાવિકા,[3]રાલિ જીવ આશાતના થકા.૨૦
દેવ દેવી જિન પ્રતિમા તણી, આશાતના જે કીધી ઘણી;
હીર કહે હું ખામું તેહ, લાગાં પાતિગ આણી[4]દેહ ૨૧
એહલોક પરલોકે પંથ, આશાતનાથી ભારીજ જંત;
આભવ દુષ્કૃત નિંદુ આપ, આલોઉં પૂરવનાં પાપ. ૨૨
પૂરવિં જીવ એકેંદ્રિ માંહિ, તરૂઅરલોહ હુઓ હું જ્યાંહિ;
લોહતણાં હુઆ હથિયાર, પશુનર કંઠે વાહી ધાર. ૨૩
કાપી તરૂઅર સૂલી કરી, વાહણજ ઘાણ થઇ ફરી;
ઉખલ મુસલ દેહિ અધિકરણ, વોસિરાવિ હુએ પંડિત [5]મરણ. ૨૪

---

૧ અયોગ્ય કાર્યોનું. ૨ પારકી મિલકત દબાવી પાડવી. ૩ દુભવ્યા, રોલ્યા રૂલ્યા. ૪ આવી. ૫ સમાધિમરણ.

ઈમ ભવ ભમતાં દુઃકૃત જેહ, આતમ સાખિં નિંદુ તેહ;
સુકૃત પણ અનુમોદું સહી, વ્યવરી[1] વચન નિજ મુખથી કહી. ૨૫

પ્રથમ પ્રશંસું સમકિત સાર, ત્રિણિ તત્ત્વ મિં લહ્યાં અપાર;
શ્રીદેવ[1] ગુરૂ[2] ને ત્રીજો ધર્મ[3], પ્રશંસતાં ધોવાયે કર્મ. ૨૬

સમકિત નિરમલ થાવા ભણી, પૂજી પ્રતિમા જિનવર તણી;
શાસ્વતાં દેહરાં જિનનાં જેહ, [2]જ્હાર્યાં ઇહાં અનુમોદું તેહ. ૨૭

ભુવનપતિમ્હાં દેહરાં જોય, સાત કોડિ બોહોત્તરિલખ હોય;
તેરસિં કોડિ નિ નવ્યાસી કોડિ, સાઠિલાખ બિંબ તિહાં કરિ જોડિ.[3] ૨૮

( દુહા. )

અસંખ્ય ભુવન વ્યંતરતણા, પ્રાસાદિં ત્રિણ્ય વાર;
એકસો અહિસી બિંબ તિહાં, નીત નીત કરૂં જોહાર. ૧

(ચોપાઇ. )

સમભૂતલા પૃથવીથી જોય, નવસહિં યોજન પૂરાં હોય;
જ્યોતિષચક્ર એતામાં લહું, અસંખ્યભુવન જિનપ્રતિમા કહું. ૧

બાર સ્વર્ગ નિ નવ ગ્રૈવેક, પંચ અનુત્તર લહું વિવેક;
લાખ ચોરાસી ભુવન કહિસ, સહિસ સત્તાણું નિ ત્રેવીસ.[5] ૨

---

૧ વિવરી ૨ જુહાર્યાં, પ્રણમ્યાં.

૩ "સાત કોડને બહોત્તેર લાખ, ભુવનપતિમાં દેવલ ભાખ. ૭ "
"એકસો એંસી બિંબ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ; તેરસે કોડ નવ્યાસી કોડ, સાઠલાખ વન્દું કરજોડ. ૮" તીર્થવંદનાસ્તવે.

એકસો કોડિ નિ બાવન કોડિ, લાખ ચોરાણું ઉપરિ જોડિ;
સહિસ ચ્યુંઆલીસ સાતસેં સાઠિ,પ્રતિમા પૂજ્યે સિદ્ધ ગતિ વાટિ.[1] ૩

જંબૂદ્વીપના જોય જગીસ, દેહીરાં ખટસેં નિ પાંત્રીસ;
પ્રતિમા પ્રણમું ચ્યુંએત્તરિ [2]હજાર, વળી દોય સહિં અધિક અપાર. ૪

બારસહિં નિ બોહોત્તરિ જોય, ધાતકી ખંડિ દેહરાં હોય;
એક લાખ નિ બાવન હજાર,ખટ સહિં ચ્યાલીસ પ્રતિમા સાર. ૫

---

૧ " સકલ તીર્થ વંદુ કરજોડ, જિનવર નામે મંગલ કોડ;
પહેલે સ્વર્ગે લાખ બત્રીશ, જિનવર ચૈત્ય નમું નિશિ દિસ. ૧
બીજે લાખ અઠ્ઠાવીસ કહ્યાં, ત્રીજે બાર લાખ સદ્દહ્યાં;
ચોથે સ્વર્ગે અડલખ ધાર, પાંચમે વન્દું લાખજ ચાર. ૨
છઠ્ઠે સ્વર્ગે સહસ પચાસ, સાતમે ચાલીસ સહસ પ્રાસાદ;
આઠમે સ્વર્ગે છ હજ્જાર, નવ દશમેં વન્દું શત ચાર. ૩
અગ્યાર બારમેં ત્રણસે સાર, નવ ગ્રૈવેકે ત્રણસેં અઢાર;
પાંચ અનુત્તર સર્વે મલી, લાખ ચોરાશી અધિકાં વળી. ૪
સહસ સત્તાણું ત્રેવીશ સાર, જિનવર ભુવનતણો અધિકાર;
લાંબા સો જોજન વિસ્તાર, પચાસ ઊંચા બહોત્તેર ધાર. ૫
એકસોએંસી બિંબ પ્રમાણ,સભાસહિત એક ચૈત્યે જાણ; ૬ "

તીર્થવંદનાસ્તવે.

૧ "સો કોડ બાવન કોડ સંભાલ, લાખ ચોરાણું સહસ ચુંઆલ. ૬"
" સાતસેં ઉપર સાઠ વિશાળ, સવિ બિંબ પ્રણમું ત્રણ કાળ; ૭ "

તીર્થવંદનાસ્તવે.

૨ પ્રતિઅં૦ " બહોત્તરી હજાર "

પુષ્કર દ્વીપિં એહ વિચાર, માનુષોત્તરિં છે દેહરાં ચ્યાર;
[1]ધ્રુવ નંદીશ્વર તિહાં કણી જોય,બાવન દેહરાં તિહાં કણીહોય.૬
રાજધાનીહું સોલ કહેસ, દેહરાં સોલ તિહાં પ્રણુમેસ;
કુંડલદ્વીપિં દેહરાં ચ્યાર, ચ્યાર રૂચકદ્વીપિં નિરધાર. ૭
ત્રિણ્ય ભુવન દેહરાની ભાષ, આઠ કોડિ સતાવન લાખ;
બયસેં [2]નવ્યાસી જિન પ્રાસાદ, રયણુ બિંબ ઘંટાના નાદ. ૮
પ્રતિમા તિહાં પન્નર સહિં કોડિ,કોડિ બિહિતાલીસ ઉપરિ જોડિ;
લાખ અઠાવન ત્રીસ[3]હજાર, અહિસી બિંબને કરૂં જોહાર. ૯
કહી શાસ્વતિ પ્રતિમા જેહ, પૂજી પૂજાવી હોયેં તેહ;
આગલ પાછલ એણે ઠારિ, હું અનુમોદું તે સંસારિ. ૧૦

(ઢાલ–એણિપરિ રાજ્ય કરંતારેં.[4]) એ દેશી.

૧ ૨ ૩ ૪
દાન સીઅલ તપ ભાવરે, હું પણિ અનુમોદું;
જંતુ ઉગાર્યા તે વલી એ. ૧
બિંબ પ્રતિષ્ઠા જેહરે, સાધુ[5]ભગતિ કરી;
યાત્ર કરી તીરથ ફરી એ. ૨
શેત્રુંજો ગઢ ગિરનારિ રે, આબુગઢિ ગયો;
ઋષભ નમિ નિરમલ થયો એ. ૩
પુસ્તક પરઉપગારરે, વિનય વેયાવચ;
ગુરૂની ભગતિ પ્રસંસીયે એ. ૪

---

૧ પ્રતિઅં૦ " દ્વીપ " ૨ પ્રતિઅં૦ " બસેં બ્યાસી "
૩ પ્રતિઅં૦ " છત્રીશ હજાર " ૪ જુઓ પાને ૨૨૧ માં આ
રાગની ઢાલ. ૫ પ્ર૦ અં૦ " સંઘ ભગતિ "

ટાલ્યો અકબર અન્યાયરે, ઉપશમ જે ધર્યો;
જિન વાણી શ્રવણે સુણી એ. ૫

અરિહંતના ગુણ બારરે, હું પણ અનુમોદું;
ગુણ એકત્રીસ સિદ્ધના એ. [1] ૬

આચાર્ય ગુણવંતરે, ગુણ તસ છત્રીસ;
હું અનુમોદું તે સહી એ. ૭

પંચવીસ ગુણ ઉવઝાયરે, હું નિત અનુમોદું;
ગુણ સત્તાવીસ સાધના એ. ૮

---

૧ આંહી બન્ને પ્રતિયોમાં એકત્રીશ ગુણ સિદ્ધના લખેલાં છે, જ્યારે સિદ્ધના આઠ ગુણ, એ પ્રસિદ્ધ છે. કેટલેક સ્થલે સિદ્ધના એકત્રીશ ગુણો પણ ગ્રન્થોમાં લખવામાં આવ્યા છે. જેમકે આચાર્યના છત્રીશ ગુણો પ્રસિદ્ધ હોવા છતાં કેટલેક ઠેકાણે બારસો છણું ( ૧૨૯૬ ) ગુણ પણ દર્શાવવામાં આવ્યાં છે, તે પ્રમાણે. સર્વના મલી ૧૦૮ ગુણ આ પ્રમાણે છે.

" બાર ગુણે અરિહંત દેવ, પ્રણમીજે ભાવે:
" સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧

" આચારજ ગુણ છત્તીસ, પચવીશ ઉવજ્ઝાય,
" સત્તાવીસ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨

૧૨+૮+૩૬+૨૫+૨૭=૧૦૮

" અષ્ટોતરસય ગુણ મલી એ, ઈમ સમરો નવકાર;
" ધીરવિમલ પંડિત તણો, નય પ્રણમે નિત સાર. ૩

પરમેષ્ઠિ ચૈત્યવંદને.

ઢંઢણ દ્રઢપ્રહારરે, અરણક ઋષિ નમું;
 સનતકુમારનિ સમરીએ એ. ૯
પ્રણમું ખંધકકુમારરે, કુરગડૂ મુનિ;
 ભરત બાહુબલિનિ નમુ એ. ૧૦
બલિભદ્ર અજાયકુમારરે, ધન્નાશાલિભદ્ર;
 મેઘકુમાર ધન્નો ધુરિ એ. ૧૧
અસ્યા સાધ જગિ જેહરે, હું પણિ અનુમોદું;
 સાધપણું તેહનું સહી એ. ૧૨
શ્રાવકનાં વ્રત બારરે, તે પણિ અનુમોદું;
 દેશ વિરતિ તિર્યંચ તણીએ. ૧૩
દેવત્થુ દેવપણુંરે, હું પણિ અનુમોદું;
 ભગતિ કરે શાસનતણી એ. ૧૪
જીવ નારકી પાસરે, સમકિત છે ભલું;
 હું અનુમોદું તે સહી એ. ૧૫
હવે સેસાંણ[2] જીવરે, એહથી અન્ય વળી;
 હું અનુમોદું તેહનિં એ. ૧૬
દાન રૂચિ ગુણ જેહરે, હું વળી અનુમોદું;
 વિનય ભલો જસ દેહમાં એ. ૧૭
અલ્પ કખાયે[3] જીવરે, પરનિં ઉપગારી;
 ભવ્યપણું અનુમોદીયે એ. ૧૮

---

૧ પ્રતિઅં૰ "સમકિત દ્રષ્ટિ દેવરે" ૨ શેષ+અંણ=અન્ય જીવો. અર્થાત્ શેષ બાકી રહેલાં અન્ય જીવોથી પણ જે અન્ય શુભ કાર્યો થયાં હોય તેને અનુમોદું=વખાણું છું. ૩ કષાયે

જીવદયાળુ જેહરે, [1]દાખિણ્યિ દેહમાં;
પ્રિયભાષી અનુમોદીયે એ. ૧૯

( દુહા. )

પ્રિયભાષી અનુમોદીયે, દૂજા ગુણ વળી જેહ;
ધર્મોપગરણ દેહનું, હું અનુમોદું તેહ. ૧

( ચોપાઇ. )

ભમ્યો જીવ બહુ પામી મરણ, હવું દેહનું ધર્મોપગરણ;
[2]નીલકંઠ તન પામ્યો હી, પીંછતણી પુંજણીઓ થઈ. ૧
[3]પૃથ્વીકાય માંહિ બેઠો સહી, ત્યાહાં મુજદેહની પ્રતિમા થઇ;
જલનો જીવ હુઓ કુણ કાલ, તિહાં પ્રતિમાની હુઇ પખાલ.૨
એમ ભવિ ભમતાં વાર અનંત, ધર્મોપગરણ દેહનું હવંત;
હું અનુમોદું તે પણિ સહી, ભલી ભાવના રાખું ગ્રહી. ૩
જીવ ભમતાં ચિહું[4] ગતિ લહી, સબલ વેદના તિહાં કણિ થઈ;
નરગમાંહિ તો ચાલ્યો વહી, ઘણી વેદના તિહાં કણે સહી. ૪
માનવમાંહિ ખમેવો માર, પરસેવો નિ મસ્તગિ ભાર;
પશુ પ્રાણ ઘણા પણિ હરે, સ્વાનાદિક બહુ ભૂખે મરે. ૫

---

૧ જીવદયાદિગુણોની દાક્ષિણ્યતાવાળા ૨ મૂયર, મોર પીંછની પુંજણી થઇ. અર્થાત્ હીરસૂરિ પૂર્વે જે જે દેહોમાં ઉત્પન્ન થયાં હોય અને તેનાં શરીના ભાગો જે જે શુભ કાર્યમા કામ આવ્યાં હોય તેની અનુમોદના કરે છે. ૩ પાષાણાદિ. ૪ દેવ, મનુષ્ય, તિર્યંચ, અને નારકીની એ ચાર ગતિઓ.

દુઃખ દિસે બહુ સુર ગતિમાંહિ, ખાલી ઘાલ્યા સાસા માંહિ[1];
અસ્યું વિચારી થિર મન કરે, [2]એહવી ભાવના હીઅડે ધરે. ૬
આરાધના અણુસણુ નર કરે, જેહથી સુરગતિ શિવગતિ[3] વરે;
પુરૂષ કરે જે પંડિત મરણુ, રાખે તે નવકારનું સરણુ. ૭
કહેતાં નિરમલ હોયે આપ, [4]ટાલિ સાત સાગરનું પાપ;
આખું પદ ઇચ્છાયેં ગણે, પચાસ સાગર પાતિગ હણે. ૮
આખો જે ભાખે નવકાર, તેહના પુણ્યતણો નહિ પાર;
પંચસયાં સાગરનું કર્યું, પાતિગ સહી તેણે અપહર્યું. ૯
એહવો જગમ્હાં શ્રીનવકાર, હરષેં હીર ગણે નવકાર;
આરાધના પદ [5]સવિધિ કહી, નિશ્ચલ મને આરાધે સહી. ૧૦
દસે પ્રકારે આરાધના કરે, પાપ કર્યાં વદને ઉચરે;
અરિહંતસિદ્ધપ્રભુની સાખ્ય, કહિ પાપ મન નિશ્ચલ રાખ્ય. ૧૧
પાપ કર્મ સુર સાખેં કહી, આતમ સાખે નર નિંદે સહી;
એમ આલોતાં પાતિગ જાય, ભારવાહી પરિં હલૂઓ થાય. ૧૨
લાજેં અભિમાને નવિ કહે, જ્ઞાનમદેં મનમ્હાં શલ્ય રહે;
આલોઇ ન સકે ગુરૂ કને, ચિહું ગતિનાં દુઃખ હોસ્યે તને. ૧૩
શાસ્ત્રશાપવિષ જે નવિ કરે, અસ્યુ શલ્યમરણ દુઃખ તેથી શિરે;
દુલભબોધિ તે નર થાય, અનંત સંસારી તે કહેવાય. ૧૪
તે કારણે સશલ્ય ન મરો, રખે કોય નીઆણું કરો;
ઋષભદેવ જિનાદિક જેહ, નવ નીઆણાં વારે તેહ. ૧૫

---

૧ પ્રતિ અં૰ " ખીલા ઘાલ્યા સીસા માંહી " પ્રત અં૰ " એ સુર ગાત્રના " ૩ પાંચમીગતિ. ૪ ટાલે દૂર કરે, ૫ મૂલમાં ' સવિધિ '

( દુહા )

રાગ દ્વેષ મોહે નહીં, [૧]નીઆણુંજ અસાર;
પ્રારથના કરતો સહી, જે જિન ભાખ્યા ચાર. ૧
[૧]દુઃખ માહારાનો ખ્યય હજ્યો, [૨]કરમતણો ખ્યય જાણ;
[૩]સમાધિમરણ સુપરિં હજ્યો, [૪]બોધિલાભ મન આણ. ૨
ચ્યાર વસ્ત મુખેં માંગતો, આરાધના કરી સોય;
ભવ્ય જીવ હલૂઆ[૨] વિના, અભવ્ય તણે નવિ હોય ! ૩
બાલ મરણ આગે[૩] કર્યાં, જીવે અનંતિવાર;
ન સુણી મુનિ આરાધના, ન લહ્યો ભવનો પાર. ૪

---

૧ મરણ સમયે કરવામાં આવતી ઇચ્છા, વાંચ્છના. અર્થાત્ સ્વતપબળથી યા તેવા કારણથી હું મરીને ફલાણો થાઉં, ફલાણાને દુઃખ દેનારો થાઉં, ફલાણાને સુખ કરનારો થઉં ઇત્યાદિ પ્રકારની જે ઇચ્છા તેને નિયાણું કહે છે. આટલા માટે સમાધિમરણ ઇચ્છવામાં આવે છે. અર્થાત્ કોઇ પણ જાતનું શલ્ય, મરણસમયે ન રહે અને એકાગ્ર ધ્યાનથીજ મરણ થાય એવું પંડિત પુરૂષો ઇચ્છે છે. તેટલાં માટેજ નીચે પ્રમાણેની ઇચ્છા સુજ્ઞ પુરૂષો ધરાવેછે.

"रिज्ज इ जइवि नियाण बंधणं वियराय ! ह ए,
तहवि ज्ज वा, भ भवे तुम्ह च ाणं. ३
"दु क ओ म्मक ओ, माहिमरणं वोहिलाभोअ;
पज्ज ओ ह ए, तुह नाह ! ा रणेणं. ४"

जयवियरायं.

૨ લઘુકર્મી. ૩ અગાડી, પૂર્વ જન્મોમાં.

૧ ૨ ૩ ૪
દાન સીલ તપ ભાવના, સાધ્યો નહિ પરલોક;
રતન સરિખું આઉખું, આલિ નાખ્યું ફોક. ૫
કરસ્યું કરસ્યું કહેતાં થકાં, આયુ ગયું સહુ ખૂટિ;
પુણ્ય હીણ પાપિ ભર્યો, હંસા[1] ચાલ્યો ઉઠિ. ૬
આગલિ પુણ્ય કરસ્યું અમે, અસ્યું કહિ નર જેહ;
મરણ સમે નર સો વળી, બહુ પસ્તાણા તેહ. ૭
મરણતણી ગતિ કુણ લહે, કે ઘર કે પરદેશ;
પંથિ પ્રાણ મુંકતા હુઆ, સાધન કહો શું કરેસ. ૮
કેતા જળે બૂડી મૂઆ, કેતા તરૂઅર હેઠ;
કેતા સ્તન રોગેં મૂઆ, કેતા જનુની પેટ. ૯
કેતા[2] સિરે પડી વીજળી, કેતા સિરે લોહધાર;
કેતા જહેર ખાઈ મૂઆ, સાધન નહિજ લિગાર. ૧૦
કેતાં ભીંતિ ભોમિં રહ્યા, કેતા મુંગા મરણ;
કેતાનિ વિષધર કટે, કહે તિહાં કોહોનું સરણુ ? ૧૧
અનેક મરણ એહવાં અછે, ચેતો આતમ સાથિ;
દિવસ દેહ લખિમી લહિ, પુણ્ય કરો નિજ હાથિ. ૧૨
આલિં ભવ ખોઇ નહિં, ભાવે ભાવના બાર;
અણસણ મુનિ આરાધતો, ધન્ય હીર અવતાર. ૧૩

(ઢાલ. મુંકાવોરે મુજ ઘર નારી, એ દેશી. રાગ-મારૂણી.)

હીર ગુરૂ અણુસણ આરાધે, શાલિભદ્ર ધન્નાપરિંરે;
શ્રાવકજન આવી સહુ પૂજે, બઇઠા સહુકો નિરધારરે—

---

૧ જીવ. ૨ કેટલાંકો.

હીર ગુરૂરે ! સ્યું કીધું એહ, સાર તજી સહુ કોનીરે. ટેક ૧
પૂજી લાહ લેજોરે સહુકો, હવે હીર પધારેરે;
અસ્યો પુરૂષ પજે હવે કહિયે, આપણ વાંદસ્યું ક્યારેરે. હીર ૨
ધાયા લોક ગુરૂવંદન કાજેં, સંધ્યાકાલ પછે હોયરે;
પડિક્કમણું પોતેજ કરાવે, મલ્યા સાધ સહુ કોઇરે. હીર ૩
હીર દેસના અંતે દેતા, જિમ જિનવર મહાવીરોરે;
કાયર કોઇ મ થાસ્યો અહિયાં,કરજો ધર્મ બહુ ધીરોરે. હીર૦૪
સિદ્ધનું ધ્યાન ધરે ગુરૂ હીરો, અવર નહિં વ્યાપારોરે;
માહારૂં કોય નહિ હું કેહિનો, અનિત્ય ભાવ અપારોરે. હી૦૫
માહરો આતમા અછે શાસ્વતો, જ્ઞાન દરસણ સાથિંરે;
બાકી બાહ્ય ભાવ સહુ દીસે, વોશિરાવે સહુ જાતિરે. હીર૦ ૬
શ્રીદેવગુરૂ જિનધર્મનિં રાખું, જે ટાલે કર્મરોગોરે;
આંહારઉપધિ નિ તનુ વોશરાવું, અંતે સાસ સંયોગોરે.હી૦૭
ઉત્તમ નામ ચ્યારે મનિ ધરતો, કરિ લ્યે નોકરવાલીરે;×
પદમાસણ બેઠો ગુરૂ પૂરી, રાગ દ્વેષ દોય ટાલિરે. હીર૦ ૮
જવ જપમાલા માંડી પાંચમી, પડતી નોકારવાળી રે;
સાત પહોરનું પાલી અણસ , સુરલોકે દીયે ફાલીરે. હીર.૯
અણુસણ તણો મહિમા છે એહવો, મુક્તિ ઇન્દ્રપદ થાયે રે;
સાત આઠ ભવમાંહી સીઝે, મોક્ષ નયરમાંહી જાઇરે. હીર.૧૦
સુરવર પદવી પામે જગ ગુરૂ, ઈશાનેંદ્ર સુરલોકે રે;
લહી નિરવાણ ગુરૂ હીરમુનિનું, મિલિયા સુરવર થોકેંરે. હીર.૧૧

---

૧ પ્રતિઅં૰ "અનિત્યભાવેં વપારરે" × જપમાલા.

સંવત સોલબાવન્નો (૧૬૫૨) જ્યારેં, ભાદરવો ભારે ગાજેરે;
ઉજ્જલ એકાદશી શુભ દિવસે, સુરઘર ઘંટા વાજેરે. હીર. ૧૨
શ્રવણ નક્ષત્ર અને ગુરૂવારે, ગુરૂ દેવાંગત હોઇ રે;
સુરવર મુનિજન પંખી પ્રમુખા, દુઃખ ધરતા સહુ કોઇરે.હીર.૧૩

( ઢાલ તિણ મોતી મુશલસ્યું વિંધ્યું, એ દેશી. )

સાર કરેવા સુર અહીં આવે, બેઠા સોય વિમાનેં રે;
હીરતણું મુખ જોવા જઇયેં, નવિ દીઠું સુણીઉં કાનેરે,
જગતગુરૂ હીરજીરે ! કીધાં ઉત્તમ કામ. આંચલી. ૧
સ્વર્ગલોક વાંચ્છયો ગુરૂ હીરે, તેણે લેવા અમે આવું રે;
મારગ મોક્ષતણો દેખાડો, મુક્તિ સહી રૂષિ જાવું રે. જગ૦ ૨
નિર્વાણ મોછવ કરવા કારણ, સુર મૃત્યુ લોકે આવેરે;
વર્ણ અઢારસુણેં જિમ કાને, વાજીત્ર તિમ વજાવે રે. જગ૦ ૩
સાંગલેસર વાસી એક બ્રાહ્મણ, દેખે એક પ્રગટ વિમાનો;
વાત કરે સુર શ્રીગુરૂ કેરી, તિહાં તે ધરંતો કાનો. જગ૦ ૪
સુરવર સહુએ ઉછવ કરતા, જબ નિરવાણજ હીરો;
દીવતણો સંઘ આવી ધાયે, નયણે વહેતાં નીરો. જગ૦ ૫
જન્તુસરણ ગયું જગમાંહિ, જગત તણો તું દીવો !
જૈન તણે સિરિ છત્ર ભલેરૂં, તિં તાર્યા બહુ જીવો. જગ૦ ૬
એમ દુઃખ ધરતાં કરે માંડવી, તેર ખંડની ત્યાંહિ;
ધર્યા કથીપા મખમલ માંહિ, બાંધ્યા મશરૂ જ્યાંહિ. જગ૦ ૭
મોતી ઝુંમખાં રૂપક ઘંટા, ઘૂઘરિઓ કંચન કેરી;
ચામર છત્ર તોરણ તિહાં ઝલકે, ગુડી ફરત ભલેરી. જગ૦ ૮

હોય હજાર વ્યાહારિ તિહાં બેઠી, કરી માંડવી જ્યારેં;
અઢી હજાર વ્યાહારિ હોઈ બીજી, સુરગત હીરજી ત્યારે.જ૦૯
કેશર ચંદન ચૂઆ ધરીનિ, હીરનિ અંગે લગાવે;
માંડવીમાંહિ પોઢાડયો મુનિવર, ઘંટાનાદ તણ થાયે. જગ.૧૦
વાજિંત્ર સુરનાં સહુ સાંભલતા, ગાજે મેઘ કે વરસે;
ઉગ્યો સૂર ધસી ત્યાંહાં આવ્યો, ગુરૂ મુખ જોવા તરસે. જગ૦ ૧૧
વલગા પુરૂષ માંડવીયે મોટા, કોલાહલ અતિ થાયે;
ઋષભદેવ નિર્વાણુ તણી પરિં, સુરનર નારી ધાયે. જગ૦ ૧૨
વાજીંત્ર પંચ શબ્દ બહુ વાગે, ઉછાળે નર વ્યાહારી;
પુષ્પ વૃષ્ટિ હુઈ તે પંથિ, પ્રણમિ સુર નરનારી. જગ૦ ૧૩
રૂપ ઘંટા ધરતા નર હાથિં, ઉછાલતાજ અબીરો;
હીર! હીર! જંપે સહુ મુખથી, નયણે ચાલ્યાં નીરો. જગ૦ ૧૪
વાજંતે વનમાંહિ આવે, જિહાં આંબા વન હોય;
ચિતા સોય કરે ચંદનની, ભોમિ ભલેરી જોય. જગ૦ ૧૫

( ઢાલ. કમલાવતીની. રાગ ગોડી )

ઉત્તમ નર ગુરૂ હીરજી, ધર્યા ચિતામાં જામરે;
અગ્નિ ધરે નહિ કો વળી, મુખ જોયે ફરી ફરી તામરે.
ભાખેરે નર સહુ મલી, ગુરૂ ! દીજે હો દેસના અતિ સાર;
હીર ! ભાખો હો ધર્મવિચાર, ઇમ ભાખેરે નર સહુ મળી. ૧
મસ્તગિ હાથ દો શિષ્યતણે, દો તુમ નર દીપ્યાયરે;
તુમ રાગી નર બહુ મળ્યા, નવિ બોલો હો કાં રૂષિરાયરે!ઇમ.૨
પ્રભુ! તુહ્મ ગોખિ પધારીયે, ભાંજો મન સંદેહરે;
દીઓ,હીર!શિષ્યનેવાચના, નવિ દીજે નિવડ ઇમ છેહરે! ઇમ ૩

રૂદન કરતાં સ્તુતિ કરે, કુણની કરસ્યું સેવરે;
સદાય જગતગુરૂ હીરજી, આજ દીસે ફરી તુમ ટેવરે. ઇમ. ૪
તુમ જાતાં કાંઇ નવિ ઉગરે, કિયાં સુણવી મીઠી વાણિરે;
કુણ ખુડંતાં કાઢસ્યે, બોલો હીરજી ! બહુ ગુણખાણિરે. ૫
[1] વીર જતાં 'વી વી' રહી, ગૌતમને મુખ જોયરે;
હીર જતાં 'હી હી' રહી, જંપે યાચક તિહાં સહુ કોયરે.ઇમ.૬

( દુહા. )

સખીઆં માનવ દુઃખ ધરે, કરતા કઠણુ પરિણામ;
ચિતા લગાડી હીરની, મુંકી અગની તામ.

( ઢાલ. આદિનાથ ભમે હો ઘરિ ઘરિ ગોચરી. એ દેશ .)

ચિતારે લગાડી શ્રીગુરૂહીરનીરે, સૂકડિ[2] પન્નર મણ ત્યાંહિ;
અગર સુગંધો સખરો આણીઓરે, પંચમણ મુંકયો ચહે માંહિ.૧
કપૂરકસ્તુરીકેસર આણીઉંરે, ત્રિણ્ય ત્રિણ્ય સેરજ તેહ;
શ્રાવકજન સહુ [3]નાણે પૂજતારે, જબ લગિં દીસતી દેહ. ૨
ચુઓ સુગંધો સાર તે અગર, તણો વળીરે, બાળ્યો તે સેર પંચ;
બહુ વિધિ દેહી હીરની સંચકારતારે, જિમ જિનદેહીનો સંચ. ૩
કુંકુમવરણીરે દેહી તિહાં દહીરે, સોવનસરીખો શરીર;
કિહાં ગયું કમલવદન ચંદા જસ્યુંરે, નામ રહીએ જગ હીર. ૪

---

૧ વીરપ્રભુના નિર્વાણથી જેમ ગૌતમગણધરને મોઢે "વીર વીર" શબ્દ રહ્યો તેમ તમારા નિર્વાણથી અમારા મુખે "હીર હીર" શબ્દ રહ્યો છે. ૨ ચંદન, સુખડ. ૩ પૈસા વડે

## ( ઢાળ. છાનોરે છપીને કંતા કિહાં રહ્યોરે–દેશી. )

હીરનીરે દેહી [1]સંચકારતાંરે, લ્યાહારિ લાગી સાત હજાર રે;
સાતેરે નરગ તણી વાટડીરે, રૂંધે[2] પુરૂષ તેણીવાર રે. હીર. ૧
અમારિ પલાવીરે આખે કાંઠડેરે, નહીં સાગરમાંહિ જાલરે;
અઠમ[3] કરીરે સહુ મુનિ બેસતારે, અન્ન ન જિમે વૃદ્ધ બાલરે. ૨
દહિન દેઇ વળ્યા પુરજનારે, દેવવંદન દેહરે હોયરે;
નંદીશ્વરે જિમ દેવતારે, મોછવ કરે સહુ કોયરે. હીરની૦ ૩
શ્રીફલ અખ્યાણું સહુએ મુકીઉંરે, જપતાં નિજગુરૂ હીરરે;
તેણે દિન દરસણ આપતોરે, ચમકયો અકબર મીરરે. હીર૦ ૪
દહિન થયુંરે જેણી વાડીયેંરે, ઝલ લાગી સહિકારરે;
[4]મોહોર્યારે આંબા તિહાં વાંઝીઆરે,ફલી આવ્યા તે અપારરે.હી. ૫
ઘંટા સુઘોષા તિહાં વાજતીરે, વાજે બહુઅ નિસાંણરે;
દેવ ધસ્યા સહુએ સામટારે, જિહાં ગુરૂહીરનું મસાણરે. હી૦ ૬
ઠામ ચિતાતણું પૂજીસુંરે, બોલે મુખે ગુણગ્રામરે;
નાટિક કરે ભંભા વાજતેરે, હોયે ઉદ્યોત બહુ તામરે. હી૦ ૭
પાસે ખેલેં તિહાં નર એક ભલોરે, વાણીઓ [5]નાગર નાત્યરે;
શબ્દ સુણી તેતો જઇ જુએરે, વાજીંત્ર સુણે બહુ ભાંતિરે. હી. ૮
અતિ અજુવાઆળુ ગાયે દેવતારે, મેરૂ મસ્તગિ મોચ્છવ જેમરે;
હીરતણું નામ મુખે જપેરે, જિમ હોયે પૂરવ પ્રેમરે. હી૦ ૯

---

૧ સંસ્કારતા ૨ રોકે, અટકાવે. ૩ ત્રણ દિવસના ઉપવાસ કરીને. “આહાર. વિષય, અને કષાયનો ત્યાગ” એ ઉપવાસ કહેવાય છે. ૪ પ્રતિઅં૦ ‘ ફલિયા આંબા અફલ હુતા જે મૂલગારે, દેખત કૌતકસાર. ” ૫ નાગર નાતિનો

( ઢાલ. તુંગિઆ ગિરિ શિખર સોહે, દેશી. )

હીરતણા ગુણ સુણ્યા શ્રવણે, વળ્યો પાછો પુરૂષરે;
વાત કરિ પરભાતેં નગરેં, ધરે પુરજન હરષરે. હીર.૧
સકલ લોક તિહાં ગયા જોવા, ફળ્યા દીઠા અંબરે;
ધસીઅ લોક લીયેં [1]કયરી, વાત હુઈ જે અસંભરે.[2] હીર. ૨
અમદાવાદ પાટણ ખંભાયત, મોકલી કયરી ત્યાંહિરે;
ચમતકાર બહુ પુરૂષ પામ્યા, અછેરો[3]કલિ[4]માંહિરે. હીર. ૩
શેખ અગજલફજલ પાસે, મોકલી કયરી સારરે;
દેખાડી જઇ શાહ અકબર, હરખ્યો તામ અપારરે. હીર. ૪
ધન્ય જીવ્યું જગતગુરૂનું, કર્યો જગ ઉપગારરે;
મરણ પામ્યે ફલ્યા આંબા, પામ્યો સુર અવતારરે. હીર. ૫
શેખ અવજલફજલ અકબર, કરે ખરખરો તામરે;
અસ્યા ફકીર નવિ રહ્યા [5]કાલે, બીજા કુણ નર નામરે! હીર. ૬
જેણે કમાઇ કરી સારી, વે લહે ભવપારરે;
ખેર મહિર દિલ પાક નાંહિ, ખોયા આદમી અવતારરે. હીર.૭
સફુતિ[6] કરિ ગુરૂ હીર કેરી, કરી કમાઇ ખાસરે;
નામ રહ્યા ઉસ દુનીઆ માંહિ, બેઠા ખુદાયકે પાસરે. હીર. ૮
પ્રસંસી ઘે ભોમિ ઝાજી, જિહાં દહિનનો ઠામ રે;
સિદ્ધસેનને વચને વિક્રમ, શેત્રુંજે ઘે બાર ગામરે. હીર. ૯

---

૧ કેરી, આમ્રફલ. ૨ અચંબો ઉત્પન્ન કરનારી. ૩ અચંબો. ૪ કલિકાળમાં. ૫ કાળથી, મરણથી. ૬ સ્તુતિ ? પ્રતિ અં૦ " સ્તુતિ "

## ( ઢાલ. એમ વિપરીત પ્રરૂપતા. એ દેશી. )

હીરતણા ગુણ મને ધરી, અઠમ ઘણા રિષિ કરતારે;
આદરતારે ચોથે દિવસે પારણું એ. ૧
વિમલહર્ષ પ્રમુખ મુનિ, સોમવિજય ઘણું જોયરે;
નવિ સોહેરે હીર વિના મુનિ મંડલી એ. ૨
ચંદ વિના તારા જસ્યા, મેઘ વિહૂણી મહીઓરે;
સહિઓરે ! પુરૂષ વિના પ્રેમદા એ. ૩
એમ ચિંતી મન વાળતા, એય શાશ્વતા ભાવોરે;
જાવુંરે જીવ ન કો બેસી રહ્યા એ. ૪
શોક નિવારણ કારણે, (બાઇ) લાડકી થૂભ કરાવેરે;
કરાવેરે ભરતરાય જિમ ઋષભની એ. ૫
હીર તણાં પગલાં ઠવે, હોયે સનાથ[1] બહુ ભાંતિરે;
રાતિરે આવી સુર નાટક કરે એ. ૬
વાડી વન તિહાં વાવીઆ, ચંપક મોગર જાયરે;
પાયરે પૂજે પુષ્પ લેઇ કરીએ. ૭
મહિમાવંત ગુરૂ હીરજી, નરનાં વાંચ્છયાં પૂરેરે;
ચૂરેરે દરીદ્ર રોગ વિયોગડારે. ૮

### ( ઢાલ. અતી દુઃખ દેખી કામિની. રાગ કેદારો. )

હીર [2]વાંચ્યું હીરનાથી, હીર પોહોતો સ્વર્ગ સુજાણ;
દિન પન્નર પુંઠિ આવીઓ, પંડિત પોઢારે ઉવઝાય કલ્યાણ.
સોભાગી હીર ! એમ નવિ દીજેરે છેહ, ટેક.
અલગા કીધારે, અહકો નિરગુણ લહેઅ. સોભાગી૦ ૧

---

૧ સ્નાત્ર પૂજા." ૨ પ્ર૦ "વાંચ્છયું."

દુઃખ ધરી રોવે વલવલેરે, મુકીઓ બાલ નિરાસ;
તુઝ છતાં સુખ આહિં ઇંદ્રનાંરે, સ્યું પૂર્યોરે સ્વર્ગમાં વાસ. સો૦૨
સ્વર્ગનાં સુખ છે સ્યાંરે, વળી કિહાં વિબુધ મુનિનો વૃંદ;
કિહાં દેવી મધુરી દેશનારે, કિહાં અકબર સરીખા નરિંદ. સો૦ ૩
ઇંદ્ર જસ્યા શ્રાવક તિહાં નહિંરે, કોહોનિં કરાવસ્યો [1]પચખાંણ;
અહિં જગતજનને તારતારે, ઉગારતારે જંતુના પ્રાંણ. સો૦ ૪
એમ વચન કહિ ગુરૂરાગે પછે, વારે મુનિજન વૃંદ;
કરી અજુઆલું ગગનેં ગયો, દુઃખ મ ધરોરે તેહ સૂરિંદ! સો. ૫
કરી દુઃખ તિહાં મન વાળતો રે, પછિ વંદે થૂભે પાય;
લોચને જળ ચાલે ઘણું રે, સ્વર્ગે પોહોતોરે શ્રીગુરૂરાય. સો૦ ૬
દહદિશિ કાગળ મોકલ્યારે, દલ્લી આગરા [2]ભંભેર;
[3]હડતાલ જીવ અમારિના વલીરે, ફરતાહો દેસ દેસે ઢંઢેર. સો૦૭
ભાદ્રવા વદિ દિન છઠનોરે, તવ સુણે પાટણ માંહિ;
દેવવંદન અખ્યાણા ધરે રે, શોક કરતારે શ્રાવકજન ત્યાંહિ.સો૦ ૮
એણે સમે જેસિંગ આવીઓરે, બૂજવી[4] અકબરશાહ;
ધર્મરાજા જિમ લક્ષણાવતીનેરે, પ્રતિબોધ્યોરે બપ્પભટ્ટસૂરિરાય. ૯
તિમ સાહ અકબર બુજવ્યોરે, કર્યા ફરી ફરમાન;
શેત્રુંજા દાણને જીજીઓરે, ખટ મહિનારે જીવને અભયદાન.સો.૧૦
લહી દુઃખ શ્રીગુરૂ હીરનું રે, તે ચાલે જિમ જલ વાહાંણ;
પાટણ માંહિ ગુરૂ આવીઆરે, સુણ્યું હીરનુંરે તામ નિર્વાણ. સો.૧૧

---

૧ નિયમ ૨ પ્ર૦"અજમેર" ૩ પ્ર૦"હેડબંધી" ૪ પ્રતિબોધી.

(ઢાલ-રામ ણે હરિ ઊડીયે-એ દેશી.)

છેહ ન દીજે ગુરૂ હીરજી ! સુણતાં લાગી તે લહેરરે;[1]
ચેતન વળ્યું તવ બોલીઆ, કાંયે ન કરી હીર મહિરરે ! છેહ. ૧
ખિણિ બેસે ખિણિ સુએ સહી, સુખ નહિં ધ શરીરરે;
કુણને વાંદુ હવે જઇ કરો, કુણને કહું ગુરૂ હીરરે ? છેહ. ૨
તુહ્મ ઉતાવળ સ્યું કરી, પડખ્યા નહિ દિન સાતરે;
કહ્યા સંદેશા તુહ્મને અકબરેં, તે કુણને કહું વાતરે. છેહ. ૩
દોહિલિં ચાલી હું આવીઓ, મસકતિ નાવી મુજ હાથેરે;
એણિ સમે પાસે મુજ રાખતાં, વળગિ નાવત સાથેરે ! છેહ.૪
સદા તુહ્મારીરે સેવા કરી, ૫ અંતે નહિ પાસેરે;
ભોજન " વણસાડીઉં, પ્રીસ [4]પાતલી છાસિરે. છેહ. ૫
વિમલહર્ષ રે વાચક વડો, સોમવિજય વઝાયરે.
લેખ અસ્યોરે તેણે નવિ લખ્યો, આવું ઉતાવળો ધાયરે. છે૦ ૬
નયણે નીર માયે નહિં, મુખ નવિ માયે તે સાસરે;
તાહારી સેવા વિન હીરજી ! સ્યો મૃત્યુલોકનો વાસરે. છે૦ ૭
જેણે તરૂઅરે આવી કરી, પૂરતા પંખી આવાસરે;
તે તરૂ દૈવે ઉન્મૂલીઓ, દયા ન દેખું તાસરે. છે૦ ૮
વિધાત્રાયેરે વિરૂઉં કરિઉં, તોડી બહુની આસરે;
બહુ મિલવાનેરે અલજ્યા, હીરને હીરનો દાસરે.[5] છે૦ ૯
કરે રૂદન ગુરૂરાગીઓ, દીધી વિષ તે વેલીરે;
હીરજી હંસલો તે ઉડીઓ, માન સરોવર મેલ્હિરે. છેહ૦ ૧૦

---

૧ મૂર્ચ્છા. ૨ પ્ર૦ " મહેનત " ૩ બગાડયું. ૪ પીરસી.
૫ પ્ર૦ " જગગુરૂનેં તસ દાસરે. "

કલ્પદ્રુમરે કહો કિહાં ગયો, દીસે ન [1]દખ્યણાવંત શંખરે;
કિહાં ગયો પુરૂસો રેહેમનો, મુખ દેખત હુએ ધંખરે. છે૦ ૧૧
મોહણ વેલીરે સૂકી સહી, ન દીસે ત્રિભુવન સૂરરે;
ધોરી ધર્મરે ન મુંકીતો, તું હતો પુણ્યનો અંકૂરરે. છેહ૦ ૧૨
ત્રિભોવન નાયક હીરજી, મેરૂ ગિરિ પરેં ધીરરે;
ઉપગારી જસ મેઘલો, શીલિં ગંગાનુ નીરરે. છેહ૦ ૧૩
તું સહી સાયર સિદ્ધાંતનો, તું જિન શાસન ચંદરે;
રયણ ચિંતામણિ તું સહી, તું જગ સુરતરૂ કંદરે. છેહ. ૧૪
નિજ ગુરૂ મોહેં જેસિંગજી, ન કરે આહાર વખાણ રે;
ચોથેં દિવસેંરે સંઘ મળ્યો, વારે પંડિત જાણ રે. છેહ. ૧૫

(દુહા.)

હીરજી સરગેં પધારીઆ, જાસ્યે અનંતી અનંતી કોડિ;
કોઉ ન રહ્યો ન રેહેસ્યે, એ જગે મોટી ખોડ. ૧
આપણ પહેલાં કઇ ગયા, આપણ ચલ્લણહાર;
આપણ પુંઠિ છોકરા, તેણે પણ બાંધ્યા ભાર. ૨
[2]પોહોવી નિત્ય નવેરડી, પુરૂષ પુરાણા થાય;
વારે લાધે આપણે, નાટિક નાચી જાય. ૩
[3]જાત બલંતે દાઢ લે, ગયો રાવણ ગઇ ઋદ્ધિ;
ગયા તે પાંચે પાંડવા, રહી ભલાઈ પ્રસિદ્ધિ. ૪

---

૧ દક્ષિણ બાજુનો શંખ ૨ પૃથ્વી નિત્ય નિત્ય નવી છે અને પુરૂષો જૂના થઈ, જેમ રંગભૂમિ ઉપર નાટકીઆ નાચીને જાલી જાય છે તેમ સંસારરૂપી રંગભૂમિ ઉપર નાટય કરી ચાલી જાય છે.
૩ પ્ર૦ “ જિત બલતે દાઢા ગલે ”

અંજલિ જળ જયું જાણુ, નીર ન દીસે નીઠતું;
જિમ પાણી તિમ પ્રાંણુ, યતન કરંતાં જાયસ્યે. ૫

મરણતણો જગે કવણ ભય, જેણિ વાટેં જગ જાય;
મન મેળો નવિ સંભલો, તિણેં કારણ ડોલાય. ૬

દાન [1]સપત્ત જેણે દીઓ, શિર વહી જિનવર આણ;
[2]જિહાં જીવે તિહાં તસ ખુસી, મરે તો તાસ કલ્યાણ. ૭

હીરતણે કલ્યાણ બહુ, જિહાં જાય તિહાં ઋદ્ધિ;
શોક નિવારણ તુમ કરો, ન ઘટે દેવી બુદ્ધિ. ૮

તુમ્હ આગલિથી દુઃખ ધરો, અન્ય નિવારણ કોણ;
કોય ન ઢંકેરૂઅને, જગને ઢંકે વોણ.[3] ૯

દ્રઢ થઇ ગચ્છ પાલીએ, વીર જતેં સુધર્મ;
હીર જતેં હવે તુમ ધણી, માહા ભાયગ તુભ પર્મ.[5] ૧૦

સાધ સકલ મુખેં એમ કહે, તુંજ અમારો હીર !
સફલો તરૂઅર ઉગીઓ, હરખ્યા મુનિવર કીર. ૧૧

જેસિંગજી રવિ ઉગિયો, ભવિ પંકજ વિકસંત;
યાચકરૂપ મધુકર તિહાં, કીરતિ તુઝ કરંત. ૧૨

સાધ વચન શ્રવણે સુણી, ચિંતે નર જેસિંગ;
પૂરો ધર્મ આરાધીને, રાખ્યો શાસન રંગ. ૧૩

---

૧ સુપાત્રે. ૨ જયાં સુધી. ૩ પ્ર૦ " વુંણ. " ૪ જેમ શ્રી-વીર નિર્વાણથી સુધર્માસ્વામીએ ગચ્છ સંભાલ્યો તેમ હવે હીર નિર્વાણથી તમે સંભાલો. ૫ પરમ, ઉત્કૃષ્ટ, ઉત્તમ. ૬ પોપટ. પોપટ જેમ સારૂ ઝાડ જોઇ હરખાય છે તેમ તમને ગચ્છપતિ માનીને હરખીશું.

જનમ લગિં ચોખો સહી, કીધો પર ઉપગાર;
અંતે જેણે અણસણુ[1] કર્યું, ફલીઆ બહુ સહિકાર ૧૪
પ્રથમ ઘંટ એક વાગીઓ, પછિ સુઘોષા સાત;
સુર આવ્યા જસ તેડવા, હીર સુર લોકે જાત. ૧૫
અસ્યા પુરૂષ મુઆ નહિ, જિમ[3] ઋષભને રામ;
કાલ અસંખ્ય તસ વહી ગયો, જપે જગત સહુ નામ. ૧૬
નામ રહ્યું ગુરૂ હીરનું, જૈન જાણીતાં કીધ;
એમ ચિંતી મન વાળતો, આતમ સીખ્યા દીધ. ૧૭
કરે વખાણ[4] ચોથે દિને, થોડો આહાર ગુરૂ લેહ;
મળી મુનિવરની મંડલી, હીરના ગુણ બોલેહ. ૧૮
અનુકરમે ગુરૂ વિચરતા, આવ્યા ઉનામાંહિ;
થૂભે પગલાં હીરનાં, પ્રણમે પ્રેમે ત્યાંહિ.[5] ૧૯
પછે ચિંતી ધીરજ ધરે, કરે તે ગછની સાર;
ગુરૂ ઉદ્યોત દેખી કરી, હરખ્યો સાધ અપાર. ૨૦
પર્વત પરિં હજો આયુખું, દિન દિન અધિક પ્રતાપ;
સકલ સાધ શ્રાવક જના, જપે જેસિંગનો જાપ. ૨૧
હીર તણે પાટે હવો, જેસિંગજી ગુણવંત;
જેણે અકબરશાહ બૂઝવ્યો, દિલ્લીપતિ બળવંત. ૨૨

---

૧ **अन्+अशन.** જીંદગી પર્યંત માત્ર ચક્ષુઓ વિના તમામ ઇંદ્રિયોને હલાવ્યા શિવાય સ્થિર ધ્યાને પરમાત્માનું સ્મરણ કરવું તે વ્રત. આ વ્રત પોતાનો અંતસમય નજીક છે એવું મહા પુરૂષોનાં જાણવામાં આવેથી તેઓ ગ્રહણ કરે છે. ૨ સહકાર, આંબાનું ઝાડ. ૩ પ્ર૦ ' જિમ જગમાં ઋષિ રામ " ૪ વ્યાખ્યાન, ઉપદેશ, કથાદિ. ૫ પ્ર૦ "પ્રણમે સીસ નમાય "

( ઢાલ. થિર થિર કાંપતારે, મૃગ વા તણા યમાંહિ. )
( રાગ. મેવાડા. )

જેણે દિલ્લીપતિ દેખતાંરે, જીત્યો વાદ વિવેક;
શાહી અકબર રંજીઆરે, હાર્યા વાદી અનેક. ૧
શાહ અકબર એમ કહેરે, હીર તણો શિષ્ય સાચ;
રોહણાચલનો ઉપનોરે, તે ન હુયે વળી કાચ. ૨
જગગુરૂનો શિષ્ય એ ખરોરે, દિસે બહુ ગુણગ્રામ;
તિહાં દિલ્લીપતિ થાપતોરે, 'સૂરિ સવાઇરે' નામ. ૩
રૂષ કહે સુત તે ભલારે, રાખે પિતાનું નામ;
શ્રીઆદીશ્વર કુલેં જુઓરે, ભરત વધારે મામ. ૪
વસુદેવતણે કુલ વિક્રમોરે, (ત્રિક્રમોરે), દસરથને કુલિ રામ;
નૃપ પાંડુ કુલે પાંડવારે, જેણેં કર્યાં ઉત્તમ કામ. ૫
એણે દ્રષ્ટાંતે જાણજોરે, તે ચેલો જગિ સાર;
નિજ ગુરૂ મામ વધારતોરે, સંભારે તેહ વાર. ૬
વીરવચન અજુઆલતોરે, ગૌતમ બંભણ જાતિ;
તો તેહના ગુણ વિસ્તર્યારે, નામ જપેરે પ્રભાતિ. ૭
હીર વચન દીપાવતોરે, જેસિંગ પુરૂષ ગંભીર;
જેણે ગચ્છ સંઘ વધારીઓરે, ગયો ન જાણ્યો હીર. ૮
બિંબ પ્રતિષ્ટા બહુ થઇરે, બહુ ભરાયાંરે બિંબ;
શ્રીજિનભુવન મોટાં થયાંરે, ગછ વાધ્યો બહુ લંબ, ૯

( દુહા. )

ગછ ગુણ જ્ઞાન વધારતો, કરતો ચઢતાં કામ;
સકલ પાટ દીપાવીઆ, રાખ્યું હીરનું નામ. ૧

## ( ચોપાઈ. )

અઠાવનમિ પાટેં હીર, પ્રથમ હુઓ જિન શ્રીમહાવીર;
વીર પધાર્યા મુગતિ મઝારી, સ્વામી સુધર્મા (૧) તેણુ ઠાર. ૧
બીજે પાટે તે જંબૂસ્વામી (૨), કુમરી આઠ તજી
કોડિ નવાણું કંચન તજે, જન રૂપિણી દીખ્યા ભજે. ૨
પ્રભવસ્વામિ (૩) ત્રીજે પાટે જુઓ, પંચસયાંસ્યું મુનિવર હુઓ;
આવ્યો તો ધન લેવા કામે, દેવે થંભ્યો તેણુ ઠામે. ૩
જંબૂનિં ભાખે તે ભીઓ, બ્યે વિદ્યા માટે એક દીઓ;
જંબૂ કહે એહવી કલા કસી, માહારે ધર્મકલા મન વસી. ૪
ઋદ્ધિ રમણી ભૂષણ કોઠાર, છંડી લેસ્યું સંયમભાર;
ભાખે પ્રભવો કસ્યો વિયોગ, કાંઈ છંડે તું પામી ભોગ. ૫
જંબૂ કહે પ્રભવા સુણુ કાન, એ સુખ મધુબિંદુઆ સમાન;
દુઃખ તણો ન લાધે પાર, જીવ સંસાર ફરે ગતિ ચ્યાર. ૬
એણુ વચને પ્રભવો જંપેહ, કિમ મુકસે નવ રંગ સનેહ;
જંબૂ કહે સગપણ સંસાર, હુઆ અનંતિ એકે વાર. ૭
પ્રભવો કહે તુજ નહિ સંતાન, પૂરવજ કેમ લહેસે પિંડ દાન;
મહેસ દત્તની ભાખી વાત, તેહને સરાદ [1] પિતાનું થાત. ૮
પિતા મરી જે ભિસો [2] થયો, તેહજ આણી ઘરિ મારીઓ;
ચાટે હાડ તસ ઉનકી માય, ત્રિપિતા [3] પૂરવજ કેહીપરિ થાય? ૯
સમજ્યો પ્રભવો મન વઇરાગ, [4]ઇંદ્રભુવન એ કરતો ત્યાગ;
જંબૂ દીસે ઇંદ્રકુમાર, છતી ઋદ્ધિ કરે [5]પરિહાર. ૧૦

---

૧ શ્રાદ્ધ. ૨ ભેંસો, પાડો. ૩ તૃષા, તૃપ્ત. ૪ ઇંદ્રસમાન મન્દિરનો. ૫ સાગ.

અછતા ભોગ વંછું જ અપાર, એમ જાણ્યા મસ્તગિ ધિકકાર;
જઇ લાગો જંબૂને પાય, પંચ સયાંસ્યું મુનિવર થાય. ૧૧
જંબૂ પાટે પટોધર થાય, પ્રભવોસ્વામિ મોટો રૂષિરાય;
શય્યંભવસૂરિ (૪) ચોથે પાટ, મુગતિ તણી દેખાડે વાટ. ૧૨
યસોભદ્ર (૫) ને સંભૂતિવિજય (૬), થૂલિભદ્ર (૭)ઋદ્ધિરમણી તિજે;
તાસ પાટ હુઓ માહાગિરિ (૮), સુસ્થિતસૂરિ(૯)ગયો નર તરી.૧૩
ઈંદ્રદિન્ન (૧૦) તસ પાટે હવો, શ્રીદિન્નસૂરિ (૧૧) હૂઓ અભિનવો;
સિંહગિરિ (૧૨) પાટે બારમે, વઇરસ્વામિ (૧૩) પાટે તેરમે. ૧૪
ધનગિરિનો બેટો એહ, ઉદરમાંહિ નર મૂકયો તેહ;
જાતિસમરણ પામીઉ સાર, જાણ્યા પછી લીઓ સંયમભાર[1].૧૫
વઇરસ્વામિનો જનમજ હોય, પણ રડતો ન રહે સોય;
સબલ વાજિ અણાવી માય, સિંહગિરિ આવ્યા તેણે ઠાય. ૧૬
ધનગિરિ પુંછે છે તામ, વહિરવા[2] વેળા હૂઇ જામ;
સિંહગિરિ બોલ્યા ઋષિરાજ ! [3]અચિત સચિત વહોરજો આજ.૧૭
ધનગિરિ ગયો પોતાને ઘરિ, સ્ત્રી ખીજી બોલી બહુપરિ;
પુત્ર તુહ્મારાને તુહ્મ લીઓ, મેં વહિરાવ્યો સહી દીખ્યા દીઓ.૧૮
ઝોળીમાં લેઇ આવ્યા સહી, ગુરૂ આગલ લાવ્યા ગહિગહી;
શ્રાવિકાને ઘરિ મુકયો તેહ, થયો મોટો તવ દીખ્યો તેહ. ૧૯

---

૧ ધનગિરિ શ્રાવકનો પુત્ર વયરસ્વામી જે વખતે માતાના ગર્ભમાં હતો તે વખતે ધનગિરિયે દીક્ષા અંગીકાર કરી હતી. ૨ ભિક્ષા. ૩ ભિક્ષા વેલા થઇ ત્યારે ગુરૂએ ધનગિરિને કહ્યું કે આજે અચિત–ખપતો પદાર્થ અથવા સચિત–અખપતો પદાર્થ જે તમને ભિક્ષામાં મળે તે લઇ આવજો કારણ જ્ઞાની ગુરૂ જાણતાં હતાં કે આજે ધનગિરિને સ્વપુત્રની ભિક્ષા મળશે.

વળગી વયરસ્વામિની માય, તમ્યે પુત્ર લીધો કિમ જાય;
લેઇ જાઇશ હું માહરે ઘરે, સંસારસુખ વિલસે બહુપરે. ૨૦
ગુરૂ કહે સુત નવ દીધો જાય, પણ [1]છેહઢો નવ મુંકે માય;
વઢતાં રાજભુવને દોએ જાય, બેઠો છે પૃથવીપતિરાય. ૨૧
શ્રીગુરૂ કહે સ્વામી ! અવધારિ, જવ રોગીલો સુત ઘરબારિ;
ત્યારે વહિરાવ્યો બલ કરી, ગયો રોગ તવ વળગી ફરી. ૨૨
બોલી વઇરસ્વામીની માય, જોરેં દીક્ષા કિમ દેવાય;
ત્યારેં બોલ્યો પૃથવીપતિ, મ વઢો નારી મુનિવર યતિ. ૨૩
[2]વઇરસ્વામિને તેડો અહિં, ખુસી થઇ એ જાયે જહિં;
લેઈ જાઓ તે કુમરજ તણે, પૃથવીપતિસ્યું બે એહવું ભણે. ૨૪
માતા સજ થઈ તેણે ઠામ, લાવી રમકડાં રમવા કામ;
મૂકયાં સુખડી વસ્ત્ર અનેક, વયર પુંઠલો ધરી વિવેક. ૨૫
સિંહગિરિ ઓઘો મુકેહ, વઇરસ્વામિ જઇ વેગેં લેહ;
[3]જાતિસમરણજ પોતે સાર, પાલણે ભણીઓ અંગ ઇગ્યાર. ૨૬
તે સંસારે રહે નહિ રતિ, સિંહગિરિકે હુઓ યતિ;
ઠંડિલ[4]ગુરૂ પોહોતા એકવાર, ઉપાશરે રહ્યા વઇરકુમાર. ૨૭

---

૧ છેડો. ૨ વજ્ર, વયર, વઇર, અને વહેરસ્વામી એ નામો રૂપાંતરે છે. ૩ વયરસ્વામીને છેક બાળપણાંથી જાતિસ્મરણ પ્રાપ્ત થયું હોવાથી તેઓ થોડીઆમાંજ અગીઆર અંગને શીખી લેવાની શકિતવાળા થયા હતા. જાતિસ્મરણ એટલે કાંઇ નિમિત્ત મળવાથી પૂર્વ ભવોનું જ્ઞાન થવું, જાણવમાં આવવો. જૈન શાસ્ત્રના મુખ્ય બાર અંગો છે, તેમાં ૧૨ મું અંગ વિચ્છેદ ગયેલું છે. ૧૧ ના નામો આ પ્રમાણે.

[1]ઉપધિ સાધની માંડી હાર, દીયે વાચના વારોવાર;
ગુરૂ દેખે મન હરખ અપાર, એતો સારદનો ભંડાર. ૨૮
અનુકરમેં ગછ નાયક થયો, દસપૂર્વધરનો નાયક કહ્યો;
કાને સુંઠ રહી એક વાર, લહી પ્રમાદ કર્યો વિચાર. ૨૯
[2]આઉટયો દુનિમેં દુરભય કાલ, કીજે કાંઇ આતમ સંભાલ;
દુરભખ્ય કાલ અનુકરમેં હોય,દોહિલો આહાર મલે સહુકોય.૩૦
વયરસ્વામિ ચેલાને કહે,[3]અરીખણી વિદ્યા મુજ અછે;
કોહો તો લેઇ આપું આહાર, પણ તુહ્મ સંયમ[4]હોસ્યે છાર. ૩૧
પાપભીરૂ[5] બોલ્યો તે યતી, એહવા આહાર તણો ખપ નથી;
વયરસ્વામી તવ અણસણ કરે, પુંઠે પંચસયાં આદરે.[6] ૩૨
વજસેન (૧૪) પાટેં ચોદમે, ચંદ્રસૂરિનેં (૧૫) સહુકો નમે;
સામંતભદ્રની (૧૬) કીજે સેવ,તાસ પાટે હુઓ વૃદ્ધદેવ.(૧૭)૩૩

---

૧ આચારાંગ ૨ સૂયગડાંગ ૩ ઠાણુંાંગ ૪ સમવાયાંગ ૫ ભગવતી ૬ ગ્નાતાઅંગ ૭ ઉપાશગદશાંગ ૮ અન્તગડદશાંગ ૯ અનુત્તરવવાઇ ૧૦ પ્રશ્નવ્યાકરણ ૧૧ વિપાક.

૪ દિશાએ. ૧ અન્ય સાધુઓ પણ બહાર હોવાથી વયરસ્વામીએ દરેક સાધુંના આસનો માંડીને ગુરૂ જે જે પાઠ સાધુઓને આપતા હતા તે તે પાઠ પોતે તે તે સાધુઓના આસન નજીક જઇને જાણે શીખવતા હોય તે પ્રમાણે બોલવા લાગ્યાં એવામાં ગુરૂ બહારથી આવ્યા અને બાળશિષ્યની શકિત જોઇ પ્રસન્ન થઇ તેને ગચ્છપતિ બનાવ્યો ૨ ઉલટયો, પ્રગટ થયો. અર્થાત્ દુષ્કાલ પડયો. ૩ પ્ર૦ અં૦ " આકર્ષિણી " ૪ પ્ર૦ " દોપવિચાર "

૫ પાપથી ડરનારો. ૬ પછાડી પાંચસો યતિયોએ પણ અનશન આદર્યું.

તસ પાટે પ્રદ્યોતનસરિ (૧૮), માનદેવથી (૧૯) માનજ દૂરિ;
માનતુંગ(૨૦) ને વીરાચાર્ય (૨૧), જયદેવે (૨૨) કીધા
શુભકાર્ય. ૩૪

તસ પાટે હુઆ દેવાનંદ (૨૩), વિક્રમસૂરિ ( ૨૪ ) દીઠે આનંદ;
નરસિંહસૂરિ (૨૫) હુઆ પછી વળી, સમુદ્રસૂરિની મતિ (૨૬
નિર્મળી. ૩૫

માનદેવ (૨૭)તસ પાટે કહું, વિબુધસૂરિ (૨૮)ગુણ ઓહોળા કું
જયાનંદ (૨૯) રવિપ્રભસૂરિ (૩૦), યશોદેવ (૩૧) ગયો
પાતિક ચૂરિ. ૩

પ્રદ્યુમ્નસૂરીશ્વર (૩૨) સાર, માનવદેવસૂરિનો (૩૩) અવતાર;
વિમલચંદ્ર (૩૪) હુઆ ગુણખાણ, ઉદ્યોતન (૩૫) તસ
પાટે જાણ. ૩

સર્વદેવ (૩૬) ને દેવસરિ (૩૭), એ ગુરૂ પામ્યો પુણ્ય અંકૂરિ;
સર્વદેવ(૩૮)તસ પાટે હવો, યશોભદ્રસૂરિ(૩૯) ગુણ સ્તવો.૩૮

ચ્યાલીસમે પાટે મુનિદેવ (૪૦), અજિતસૂરિની (૪૧) કીજે સેવ;
વિજયસિંહ (૪૨) નમું નિસદીસ, સોમપ્રભને (૪૩)
નામું સીસ. ૩૯

ચ્યુંઆલીસમિ પાટે જોય, તપાબિરૂદ જગચંદ્રથી (૪૪) હોય;
દેવેંદ્રસૂરિ (૪૫) થાપ્યા શુભ ભાત, જગચંદ્રસૂરિ આવ્યાં
ખંભાત. ૪૦

વસ્તુપાલ વંદન ગયો તામ, વિજયચંદ્ર મહિતાનું નામ;
[1]ખોનારો ધન જાય ચસી, વસ્તપાલેં દીધો ભાખસી. ૪૧
વસ્તુપાલની જે છે નાર, અનોપમદે બોલી તેણી વાર;
સ્વામી! એહનેં મૂકીદેહ, આપણા ઘરનો મહિતો એહ. ૪૨
વસ્તુપાલ ન મુકી જામ, અનોપમદે વિચારિ તામ;
દેવભદ્ર ઉવઝાયનેં કહિ, મહિતો છૂટકો તુમથી લહિ. ૪૩
નારી વચને જે ઉવઝાય, વસ્તુપાલ વીનવીઓ જાય;
મુકી દીઓ મહિતાનિં તુમ્રે, કરૂં વીનતી સહુકો અમ્રે. ૪૪
વસ્તુપાલ કહે વિરૂઉં[4] એહ, એહના પાપતણો નહિ છેહ;
નવિં મુંકુ મુંકુ વળી કદા, સંયમ લેઈ પાલે જો સદા. ૪૫
જૂઠી મહિંતો મુકાવીઓ, દીખ્યા તિહાં લીયે તે ભીઓ;
થોડે દિવસે ભણે અપાર, જાણે શાસ્ત્રતણોજ વિચાર. ૪૬
વચન વાણી મીઠો રસ સહી, સુણે વખાણ સહુયે ગહિગહી;
ઘણા લોક તિહાં રાગીથાય, જો જો વચનતણો મહિમાય. ૪૭

( દુહા. )

પંડિત ભોજન ભામિની, જો પણિ અતિહિં અમૂલ;
[6]ઋષભ કહે ગોરસ વિના, ત્રિણ્યે ન પામે મૂલ. ૧

---

૧ પ્ર૦ " ખોટારો " ૨ અનુપમાદેવી, ગુજરાતના પ્રધાન વસ્તુપાલની સ્રી. ૩ મૂકી દો, છોડી દો. ૪ વિપરીત. ૫ ભીરુ. ૬ કાવ્યકાર. રાસના કર્ત્તા રૂષભદાસ કહે છે કે પંડિતમાં વાણીનો રસ, ભોજનમાં દહીંદૂધ-ગોનો રસ, અને સ્રીઓમાં ઇન્દ્રિયનો રસ ન હોય તો તે મૂલ લહે નહિ, "વि गो रसो मिनीनाम् ? "

( ચોપાઈ. )

મૂલ નહિ વાણીનું યદા, સુણિ વખાણ તિહાં સહુકો સદા;
અનોપમદે તિહાં રીઝે અતિ, દેવભદ્રને કરે વીનતિ. ૧
આચારજપદ એહનેં થાય, તો[1] આપણપો રહે મહિમાય;
કરી વિચાર બહુ ગુરૂનેં કહે, વસ્તુપાલ તવ નવિ સદ્દહે.[2] ૨
આચારજનિ યોગ્ય એ નહિં, ગુરૂ ઉવઝાયેં વાર્યા સહી;
દ્રષ્ટિ રાગે[3] સી ફરી ફરી કહે, વસ્તુપાલ અણ બોલ્યો રહે. ૩
આચાર્ય઼ચંદ્રસૂરિનેં કહે ઉવઝાય,[4] દ્યો પદ સબલ ધન ખરચાય;
અનોપમદે પરમુખ શ્રાવિકા, ખરચેં દો કોડિ પોતિથકા. ૪
સકલ સંઘનુ કહેણ કીજીયે, વિજયચંદને પદ દીજીયે,
કાલ ભાવ જોઇ રૂષિરાય, આચારજ થાપ્યો તેણે ઠાય. ૫
દેવેંદ્રસૂરિ પહેલા છે જેહ, વિજયચંદ તસ પાય નમેહ;
વિનય વેયાવચ બહુવિધિ કરે, માલવે દેવેંદ્રસૂરિ સંચરે. ૬
વીરધવલ ભીમસંઘભ્રાત, બેહુને દીખ્યા તિહાં કણિ થાત;
દેવેંદ્રસૂરિ [5] તિહાં કણે કરે વિહાર, અનુકરમે વોલ્યા વરસ બાર. ૭
વિજયચંદ્ર ખંભાયત રહે, દેવેંદ્રસૂરિ તસ એહવું કહે;
એકું ગામે રહોછો કસ્યું ? વીરે[6] વચન કહ્યું નહિ ઈસ્યું ! ૮
વિજયચંદ્ર નવિ માને ગણે, તે છંદે ચાલે આપણે;
શ્રાવકને કરતો નિજ હાથ, દેવેંદ્રસૂરિ આવ્યા ખંભાત. ૯

---

૧ આપણો. ૨ માને. ૩ વિશેષ રાગથી. ૪ પ્ર૦ " પાઠક પદ દ્યો ધન ખરચાય. " ૫ પ્ર૦ " તિહાંથી કરે વિહાર " ૬ પ્ર૦ અં૦ " ગુરે " ગુરૂએ.

વિજયચંદ્ર નવિ વંદન જાય, દેવેંદ્રસૂરિ આવ્યા તેણે ઠાય;
　વિનય વિવેક તે નવિ જાળવે, બેઠો થઇને ગુણ નવિ સ્તવે. ૧૦
દેવેંદ્રસૂરિ કહે [1]નર સાર, [2]એકઠામિ ન રહિ વરસ બાર;
　નગર પંડોલીઓ સ્યું થઇ રહ્યો, અસ્યો સાધ વીરેં નવિ કહ્યો! ૧૧

( ઢાળ. ઘોડાની )

મુનિ કારણ પાખે હોય, એકાંતજ વાસી;
　ઘર ખુણો ઉપરિ મમતા, હોઈ મુનિ આસી. ૧
તે કિમ ન પડે મુનિ, પાપ રીસ બલી માંહિ[3];
　વળી ત્રેઢી પડિતો[4], સમતા ન્હાસે ત્યાંહિં. ૨
ઘર વાડી ને નળીઆં, મંદિરકુંઅ કરાવે;
　ઇમ કામ અનેરાં, કરતો જીવ હણાવે. ૩
તે મુનિવર પડીઆ, પાપીના પંથમાંહિ;
　વળી મલીઆ દોસે, અસંજમની મતિ જ્યાંહિ. ૪
થોડોઇ પરચો, ગૃહસ્થતણો ન ટાલે;
　પડે પાતિગ માંહિ, વાર્ત્તિકઋષિને ભાલે! ૫
કુહિ બાલક ન બીહો, નાઠાનું કુણ કામો[5];
　ઠગ્યો ચંદપ્રદ્યોતને, ધર્યો નિમિત્તિઓ નામો. ૬

( ચોપાઇ. )

પાસત્થાદિક[6]લખ્યણ એહ, એષણા દોષ ન ટાલે જેહ;
　ધાત્રી દોષને મુનિ આદરે, વાર વાર [7]વિગેને વાવરે. ૧

---

૧ પ્ર૦ અં૦ "વર્ષજ બાર" ૨ પ્ર૦ અં૦ "મુનિવર વસવું નહિ એક ઠાર" ૩ પ્ર૦ "મમતા પરવશ માંહી" ૪ પ્ર૦ "પડંતો" ૫ 'નાઠો તું કુણ ઠામ" ૬ લક્ષણ ૭ ષડ્ વિગય.

નવિ ટાળે સય્યાતરપિંડ, ચાલે મુનિવર [1]વારીત્રિખંડ;
સબળી વસ્ત વળી વાવરે, [2]સુર પ્રમાણે ભોજન કરે. ૨
લોચન કરાવ્યે રંકજ હતો, ઉઘાડે દીસે લાજતો;
[3]મહિલ ધૂયે વાણહી ધરે કટો, કારણ વિના કટિ બાંધે પટો. ૩
દેશ ગામ કુલ પીઢ[4] મન ધરે, ફલગ[5] વિષે પ્રતિબંધહ કરે;
પરઘરિ વારે વારે જાય, ચારિત્રગુણ ઢાળો કહેવાય ૪
વિહરે સોય સકંચન જોય, જાજું નીર કુંછીલી ધોય;[6]
કેશ રોમ નખ મુખના દંત, સોય સમારે વળી અત્યંત. ૫
લખું વીતતણો તે ધણી, ગચ્છભેદ કરે નિરગુણી;
ખેત્રા અતીત મુનિ[7] વાવરે, કાલ અતીત વાવરતો ફરે. ૬
મુંઢ હતો મુખ્યે કુડું લવે, રત્નાદિક [8]ગુરૂનિ પ્રાભવે;
અવર્ણવાદ બોલે પરતણાં, એ ગતશીલમુનિ અવગુણ ઘણા.૭
વિદ્યામંત્ર યોગ અનુસરે, [9]સુતિકર્મ ચિગચ્છા[10] કરે;
જીવનકાજે મુનિ અક્ષર[11] લખે, રાચે બહુ પરિગ્રહનિ વિષે.૮
કાર્ય પખિ જાવા મુંકતો, મુનિ મૂરખ દિવસેં સુઅતો;[12]
[13]અજજાતું વિહિર્યું લેઅતો, સ્ત્રી શય્યા ઉપરિ ખેલતો. ૯

---

૧ પ્ર૦ "વાડીઓ ખંડ" ૨ દેવોની માફક. ૩ શરીરનો મેલ. ૪ પીઠ. ૫ પાટીઉ, પાટ વગેરે. ૬ પ્ર૦ "ઝાઝે નીરે તનુ નવિ ધોય." ૭ પ્ર૦ "જોણી" યોનિ. ૮ પ્ર૦ "ગુરૂવચ સદ્દહે" ૯ પ્ર૦ "ભૂતિકર્મ" ભૂત વગેરે કાઢવાના. સુતિ એટલે સુવાવડ વગેરે સંબંધી. ૧૦ ચિકિત્સા. રોગની પરીક્ષા વગેરે વૈદકકર્મ. ૧૧ મંત્રતંત્રાદિકના અક્ષરો લખી આપવા તે. ૧૨ સૂતો, સુઇ રહેતો. ૧૩ સાધ્વીનું વહોરેલું, આણેલું.

બેસે પુંછણા[1] વિના ગમાર, રૂપ અને બલ અરથેં આહાર;
અઠમ નહિ સંવછરીતણો, ચોમાસે છઠ પાખે ગણો. ૧૦
[2]શાતા બહુલ માટિ નર સુણો, ચોથ ન કરતો પાખીતણો;
માસકલ્પ ફરતો નવિ કરે, તે મુનિ પાસત્થામ્હાં ફિરે. ૧૧
[3]દેખાડે ઉગ્રહ વૈરાગ, ઢાંકે જિનનો સુધો માગ;
શાતાગારવ રહે તેણે ઠાણ, જેણે ખેત્રેં હોય સંયમ હાણ, ૧૨
વિજયચંદ કહે નહિ પ્રહિકાર, જ્ઞાન દરસણ ને ચારિત્ર સાર;
હેવા કારણે એક થલ રહે, પાપ પાછીલા[4]નાસે દહે. ૧૩
ક્રોધ માન માયા ને લોભ, જીપિ પરિસહથી નહિ ક્ષોભ;
ધીર પુરૂષ વૃદ્ધ એક થળે રહ્યો, ચિરકાલ કર્મ ખેપવતો કહ્યો. ૧૪
પંચ સુમતિ ને ત્રિણ્ય ગુપતિ સમી, તપ ચારિત્ર વિષે ઉદ્યમી;
એહેવાં એક થળે[5]વરસ નીસહે, વસે સંયમ આરાધક કહે ૧૫
તેણે કારણે નર સમજો એહ, સર્વ કરેવું કહીઉં જેહ;
સર્વ નિષેધ કર્યું ભગવંત, સિદ્ધાંતે[6]નહિ કહ્યું એકાંત ! ૧૬
શ્યા માટે તે સુણી પ્રકાર, લાભ છેહનો કરે વિચાર;
નફો હોય જિમ કરતાં સાર, જિમ વાણિગ વ્યાપાર વિચાર ! ૧૭
દેવેંદ્રસૂરિ કહે સુણ યતિ ! ધર્મમાંહિ કાંઇ કપટજ નથી;
માયાવચન કાં બોલો તમ્હે, નવી પ્રરૂપણા[7]સાંભલી અમ્હે. ૧૮

---

૧ પ્ર૦ " તોછણા " ૨ પ્ર૦ " શીત બહુલ માટે નિર્ગુણો " ૩ પ્ર૦ " દેખાડે જન ઉપર વેરાગ " ૪ પ્ર૦ ' નિશ્ચે " ૫ પ્ર૦ " મુનિ રહે " ૬ જિનવચનરૂપિ સૂત્રોમાં. ૭ સિદ્ધાંત વિરૂદ્ધ લોકોને સમઝાવવું, નવીન વિપરીત શાસ્ત્ર. ઉલટું કથન.

નવા બોલ કેતા આદરે, વિગયતણો નિત્ય લેવું કરો;
ગીતારથની ભગતિ કીજે, એક ગાંઠડી વસ્ત્રહ દીજે. ૧૯
ધોવું સદા ફૂલ શાક અપાર, લીજે સાધવી લ્યાવે આહાર;
[1]દુવિહારે કીજે પચખાણ, શ્રાવક પડિક્કમણું પરિમાણ. ૨૦
અતિસંવિભાગતણો દિન યદા, ગીતારથ વહિરણિ જાયે તદા;
એક નીવીજ કરિ જો કોય, નીવીઆતું કલ્પે તસ જોય. ૨૧
ઇત્યાદિક બહુ બોલ આદરે, ગીતારથ (થઇ)નેં હાથે કરે;
જગચંદ્રસૂરિ જતિ [2] પોસાલ, તેણે રહ્યો તે સદાયે કાળ. ૨૨
વિજયચંદ તવ બોલ્યો ધસ્યો, ઉપદેશમાલા ભણ્યા તુમ હસ્યો;
[3]તીર્થંકર તો કબી એક હોય, ગુરૂની ભગતિ કરો સહુ કોય. ૨૩
જિનદેવે આચારજ લહ્યા, મારગ દેખાડી મુગતિ વહ્યા;
તે માટે આચારજ સાર, સીદ વદો તુમ કરો વિચાર! ૨૪
દેવેંદ્રસૂરિ (ની) સાહમો જવ થાય, પાછા વળે રૂષિ તેણે ઠાય;
વસતિ વાણિયે એકિ દીધ, તિહાં આવી ઉતરવું કીધ. ૨૫
શીલવંત પંડિતમાં સીરે, ચ્યાર વેદનો નિર્ણય કરે;
ઇમ જાણી જન વંદન જાય, 'લોઢીપોસાલ' લોકમાં થાય. ૨૬
વચન જ્ઞાન સૂધો આચાર, દેખી મળે નર બહુઅ હજાર;
'વસ્તુપાલસ્યું' માનવ ઘણા, અઢાર સયાંસ્યું દે વાદણા. ૨૭
જસ મહિમા વાધ્યો જગમાંહિ, દિન દિન દોલત વાધી ત્યાંહિ;
'લોઢીપોસાલની' મોટી થઇ, ગુરૂ વિહાર કર્યો તિહાં સહી. ૨૮

---

૧ શાસ્ત્રમાં રાત્રિને વિષે ચઉવિહાર—ચારે આહારત્યાગની આજ્ઞા હોવા છતાં વિજયચંદ્ર દુવિહાર બે આહાર ત્યાગ કરવાનું સમજાવતાં, અને સાધુઓએ પડિક્કમણું કરાવવું તેની બદલે શ્રાવકોના પડિક્કમણાથી ચલાવી લેવાય તેમ કહેતાં. આનુ નામ નવી પ્રરૂપણા.
૨ પ્ર૦અં૦ "તજી" ૩ પ્ર૦ "તીરથકરતા કબી એક દોય."

પાલ્હણપુરમાં આવ્યા જસિં, એક થળે ધ્યાને બેઠા તસિં;
પાલ્હણપુર વિહારેં પછી આવીઓ,વીરધવલને તિહાં થાપીઓ૨૯
કુંકુમવૃષ્ટિ હુઇ તિહાં સહી, ધન ખરચે સંઘ તિહાં ગહિગહી;
સંવત તેર ત્રેવીસો યદા, આચાર્ય પદ આપ્યું તે તદા. ૩૦
વિદ્યાનંદસૂરિ તેહનું નામ, દિન દિન વાધે બહુ ગુણગ્રામ;
બંધવ ભીમસંઘ તસ હાય, ધર્મકીર્તિ કીધો ઉવજ્ઝાય. ૩૧
વિદ્યાનંદસૂરિ થાપ્યા હવે, દેવેંદ્રસૂરિ ગયા માળવે;
આયુ પોહોતું તિહા કીધો કાલ,આગલિ ભાવ સુણો વૃદ્ધબાલ!૩૨
વિદ્યાનંદ વીજાપુરમાંહિ, કરે કાલ સૂરીસ્વર ત્યાંહિ;
ગુરૂ ચેલો સ્વર્ગે સંચરે, દિવસ તેરતણે આંતરે. ૩૩
આચાર્યપદ નવિ આલેહ, ષટ મહિના ગુરૂ વિણુ ચાલેહ;
સગોત્રી ગચ્છપતિકે[1] જઇ, ધર્મઘોષ[2]થપાવ્યા સહી. ૩૪
વિદ્યાનંદસૂરિનો તે ભ્રાત, ધર્મકીર્તિ ઉવજઝાય કહાત;
ગચ્છનાયક તે કીધો તામ, ધર્મઘોષસૂરીસ્વર નામ ૩૫
દેવેંદ્રસૂરિ (૪૫) પાટ પર થિયો, છિહિતાલીસમેં પાટેં હુઓ;
ધર્મઘોષસૂરીસ્વર (૪૬) ઠામ,સોમપ્રભને (૪૭) થાપે તામ.૩૬
સોમતિલકસૂરિ (૪૮) હુઓ જેહ, પ્રાગવંશ વીસો કહું તેહ;
દેવસૂરિ (૪૯)તસ પાટે વળી,સોમસુંદરની (૫૦)મતિ નિર્મલી.૩૭
મુનિસુંદર (૫૧) હુઓ શુભ ઘાટે,રત્નશેખર (૫૨) બાવનમેં પાટેં;
લક્ષ્મીસાગરસૂરિ (૫૩) સુમતિસાધુ (૫૪), તેણેં ન કરી
નર કેહેનિં બાધ. ૩૮
તેણે આચાર્ય થાપ્યા દોય, ઈંદ્રદિન્નસૂરિ કહું સોય;
કુલમંડણ તે દુજો[3]હોય, થાપિ વિહાર કરે મુનિ સોય. ૩૯

---

૧ પ્ર૦ " કીધા તહીં " ૨ પ્ર૦ "થયા તિહાં સહી" ૩ બીજો.

[1]ઢીલ કઠાણું ગુરૂનું યદા, હેમવિમલસૂરિ (૫૫) થાપ્યા તદા;[2]
સૂરિમંત્ર તિહાં આપ્યો સહી, એહુને તું આપે ઋષિ જઇ. ૪૦
ગચ્છની ચિંતા કરસ્યે તેહ, સુમતિસાધ મુખે ભાષે એહ;
અસ્યું કહી દેવાંગત થાય, હેમવિમલસૂરિ ઇડર જાય. ૪૧
સંઘ આગળ સહુ કહી કથાય, વાત સુણે ઇડરનો રાય;
હેમવિમલ સિરે ટીલું કરે, તું સઘળામાંહિ મોટો શીરે. ૪૨
વળી બોલ કહું છું અમ્હે, ગછની વિગતા[3] કરજો તમ્હે;
છે આચારજ પહેલા જેહ, સૂરિમંત્ર અન્ય ઠામે લેહ. ૪૩
મલ્યા એકઠા ઇડરમાંહિ, ખેતર સઘળાં વહેંચ્યાં તાંહિ;
ત્રિણિસેં ત્રિણ્યસેં ખેતર આવીઆ, કરે વિહાર ગુરૂ મન ભાવિઆ. ૪૪
હેમવિમલસૂરિ પોરવાડ, પાય નમાવ્યા પાપી ધાડ;
પાહાલણપુરા કહાવેં એહ, સગલી શાખા [4]દીપી જેહ. ૪૫
ઇંદ્રદિન્નસૂરિ હુઆ જેહ, કત્તપુરા કહેવાયે તેહ;
કુલમંડણ કમલ[5]કલસાય, એ ત્રિણિ શાખા તેણી કથાય.[6] ૪૬
હેમવિમલસૂરિ સુંદર નામ, મારૂદેશે નગર વડગામ;
ગંગારાજ શાહ તેહનો તાત, ગંગા રાણી જેહની માત. ૪૭
હાદકુમર તસ સુતનું નામ[7], લેઈ સંયમ નિ સાર્યું કામ;
હેમવિમલસૂરિ તે થાય, થાપે તસ મોટો ભાણરાય. ૪૮
કોઠારી [8]સાયર સહેજપાલ, ઉછવ કરતા અત્યંત વિશાલ;
સંઘ સકલ દીયે તસ વાંદણા, ભૂષણ દાન હોય તિહાં ઘણા. ૪૯

---

૧ પ્ર૦ "ઢાલ કબડાણુ" શરીર પરવશ થયું ૨ પ્ર૦ "બહુ નેહે થાપ્યા ગહગહિ" ૩ ચિંતા. ૪ પ્ર૦ "દીપી તેહ" ૫ કલશ. ૬ કહેવાય. ૭ પ્ર૦ "હાદકુમર સાહ તેહનું નામ" ૮ પ્ર૦ "સાકર"

ભાનઋષિ હાલો[1] ઋષિ જેહ, લોંકામતમ્હાં મોટા તેહ;
હેમવિમલ પાયે તે નમે, જિનપ્રતિમા વાંદી [2]તસ ગમે. ૫૦
હેમવિમલસૂરિ એહવો હુઓ, પંચાવનમે પાટે જૂઓ;
આણંદવિમલસૂરિ(૫૬)તસ પાટિ,જૈનતણી અજુઆલી વાટિ.૫૧
સંવત પન્નર સડતાલો જસેં, આણંદવિમલસૂરિ જનમ્યો તસેં;
ઓશવંશ ઇડરમ્હાં વાસ, વીરવચન [3]દીપાવ્યું તાસ. ૫૨
સાહ મેઘા કુલ સુત એ થાય, શીલવતી માણિકદે માય;
આણંદ નામ કુંઅરનુ હોય, બાલપણે વઇરાગી સોય. ૫૩
સંવત પન્નર બાવન્નો જસેં, આણંદવિમલ દીખ્યા લ્યેં તસેં;
સંવત પન્નરને સિત્યોત્તરો, સૂરિપદ તસ હુઓ ખરો. ૫૪
સંવત પન્નર બ્યાહાસીઓ જામ, ક્રિયાઉદ્ધાર કરે નર તામ;
કુરૂણા ઉપની લોકની ત્યાંહિ,જીવ જસ્યે એ બહુ દુર્ગતિમાહિ. ૫૫
તેણિ કારણે આણે વેરાગ, [4]ઉપધિ દ્રવ્યનો કીધો ત્યાગ;
મીણુકપટ ઓઢ કલપડો, અસ્યો ચલોટો મૂલ નહિં વડો. ૫૬
જુંઠિ મુનિવર બહુ પરિવાર, સહુ ન કરે ક્રિયા ઉદ્ધાર;
સોભાગ્યહરખ તસ થાપી દીધ, દુઃકર પંથ તે પોતે કીધ.૫૭
સુગંધ સાર વિલેપણુ નહિ, માંડી કિરીયા સબળી તહિં;
કરેં વિહાર વખાણુ ભલ કરે, એક શ્રાવક [5]ચૂઓ શિરિ ધરે.૫૮
લેઇ રાખ ગુરૂ મસ્તકિ દીધ, લુહી શિર ને ચોકૂખું કીધ
હે ચૂઓ વલ્લભ એણે ઠામ, તો વેરાગ ધરૂં કુણ કામ. ૫૯

---

૧ પ્ર૦ "હીરના" ૨ પ્ર૦ "મન ગમે" ૩ પ્ર૦ " દીપાવ્યો ખાસ". ૪ વસ્ત્રપાત્રાદિ વિના વિશેષ વસ્તુનો ત્યાગ કર્યો ૫ અત્તર.

એહવો આણંદવિમલસૂરિરાય, નગદલ મલિખ[1] હુઓ તેણે ઠાય
મહુમ્મદ હાથે ફુરમાના કીધ, આણંદવિમલને હાથે દીધ. ૬૦
નમતા ખાન વજીર સુલતાન, ઠામ ઠામ ગુરૂ પામે માન;
દીયે દેસના ગુરૂજી સાર, ઘણા પુરૂષનો કરે ઉદ્ધાર. ૬૧
મુનિ જગોરિષિ જે પંન્યાસ, ગુરૂ ફુરમાન દીયે નર તાસ;
સોરઠ દેશ તેણે કર્યો વિહાર, કીધો લૂંકાનો[2] ઉદ્ધાર. ૬૨
માલૂઆદિનો વિહાર વળી જેહ, સોમપ્રભે વાર્યો હુંતો તેહ;
વિદ્યાસાગર મોકલ્યા ધીર, થૂલિભદ્રનો લોઢો વીર. ૬૩
[3]છઠ્ઠે પારણે આંબિલ કરે, કઠિન વિનો તપ આદરે;[4]
મેવાત દેસે અલવર જ્યાંહિ, ખડતર પરમુખ વાળ્યા ત્યાંહિ. ૬૪
જેસલમેર ખડતરને ઘરિં, નવિ હીંડયો વહે શુભ પરિં;
બાજઠ પૂજા હોય આજ, વિદ્યાસાગરની વાધી લાજ. ૬૫
તેણિ બાજઠિં નવિ બેઠો હીર, વિદ્યાસાગર મોટો ધીર;
એહની વાત તુહ્મે નવિ થાય, જિનશાસન જેણિં આણ્યું ઠાય. ૬૬

( દુહા. )

મીણકપટનો કલપડો, વિદ્યાસાગર નામ;
તપ કરિઆ જ્ઞાની મુનિ, પ્રતિબોધ્યાં બહુ ગામ. ૧
[5]ત્રીખા ઘણી તપ નીર વિણિ[6], કરિ ગોચરી આપ;
રક્ષા પાણી પારણું, ન કરે ફુરી જણાપ. ૨

---

૧ પ્ર૦ "સગદલ મલિક" ૨ પ્રતિમાને નહિ માનનાર લોંકામતનો. ૩ બબે ઉપવાસ ને પારણે આંબિલવ્રત કરનારો. ઘી, દૂધ, દહીં, ગોળ, તેલ, સાકર, કે કડા વિગય એવી વિગય-સ્નિગ્ધવસ્તુઓ ખાવામાં વપરાતી નથી, માત્ર ધાન્ય અને મીઠું મરીજ વાપરવામાં આવે અને એક આસને સ્થિર રહી એકવાર ભોજન લેવામાં આવે તેને આંબિલ-આચંબિલવ્રત કહે છે. ૪ પ્ર૦"કબી નિવિનો તપ આદરે" ૫ તૃષા, તરસ. ૬ વિના.

(ચોપાઇ.)

આણંદવિમલસૂરિ એ શિષ્ય, ગુરૂના ગુણ દીસે કંઈ લખ્ય;
વીરમગામેં જેણે કીધો વાદ, પાસચંદનો ઉતાર્યો નાદ. ૧
માલવદેસ ઉજ્જેણી જ્યાંહિ, આણંદવિમલસૂરિ પુહુતા ત્યાંહિ;
એક શ્રાવકને આવે દેવ, તેણે પૂછ્યું તેહને તતખેવ. ૨
કોણ સાધ હવડાં છે દેવ ? તેહની શ્રાવક સારે સેવ;
દેવ કહે દિન અમુકો જસિં, અમુકી વેળા આવે તસિં. ૩
આહાવું રૂપ નાકે મસ હોય, તિહાં મુઆલ ગણીતું જોય;
સોય સાધને તું વંદજે, તુ શ્રાવક સહી તેહનો થજે. ૪
આણંદવિમલસૂરિ આવ્યા જામ, શ્રાવક વાંદવા આવ્યો તામ;
ઉંચો નીચો થાયે બહુ, મસ નાકે નવિ દેખે કહું.[1] ૫
શિષ્ય પૂછે શ્રાવક સ્યું જોય ? તેણે ભાવ કહ્યો તિહાં સોય;
તાણી મુહપત્તિ[2] મસ તિહાં જોય, ગણી મુઆલ નેં સેવક હોય. ૬
[3]કડુઆ લોક બહુ તિહાં વળે, તપા માંહે તે આવી ભળે;
પ્રણમે આણંદવિમલના પાય, દિન દિન ઉન્નતિ અધિકી થાય. ૭
આણંદવિમલસૂરિ પૂછે અસ્યું, શ્રાવક ! પદ કોહનિ દેઅસ્યું ?
શ્રાવક કહે તુહ્મ મનમાંહિ હોય, વિજયદાન સિંહવિમલજ હોય. ૮
સિંહવિમલનુ થોડું આય, થાપ્યા વિજયદાનસૂરિરાય;
સુણી વચન મનમાંહિ ધરે, થેરાદમ્હાં[4] આવી ઉતરે. ૯

૧ કહીં. ૨ મુખવસ્ત્રિકા. ૩ કડવામતી. ૪ થિરાદ, થેરાદમાં.

શ્રાવક રહે પરિખ્યા કાજ, જોઇએ જીવની કેહવી દાઝ;
રાતિં પાસું પાલટેં જસેં, પહિલું ઓઘે[1]પુંજે તસેં. ૧૦
કાયા કાન પુંજીને ખણે, સકલ જીવ આતમસમ ગણે;
સમતા[2]કિરીઆ દેખી કરી, શ્રાવક તપા હુઆ તે ફરી. ૧૧
એહવો આણુંદવિમલસૂરિ જેહ,[3]જયમણુ છઠ તપ કરતો તેહ;
ચોથ છઠ્ઠ તપેં ગહિગહી, વીસથાનક આરાધે સહી. ૧૨
ચોથ ચ્યારસેં છઠ સેં ચ્યાર, વીસથાનક સેવ્યાં બ્યે વાર;
વિહરમાન[4]ધાર્યા જગીસ, તેહના છઠ[5]કર્યા ગુરૂ વીસ. ૧૩
શ્રીજિનપ્રતિમા આગલ રહી, પાપ સકલ આલોયાં સહી;
[6]એકસો એકાસી ઉપવાસ,કરતાં સયમ હોય ખાસ. ૧૪
છઠ બે સહિંને ઓગણત્રીસ, વીરતણા કરે મુનિવર ઇસ;
અઠાઈ પાખી ને ચોમાસ, [7]કર્યા છઠ ઘણા વળી તાસ. ૧૫
જ્ઞાનાવરણી (૧) કર્મના જોય, દુવાલસ પંચ કર્યા તુમ્હ સોય;
દર્શનાવરણી (૨)કરમના કહું, દસમ તુમે નવ કીધા લહું.૧૬
કઠણુ કર્મ કહું અંતરાય, (૩) દુવાલસ પંચ કરિ રૂષિરાય;
મોહનીકર્મની (૪) સબલ જગીસ, અઠમ કર્યા તુમ
અઠાવીસ. ૧૭

---

૧ ઉંઘમાં પણ પાસું બદલતી વખતે ઓઘા–રજોહરણ વડે આજુ બાજુની પૃથ્વી પુંજી–નિર્જીવ કરીને પાસું બદલતાં. તથા ખણુજ આવતી વખતે શરીર અને કાન વગેરે ઇન્દ્રિયો પણ તેવીજ રીતે પુંજીને ખણતાં. ૨ પ્ર૦ " સમ્યક " ૩ પ્ર૦ " જૈન છઠ " ૪ પ્ર૦ " ધ્યાયાં " ૫ પ્ર૦ "તપ" ૬ પ્ર૦ ' એકયાસી કીયા ઉપવાસ " ૭ પ્ર૦ " કરતા મુનિવર આતમ ખાસ "

વેદનીકર્મની (૫) પ્રકૃતિ દોય, અઠમ તીસ[1] કર્યા બે જોય;
ગોત્રકર્મના (૬) દોય અઠમ, આઉખાના (૭) ચ્યાર દસમ. ૧૮
[2]નામકર્મ દીસે બહુ વરણ, પ્રકૃતિ જેહની એકસો ત્રિણ્ય;
નામકર્મનો (૮) તપ નવિ થયો, એહ મનોરથ મન
માહિ રહ્યો. ૧૯

જ્ઞાનાવરણી કર્મ થિતિ[3] કહું, સાગર ત્રીસ કોડા કોડિ લહું;
દર્શનાવરણી કર્મ થિતિ જગે, વીસ કોડા કોડિ સાગર લગે. ૨૦
વેદનીકર્મની એહ જગીસ, થઇ કોડા કોડિ સાગર ત્રીસ[4];
નેવુ કોડિનો ત્રીજો ભાગ, ઉપર અધિક કર્યાનો લાગ. ૨૧
મોહિનીકર્મની થિતિ તું જોય, સીત્તરિ કોડા કોડિ સાગર સોય.
* * * * *, * * * * * *. ૨૨
આઉકર્મની જુઓ જગીસ, થિતિ તેહની સાગર તેત્રીસ;
[5]સર્વ કોડિનો ત્રીજો ભાગ, ઉપર અધિક કર્યાનો લાગ. ૨૩
નામકર્મની થિતિ કહે ઇસ, સાગરોપમ કોડા કોડિ વીસ;
વીસ કોડા કોડિ સાગર કહું, ગોત્રકર્મતણી થિતિ લહું. ૨૪
વીસ કોડા કોડિ સાગર જોય, અંતરાયકર્મની થિતિ હોય;
પછિ તરાય ક્ષય પણ થાય, કદાચ વળી નવાં બંધાય. ૨૫
એહવાં આઠ કર્મ જે શિરે, ટાલેવા તપ શ્રીગુરૂ કરે;
પરિસહ બાવીસ પ્રેમેં ખમે, રાત દિવસ જિનવચને રમે. ૨૬

---

૧ પ્ર૦ "વીસ" ૨ આ આઠકર્મો નાશ કર્યા વિના પરમાત્મપદ પમાતું નથી. અત્રે નામો ક્રમવાર નથી. ૨૦ થી ૨૫ મી ગાથામાં ક્રમવાર છે. ૩ સ્થિતિ. ૪ પ્ર૦ " થિતિ તેહની સાગર તેત્રીસ. " ૫ પ્ર૦ " નેવુ કોડિનો ત્રીજો ભાગ "

વિગય પાંચનો કરે પરિહાર, વિગય એક ઘૃત કદિ આહાર;
નીલોતરી મિઠાઈ જેહ, ગુરૂ વઈરાગી ત્યાગ કરેહ. ૨૭
વેયાવચ્ચ વાજીત્ર ધોંકાર, નારીસંગ તસ નહિં લિગાર;
ખારૂં મીઠું ઉહનાં જળ પીયે, પાણી પાત્રં તે નવિ નાથીયે[1].૨૮
આહારશુદ્ધિ માંડી અતિ ઘણી, નવિ જાયે મોટાં ઘર ભણી;
નામેં સુઝતું જાણે જેહ, સખરૂં તુચ્છ ધાન લીયે તેહ. ૨૯
બલ પ્રાક્રમ જોઇ નિજ આહાર,[2]સુપન શગતિં કર્યો વિચાર;
આરાધના કરતો શુભ પરિં, અતિચાર આલોચે ધરિં. ૩૦
નિરમલ વ્રત કરિ ખામણાં, પાપ આલોયે સહી આપણાં;
સરણ ચ્યાર દુષ્કૃત નિંદેહ, કર્યું પુણ્ય અનુમોદે તેહ. ૩૧
ભાવના અણુસણ ને નવકાર, આરાધે ગુરૂ[3]દશે પ્રકાર;
ઉપધિ આહાર શરીર પરિહરે, આણંદવિમલ તે અણુસણ કરે.૩૨
સંવત પન્નર છન્નૂઓ જસિં, ચૈત્રી સુદિ દિન સાતમેં તસિં;
નવ દિહાડાનું અણુસણ કરે, અમદાવાદમાં સરગેં સંચરે. ૩૩
વિજયદાનસૂરિ (૫૭) તેહને પાટે, મુગતિતણી દેખાડે વાટ;
સત્તાવનમેં પાટેં જોય, જસ ગુણ પાર ન પામે કોય. ૩૪
સાહ ભાવ જગે છે જેહનો તાત, શીલવતી[4]ભ્રમ્માદે માત;
ઓસ વંસ દીપક દિનપતિ, નાહનપણે નર હુઓ યતિ. ૩૫
વિજયદાનસૂરિ વિખ્યાત, સંવત પન્નર ત્રિહિપન્ને જાત;
જામલાનગરમ્હાં રહેતાય, પન્નર ખાસઠિ લીયે દીખ્યાય. ૩૬
દાનહરખનો ચેલો એહ, ભાગ્યદાર જાણી માગેહ;

---

૧ પ્ર૦ "પાણી પાત્રને નવિ રાખીઈ" ૨ પ્ર૦ "સુપનિં સુભગ ને કર્યો વિચાર" ૩ પ્ર૦ 'ગુરૂ ઉપદેશકાર" ૪ પ્ર૦ "ભરમાદે"

દાનહર્ષગણિ આપે તામ, કાંઇક રાખજો માહરૂં નામ. ૩૭
વિજયદાન પછે પાડીયું નામ, દાનહર્ષગણિ હરખ્યો તામ;
માહરો ચેલો ગછપતિ થાય, તેણે કારણે મુંજ બહુશોભાય. ૩૮
દાનહર્ષ દિન દિન દીપંત, જેણે કાજીના પાડયા દંત;
દાંતે રેખ સોનાની હતી ખીજ્યો કાજી દેખી દુરમતી. ૩૯
તું સેવડો કસી તુજ રેખ ? કહ્યું કીના આડંબર ભેખ[1];
માંગી લોઢી પાડેવા દાંત, સાહમા પાડયા કાજીના દાંત. ૪૦
માર્યો ચપેટો[2] મુંઢામાંહિ, પાડયા દાંત કાજીના ત્યાંહિ;
કાજી ફજેત ઘણું તિહાં થાય, દાનહરખગણિ નાહાસી જાય.૪૧
દાનહરખના ચેલા વતી, વિજયદાનસૂરિ ગછપતિ;
વાદીનાં મુખ ભંજન કરે, ગુરૂનો બોલ શિર ઉપર ધરે. ૪૨
ગુરૂ શ્રીઆણંદવિમલસૂરિ જેહ, બેઠા માંડલે મુનિવર તેહ;
અન્ન પાન આણ્યું ઘૃત અતિ, આપી આહાર કરે ગછપતિ.૪૩
સકલ સાધ કરી ઊઠયા આહાર, બાજઠ લીધો જેણી વાર;
પાંચસેર તણો લાડૂઓ, નિકલ્યો તામ જસો ગાડૂઓ. ૪૪
આણંદવિમલ બોલ્યા તેણ વાર, કરે કોઇ એ લાડૂ આહાર;
કાંબળો કલપડો ચલોટો સાર, તેહને આપું સહી નિરધાર.૪૫
ન લીયે નર સહૂ પાછા વળે, દાનહરખ તવ આગળ વળે;
ગુરૂનું વચન પડે કિમ ધરણિ, કરૂં લાડૂઓ આતમ સરણિ. ૪૬
ભાંજી સોય કર્યો ચકચૂર, મુકયો મુખે જિમ વહેતે પૂર;
પાંચસેરમાં ન રહ્યો રતિ, હરખ્યો આણંદવિમલસૂરિ અતિ. ૪૭
[3]આપે પલ પડાદિક કાંબલી, કહે નહિ તુજ શોભે વળી;
વચન કાજે આપે ગુરૂ સહી, ચોત્રીસ ભત્તું કરે ગહિગહી. ૪૮

---

૧ પ્ર૦ "મેખ" ૨ તમાચો. ૩ પ્ર૦ "આપે કપડાદિક"

એહવો દાનહર્ષ બલવંત, વિજયદાન પ્રતાપ અત્યંત;
 આણંદવિમલસૂરિ આલે ભાર, તપાગછ હુઓ જયજયકાર. ૪૯
પન્નર સત્યાસીયે પદવી થાય, શ્રાવક ગલ્લો જેહનો કહેવાય;
 મુગતો શેત્રુંજે છમ્માસ, ફુરમાન મહેમુંદ હૂઆં તાસ. ૫૦
રામજી ગંધારી હૂઓ જેહ, શેત્રુંજે ચોમુખ કરતો તેહ;
 સંઘવી કુંઅરજી જસવંદ, શેત્રુંજે કીધો પ્રંસાદ. ૫૧
ડાભીગમા ત્રિહિ બારો જેહ, પ્રથમ પેસતાં દેહરૂં તેહ;
 વિજયદાનનો શ્રાવક શિરે, તે દેહરૂં કુંઅરજી કરે. ૫૨
વિજયદાન એહવો ગણધાર, માલવ કુંકણે કર્યો વિહાર;
 દમણ ગુજ્જર સોરઠ દેસ, શ્રીપૂજ્યે દીધા ઉપદેસ. ૫૩
નવાનગરને પાસે ગામ, તિહાં કણિ બહુ લુંકાનો ઠામ;
 વિજયદાનસૂરિ આવ્યા ત્યાંહિ, ઉતાર્યા વ્યંતર ઘરમાંહિ. ૫૪
રાત પડયે પરગટ સૂર થયો, અટ્ટ હાસ્ય કરે તે રહ્યો;
 રૂપ કરે કાળું કાબરૂં, વળી વિસરાલ હૂઈ તે પરૂં. ૫૫
વિજયદાન ગણે નવકાર, ધીર્યવંત નવિ બીહે લગાર;
 મધુર વચને બોલ્યા સ્વામિ, આવો સુર બેસો આણે ઠામિ. ૫૬
સત્ય શીલગુણ દેખી કરી, સુરવર પાય નમ્યો મન ધરી;
 તાહરો ગચ્છ સબલો વાધસ્યે, ઋષભવંશતણી પરિ હસ્યે. ૫૭
અસ્યું કહી સુર ત્યાંથી વલંત, વિજયદાન મોટો પુણ્યવંત;
 [1]પંચ વિગે તે નિત્ય પરિહરે, છઠ અઠમ તપ સબલો કરે. ૫૮
દેવકાપાટણની શ્રાવિકા, આવી અમથી ગુરૂ ભાવિકા;
 સાયરેં બૂડતી કાઢી તેહ, દેવ મુહપતિ મંદિર જેહ.[2] ૫૯

---

[1] પંચવિગય. દહીં, દૂધ, ઘી, તેલ, અને ગોળ. [2] પ્ર૦ "દેવ મુહપતિ મદિહારહેહ."

પાટણમાંહિ રહ્યા ગુરૂ જસે, વાર્યું [1]માતરૂ વાટેં તસેં;
સાહા શવો પરઠવતો આપ, તેહનેં પાએ ડસીઓ સાપ. ૬૦
[3]ધુણીતુ બોલ્યો મુખે ખરૂં, ગુરૂ સોપારે પરઠવ્યું માતરૂં;
તેણે સુર નાગ થઇને ડસ્યો, ગુરૂ મહિમાયેં કીધો તરયો. ૬૧
પાટણ પ્રાસે છે એક ગામ, વિજયદાનસૂરિ રહ્યા તામ;[4]
સુર વચને ગુરૂ ચાલ્યા વહી, તેહ ગામ તો લુટાણું સહી. ૬૨
ઘણી પ્રતિષ્ઠા તેપણ કરે, મહીમંડળે વિચરંતા ફરે;
અંતે આવ્યા વડલીમાંહિ, અણસણ આદરતો ઋષિ ત્યાંહિ.૬૩
સંવત સોલ બાવીસો જસેં, વિજયદાન સર્ગે ગયા તસેં;
તસ પાટેં હુઓ ગુરૂ હીર (૫૮), જેણે બૂજવ્યો કબિલી મીર.[5] ૬૪
જુગપ્રધાન સરીખો હુઓ વળી, હીર તણી તે મતિ નિર્મળી;
[6]સત્યશીલ મોટો ગંભીર, તીર્થંકર સમ ભાખ્યો[7] હીર. ૬૫

( ઢાલ. ઈસ નગરીકા વણજારા. એ દેશી. )

હીરના ગુણનો નહિ પારો, સાધ સાધવી અઢી હજારો;
વિમલહર્ષ સરીખા ઉવઝાય, સોમવિજય સરીખા ઋષિરાય. ૧
શાંતિચંદ્ર પરમુખ વળી સાતો, વાચકપદે એહ વિખ્યાતો;
સિંહવિમલ સરીખા પંન્યાસો, દેવવિમલ પંડિત તે ખાસો. ૨
[8]ધર્મસીઋષિ સબળી લાજો, હેમવિજય મોટો કવિરાજો;
જસસાગર વલી પરમુખ ખાસ, એકસોને સાઠહ[9] પંન્યાસ. ૩

૧ લઘુનીતિ, પેશાબ. ૨ પ્ર૦ " પાટેં " ૩ ધુણિતો, ધુણતો ધુણતો. ૪ ત્યાં આગલ ૫ પ્ર૦ "અકબરમીર" ૬ પ્ર૦ " સત્વ " ૭ પ્ર૦ " ભાખૂં" કહ્યું. ૮ પ્ર૦ "ધર્મ શરિખી' ૯ પ્ર૦ 'આઠહ"

જેહના શ્રાવક ધનદ સમાન, અહુજી સંઘવી વર સુભવાન્ય[1];
  આગવંસ ગંધારનો વાસી, બાલાપણે પુણ્ય અભ્યાસી. ૪
હુઆ જિહાંરે વરસ ઇગ્યારો, કહે લેસ્યું સંયમ ભારો;
  વડબંધવ મોહ અપારો, જિમ બલિભદ્ર-કૃષ્ણકુમારો.[2] ૫
સ સનેહી હલ્લ વીહલ્લ, [3]સ્યામ-પ્રદ્યુમ્નની પ્રીતિ ભલ્લ;[4]
  સનેહે સબલો લખગણ-રામો, જંપે અરજુન-ભીમનો નામો. ૬
નમીવિનમી વિદ્યાધર ભાઇ, એક એકમ્હાં બહુ સુખદાઇ;
  અહુજીનિ થાયે એ ભ્રાતો, સનેહ સબલો કહ્યો નવિ જાતો. ૭
તે લેવા ન દીયે દીખ્યાય, તુજ પરણાવીસ કન્યાય;
  અહુજી કહે સાંભલ ભાઇ ! દીખ્યા કાજે હોય અંતરાઇ. ૮
મુજને તુજ મોહ અપારો, તેણે ન લેવો સંયમભારો;
  પણ પરણું નહિ નિરધારો, મેં આદરવો વ્રત [5]ભારો. ૯
લીધી ભાઇની આજ્ઞા રંગે, શીલવ્રત ધરે મન રંગે;
  પંડિતમાંહિ નર પહેલો, ધનવંતમાં તેડે વહેલો. ૧૦

× × ×, × × ×;
  દાતારો ને અતિગંભીરો, જેહનું વર્ણવ કરતો હીરો. ૧૧
છત્રીસ પ્રતિષ્ટા કીધી, શેત્રુંજગિરિ યાત્રા પ્રસિદ્ધી;
  સિદ્ધાચલે દેહરૂં જોઇ, હીરાના શ્રાવક એ હોઇ. ૧૨
સંઘવી હૂઓ ઉદયકરણ, સેવે ગુરૂ હીરના ચરણ;
  પારખ રાજીઆ વજીઆ જોડી, જેણે ખરચી ધનની કોડિ. ૧૩

---

૧ વાન. વાણી (?) અગર વર્ણ (?) ૨ કેશવરામ જેવો. ૩ શાંબકુમાર. ૪ પ્ર૦ "અટલ્લ" ૫ પ્ર૦ "બારો" શ્રાવકના બાર વ્રત.

સોની જુઓ શ્રીતેજપાલ, મહાદાતા ને બુદ્ધિ વિશાલ;
શ્રાવક રાજા શ્રીમલ્લ, જેણે કીધી કરણી ભલ્લ. ૧૪
ઠકર જયરાજ જસવીરો, દીયે દાન ગુપતિ[1] નર ધીરો;
ઠકર કીકા ને વાઘા, પુણ્ય કરણીયેં હુઆ આઘા. ૧૫
ઠકર લાઇ કુંઅરજી કહીયે, ભાઇ સાહ ધર્મસી મુખે લહીએ;
સાહ લકો ને દોસી હારો, શ્રીમલ્લ સોમચંદ ગંભીરો. ૧૬
ગાંધી કુંઅરજી બાડુઆય, હીરના શ્રાવક કહેવાય;
રાજનગરેં હુઓ વછરાજ, નાના[2]વીપૂ કરે શુભકાજ. ૧૭
મહાદાતા કુંઅરજી જવેરી, સાહ મૂલાની કીરતિ ઘણેરી;
હીર સૂર પુંજો બંગાણી, દોસી પનજી ગુણખાણિ. ૧૮
દોસી અબજી પાટણમાંહિ, સોની તેજપાલ ટોકર ત્યાંહિ;
સાહ કકૂ ગોના[3] જેહ, હીરના શ્રાવક કહું તેહ. ૧૯
વીસલનગરના શ્રાવક સારો, સાહ [4]વાઘો અત્યંત ઉદારો;
દોસી ગલા મેઘા ખાસ, વીરપાલ વીજા જિણદાસ. ૨૦
સીરોહીના શ્રાવક સારો, આસપાલ સચવીર[5] ઉદારો;
તેજા હરખા બુદ્ધિ વિશાલો, મહેતો પુંજો ને તેજપાલો. ૨૧
આઠિમ પાખીનાં પારણાં કરાવે, ત્રિણ્યમણ ઘી નિત્યેં વહેવરાવે;
અનુકંપા દાન અનેક, તેજપાલમાં ઘણોજ વિવેક. ૨૨
ઇહાં અચિરત[6] કાંઇ નવિ થાઇ, જોઓ વસ્તપાલનો ભાઇ;
જેણે જગતની પૂરી આસો, ઘરિ કમલાઇ[7] કીધો વાસો. ૨૩

૧ ગુપ્તપણે. ૨ પ્ર૦ "નાનાવિધ" ૩ પ્ર૦ "નાગો" ૪ પ્ર૦ "સાહ ચોથો" ૫ પ્ર૦ "શિવવીર" ૬ અચરત, અચરજ. પ્ર૦ "અચિરજ" ૭ લક્ષ્મીએ.

( દુહા. )

કનક કઢા તિહાં પરગટે, વસ્તપાલ દે પાય;
વીસલદે નૃપ દેખતાં, પ્રગટિ રત્ન સિલાય. ૧
જિન મંડિત પૃથવી કરી, પુણ્યતણું નહિ માન;
તેજપાલ બંધવ તિસે, કાંઈ! ન દીયે દાન ?[1] ૨
વસ્તુપાલ વૈકંઠે ગયો, ઇહાં રહ્યો તેજપાલ;[2]
એ કલ્પદ્રુમ અવતર્યો, કિસ્યું કરિ કલિકાલ ! ૩

(ઢાલ—હું એકેલી નિંદ ન આવેરે—એ દેશી.)

કલિકાલેં નર તો[3] પણિ જોયરે, હીરના શ્રાવક[4] સરીખા હોયરે;
સંઘવી ભારમલ નેં ઇંદ્રરાજોરે, વિરાટ[5] નગરમાં સબલી લાજોરે. ૧
પીપાડ[6] નગર માંહિ છે હેમરાજોરે, તાલો પુષ્કરણો કરિ શુભ જોરે;
સાહ ભૈરવ છે અલવર માંહિરે, નવ લખ્ય બંદી મુકાવ્યા ત્યાંહિરે. ૨
પાતશાહ હુમાઉ સોરઠે જાયરે, નવલખ્ય બંધ તિહાં કણિ થાયરે;
ખોજ મકીમનિ આપ્યાં ત્યાંહિરે, વેચે ખુરાસાન દેસ છે જ્યાંહિરે. ૩
[7] અલવરેં બાંદ લેઇને આવેરે, મહાજન સહુ મુકાવા જાવેરે;
નવિ મુકે તે કરતો રીસોરે, દહાડી[8] બંધ મરેં દસ વીસોરે. ૪

---

૧ દાન કેમ ન આપે ? પ્ર૦ " કાં ન દીયે તે દાન " ૨ કવિ રૂપદાસ કહે છે કે પૂર્વે થયેલાં ગૂજરાતના દિવાન વસ્તુપાલ અને તેજપાલમાંથી વસ્તુપાલ વૈકુંઠમાં ગયો અને તેજપાલ જાણે આંહી કેમ ન રહ્યો હોય ? અર્થાત્ આ તેજપાલ પણ પૂર્વે થયેલા વસ્તુપાલનાં ભાઇ તેજપાલ સમ ઉદાર હતો. ૩ તું પણ ! ૪ પ્ર૦ " સખરા " ઉતમ. ૫ પ્ર૦ "વરાડ." ૬ પ્ર૦ 'ખિંખિડ નગર" ૭ પ્ર૦ " અલ્લવરખાં તવ લેઇને આવેરે " ૮ પ્રતિદિવસે.

હુમાઉ ઘરિ ભઇરવ પરધાનોરે, આપે પાતશા સબળું માનોરે;
દાતણ પાતસા કરે પરભાતેરે, આપી વીંટી ભઇરવ હાથેરે. ૫
કોરો કાગળ હાથે લેતોરે, છાની છાપ તિહાં કણિ દેતોરે;
ઊઠી ભઇરિવ આપ પરાણોરે, વહિલિં બેઠા પુરૂષ સુજાણોરે. ૬
લિખી ફુરમાન ભઇરવ જાતેરે, ખોજો કહે દીધું જન હાથેરે;[1]
લિખે ધ્રૂજતા અક્ષર તેહોરે, વજીર પાતશાનો છે જેહોરે. ૭
તેણિ ભઇરિવ બેઠા રથ જ્યાંહિરે, લખે ધ્રૂજતા અક્ષર ત્યાંહિરે;
તે ફુરમાન દેખાડયું ત્યાંહિરે, ખોજ મકીમ બેઠા છે જ્યાંહિરે. ૮
કરી તસલીમ ને ઉભો થાયરે, મસ્તક મુકી હાથે સાયરે;
ઉભો રહીને વાંચે ત્યાંહિરે, નામ હુમાઉનું લિખીયું [2]આંહીરે. ૯
મકીમ ! ક્યા તું મેરા કીજેરે, નવલખ બંધ ભઇરવકું દીજેરે;
અજર મત કરે તું ઈસિઠોરોરે, દીઠી ઉપરિં અજબ[3] મોહોરોરે. ૧૦
તેડયો ભઇરિવ તિહાં બહુમાનેરે, તસકું બંધ દીઆ સુલતાનેરે;
કહે ભઇરવ મુકીયો સારોરે, કામ સબાબકા સબકું પ્યારોરે. ૧૧
મકીમ મુકે ભઇરવને આલેરે, તિહાં વાણીઓ જીવ ચલાવેરે;
કાઢયાં બંધ સહુ તિહાં રાતિરે, [4]જાઓ જાતાં મ રહિસ્યો વાટિંરે.
ચોટિક પંચસેં ઘરથી આણ્યારે, આલ્યા તેહને કરમી જાણ્યારે;
મુકી નારીઓ બંધન કાપીરે, વસ્ત્ર બાંધી મોહોર તે આપીરે. ૧૩

---

૧ પ્ર૦ "ખોજે ઝહેર દીધું તસ હાથેરે" ૨ પ્ર૦ "જ્યાંહીરે" ૩ પ્ર૦ અજમુખી" ૪ પ્ર૦ "જાઓ જીવતાં મરો શી વાતેરે?"

( ઢાલ-નાચતી જિનગુણ ગાય મંદોવરી. ગોડી. )

મૃગનયણી નારી મુખ્ય[1] ભાખે, લાખવરસ તુજ આઇ[2] !
મુગલહાથે વેચાતાં માનવ, ભઇરવ વાહારેં ધાયેરે. મૃગ૦ ૧

સુર સુભટ ધનવંત જિકો નર, જે નર બુદ્ધિ બલીઆ;
સાહા ભઇરવ વિન બીજા ત્યારેં, સહુયે પાછા ટલીઆ. મૃ૦ ૨

નરનારી વૃદ્ધબાલક ચિંતે, નર કો સીહ ન હોય !
સારિંગ સમરા સરિખો ભઇરવ, નવલાખ બંધ છોડેઇરે. મૃ૦ ૩

ઉડે પ્રાણ ઘર બાળક નારી, ઘાલ્યો સીહ મુખે હાથો;
ભઇરિવ ભોજ વિક્રમસમ હુઓ, દીધી ગજસ્યું[3] બાથોરે. મૃ૦ ૪

[4]કહિ અબલા[5]આહિજીવત આલ્યો, ભઇરવ ! ભલ્લ તુઝ કામો;
તાહરા ગુણ[6]ઘણા અહ્મો ગોખું;જિમ સીતા નૃપ રામોરે. મૃ. ૫

ઇંણે રામે એક સીતા છોડાવી, હણી સુભટની કોડિ;
[7]ભઇરવ ! તેં નવલખ્ય બંધ છોડાવ્યા, નાણી[8] કોહનિ ખોડિ. મૃ૦ ૬

---

૧ મુખ, મુખે, મોઢેથી. આ પ્રતિમા દરેક ઠેકાણે 'મુખ' ને બદલે 'મુખ્ય,' 'મુખે' ને બદલે 'મુખ્યે' પ્રયોગો વપરાયાં છે, માટે વાંચકે અર્થ વિચારતાં ધ્યાન રાખવું. 'આંખો' ને ઠેકાણે 'આંખ્યો' દીક્ષા 'દીક્ખા' ને ઠેકાણે 'દીખ્યા' પણ વપરાયેલાં છે. ૨ આયુષ્ય ! ૩ હાથી જેવા મોગલો સાથે. ૪ કહે. 'કહે, કરે, માગે, આલે,' વગેરે સ્થલે 'કહિ, કરિ, માગિ, આલિ' એવાં હ્રસ્વ 'ઇ' કારના પ્રયોગો વાપરવામાં આવેલાં છે ૫ પ્ર. " અહેવા તન આલ્યુ " ૬ પ્ર૦ " ગુણિજન નિત આખે " આખે એટલે બોલે, કહે. ૭ પ્ર૦ "વિગર હણે નવલાખ છોડાવ્યા" ૮ ન+આણી= નાણી, કોઇને પણ નુકશાન આણ્યા વિના.

ખંડ પરખંડ નિ દે વિદેસેં, ગુણ વ વ તિહાં થાતું;
ક બાંદ[1] ઇરિવ મુકાવે, ખુરાસાન વેચાતું રે. મૃ. ૭
સાહા માહારાજ[2] જિનવરને પૂજે, પ્રણમે શ્રીગુરૂ પાય;
અસ્યોભતો જસકારી વાગો, પહેરી હુમાઉકે જાયરે. મૃ. ૮
પૂછે પાતશા કોણ[3] તબ એ, બોલ્યો ભઇરવ તામો;
ગુહુનિગાર[4] હું બંધ ડાવ્યા, વણસાયા[5] બહુ દામો. મૃ. ૯
બીજત હુ(ઉ)ઠી હુમાઉ ત્યારેં, કહ્યું ! ઇસા કામ કીના ?
કહે ઇરવ તુહ્મ સિરિ બહુ ભારો, તેણેં મેં છોડી દીનારે. મૃ. ૧૦
છોડે માલ મેં સબ ઉસ દીના, જાઇ મીલે ભહિણ[6] ભા ';
૭ ગ્યા વિયોગ મ્હેં જોરૂ મરદકા, તેરી ઉમર બધાઇરે. મૃ. ૧૧
ત ક ય સોનેરી આપી, ધણી પાતશાહી કેરો;
ઋષભ કહે સાહ ઇરવ સરિખો, વક નહિ અનેરો રે. મૃગ. ૧૨

( દુહા. )

એ શ્રાવક ગુરૂ હીરના, એક એકપેં ધીર;
દાતા પંડિત ધન બહુ, તપસૂરા ગંભીર. ૧

---

૧ પ્ર૦ 'બાન' દરેક સ્થલે બીજી પ્રાતમાં 'બાંદ' ને ઠેકાણે ' બાન શબ્દ છે. બંદીવાન પરથી એક પ્રતિમાં 'બાંદ' બંદી, અને બીજીમાં 'બાન' વાન હોવું જોઇયે. (?) " છોડિયાં બંદીના બાન; " ભક્તિવિજય. ૨ પ્ર૦ " ભયરવ " ૩ પ્ર૦ " નવાઈ ? " નવાજવું. ૪ પ્ર૦ " ગુનહગાર " ૫ વિણસાડયા, ગમાડયા. ૬ પ્ર૦ " ભેંણ ભાઇ " બેન અને ભાઇયો. ૭ પ્ર૦ " જોર મરદ દુવા તુઝ દેતે "

## ( ચોપાઇ. )

માંડણુ કોઠારી અંભીર, જેસલમેરનો વાસી ધીર;
નાગોર નગર સઘળામાં ખાસ, જિહાં જયમલ્લ મિહિંતાનો વાસ. ૧
[1]જિહારાલિ મેહાજલ[2] ગુણેં ભર્યો, સીરોહીમાં તેણે ચોમખ[3] કર્યો;
ત્રિણિખંડ ઉપરે છે ત્યાંહિ, લાખ રૂપૈયા ખરચ્યા ત્યાંહિ. ૨
ચ્યાલીસ વરસ થયાં ચાલે કામ, ચૌદ રૂપક નિત્યે ખરચે દામ;
હીરતણા શ્રાવક એ હોય, પ્રાગવંશ વીસો કહું સોય. ૩

સદારંગ મેડતીઓ જેહ, સબલ હીરનો રાગી તેહ;
દુર્જણુ આગરે વસતો જાણુ, થાનસંગ માનુ કલ્યાણુ. ૪
[4]બીજનગર માંહિ તુમ જુઓ, અકો[5] સંઘવી તિહાં કણિ હુઓ;
છન્નુ વરસનો તે પણ જોય, ઇન્દ્રિ પાંચ તસ નિર્મળ હોય! ૫
હીરગુરૂને વંદે જામ, પ્રેમ કરીને પૂછે તામ;
મુનિ! વરસ કેટલાં એક લહીયે, હીર કહે પંચાસેક કહીયે. ૬
છન્નુ વરસ હુઆં મુજ હીર! હરખ્યો ગછપતિ દેખી શરીર;
જીવદયાફળ જગમ્હાં સાર, આયુ ઉત્તમ કુલે અવતાર. ૭

---

૧ પ્ર૦ "ઝાલોરિ" ૨ મેધાજલ. ૩ મંદિરમાં વચ્ચે પીઠિકા બનાવી ચારે દિશા તરફ ચાર પ્રતિમાઓ પધરાવવી તેવા મંદિરને ચોમુખનું મંદિર કહે છે. સમોવસરણ અને આમાં એટલો ફેર હોય છે કે સમોવસણુમાં ઉપર નીચે ત્રણ ગઢની ચઢાઉતાર પીઠિકા બનાવવામાં આવે છે અને આમાં સામાન્ય પીઠિકાપર ચાર પ્રતિમાઓ પધરાવેલી હોય છે. " ચોમુખ પ્રતિમા ચાર " સિદ્ધાચલસ્તવને. "આબુ ચોમુખ અતિ ભલો" તીર્થમાલાસ્તવને. ૪ પ્ર૦ " પીરોઝ નગર " ૫ પ્ર૦ "અકુ".

અકૂતણે ઘરિ બેટા સાત, તેહનેં ઘરિ બાળક બહુ થાત;
સર્વ મળી એકાણું નરા, પાઘડીબંધ[1] દીસે તે ખરા. ૮
સકલ વસ્તુ જે પુણ્યે હોય, પુણ્ય મ મુકો પુરૂષા કોઇ;
પાંચે આંગળે કીધું પુણ્ય, રામચંદ્ર ઋદ્ધિ પામ્યા વન્ય[2]. ૯
પુણ્યહીણા નર બેઠા જુઓ, લૂખાં ભોજન ભૂમિં સૂઓ
પૂજ્યા નહિ જેણિ ઋષભજિણંદ, ઋદ્ધિ રમણી કિહાંથી આણંદ ! ૧૦
આણંદ સદા અકૂનેં ઘરિં, ઘરમાં ધન દીસે બહુ પરિં;
પૌષધશાળા[3] કીધા પ્રાસાદ, જગમાં બહુ પામ્યો જસવાદ. ૧૧
અકૂ સંઘવી શ્રાવક જેહ, કવિરાજ કહેવરાયો તેહ;
અકૂયેં વીનતી[4] કીધી અતિ, તૂઠી લખમી ને સરસતી. ૧૨
પુણ્યહીણુ ઘરિ એકો નહિ, દીસે લછી[5] ને સારદ નહી;
જ્ઞાન વિના પૂજા નવિ લહી, પુણ્ય પાપ તે નવિ સદ્દહિ. ૧૩
આરાધ્યો નહિ ઉંડો ધર્મ, જ્ઞાન વિના પદવી નહિ પર્મ[6];
લખમી વિન સૂનો સંસાર, ભગનિ ભ્રાત ન માને નાર. ૧૪
તેણે પુણ્ય કરો સહુ કોઇ, લખમી સારદ પામો દોઇ;
દોય વસ્ત અકૂને ઘરિં, શ્રાવક હીરના સુખી બહુ પરિં. ૧૫
[7]બર્હાનપુરમ્હાં જીવરાજ, સંઘવી ઉદયકરણ ભોજરાજ;
ઠક્કર સંઘજી ને હાંસજી, ઠકર સંભૂજી ને લાલજી. ૧૬

---

૧ પાઘડી પહેરનારા પુરૂષો એકાણું હતા. ૨ વનમાં, જંગલમાં, ૩ પૌષધ, સામાયક, અને જ્ઞાન ધ્યાન કરવાનું મથક, ઉપાશ્રય. ૪ પ્ર૦ “ બાવન્નિ ”. ૫ લચ્છી, લક્ષ્મી. અને શારદા. ૬ પરમ, ઉત્તમ. ૭ પ્ર૦ “ બુરહાંનપુરમાં ”

વીરદાસ[1] વહેતો બહુ લાજ, ઋષભદાસ અને જીવરાજ;
[2]ઠાકર સોય હુઓ માળવે, જેહના ગુણ યાચક બહુ લવે[3]. ૧૭

સુરતમાંહિ ગોપી સુરજી, વોહોરો સુરોસાહ નાનજી;
વડોદરે સોની પાસવીર, પંચાયણી કહીયે જગમાં ધીર[4]. ૧૮

અબજી ભણુસાલી જીવરાજ, નવાનગરમાં તેહની લાજ;
પારિખ મેઘ વસે જિહાં દીવ, અભેરાજ મેઘ તે ઉત્તમ જીવ. ૧૯

પરીખ દામો દોસી શવરાજ, સવજી સોય કરે પુણ્ય કાજ;
બાઈ લાડકી શ્રાવિકા વડી, પુન્ય કાજ કરી દેહડી. ૨૦

અનેક દેસ નગર પુર જ્યાંહિ, હીરના શ્રાવક કહીયે ત્યાંહિ;
દિલ્લીપતિ સરખો દે માન, પાય નમે નર મંત્રી ખાન. ૨૧

જેહના પુન્ય તણો નહિ પાર, સાધુપંથ આકરો અપાર;
કાલૂપુરમાંહિ આવ્યા જસિં, ગોખ નવો નીપાયો તસિં. ૨૨

પૂછે હીર શ્રાવકને તહીં, હોય સીખ તો બેસીયે અહિં;
શ્રાવક કહે પૂછો સ્યું તેહ, તુમ્હ કારણે નીપાયો[5] એહ. ૨૩

હીર કહે નવિ કલપે[6] એહ, આધાકરમી હુઓ જેહ;
વખાણ કાજે મંડાવી પાટ, એહવી રાખે સાધની વાટ. ૨૪

તેણુ ગોખે નવિ બેઠો કોઇ, હીરવચન [7]માન્યું સહુ કોઇ;
કોઇ ન લોપે હીરની લાજ, દીપે જૈન અખંડહ રાજ. ૨૫

---

૧ પ્ર૦ " વધતી " ૨ પ્ર૦ "સમરસાહ" ૩ કથે, સ્તવે. ૪ પ્ર૦ " પંચાયણ પૂરવે જગીસ " ૫ બનાવ્યો. ૬ ખપે, કામ આવે. સાધુના નિમિત્તથી કોઇ પણ વસ્તુ બનાવેલી હોય તે સાધુઓ કામમાં લે નહિ. ૭ પ્ર૦ " સાહમું સહુ જોય. "

એકદા અમ્હદાવાદમ્હાં જોય, વિમલહર્ષ વાચક તિહાં હોય;
ભદૂઓ શ્રાવક ચરચા કરે, ચૂકી બોલ્યો [1]મને નવિ ડરે. ૨૬
કાગળ લખ્યો ત્રંબાવતી માંહિ, વાંચી જગગુરૂ ખીજ્યો ત્યાંહિ;
સોમવિજયને ભાખે તસે, [2]લખો લેખ યમ કાઢો જે અછે. ૨૭
[3]ગછ બાહિરની ચીઠી લખી, કાગળ [4]કાસિદને દે રિખિ;
વિજયસેનસૂરિ બોલ્યો વહી, પછિ લેખ મોકલજો સહી. ૨૮
હીર કહે અણબોલ્યા રહો, એહ વાતમ્હાં તુમ નવિ લહો[5];
કાગળ વેગે પુહુતો થાય, વાંચી દૂર કીયો તેણે ઠાય. ૨૯
સાહ ભદૂઆ ધરિ વહિરે નહિ, સકલ સંઘ મળ્યો તે તહિં;
ત્રંબાવતીમ્હાં આવિ વહી, હીરપાય ખમાવે સહી. ૩૦
છોરૂ જો કછોરૂ હોય, માય બાપે સાંસહિવું[6] સોય;
સાહ ભદૂઓ શ્રાવક શુભમતિ, કૃપા કીજીયે તુમ્હ ગછપતિ. ૩૧
સાહ ભદૂઓ જઈ લાગો પાય, મિછાદુક્કડ દે તસ ઠાય;
હીર કહે તુહ્મ શ્રાવક સાર, ધરજો હિયડે ધર્મવિચાર. ૩૨
સાહ ભદૂઓ સંઘમાંહિ લીધ, અમદાવાદે પીયાણું[7] કીધ;
વિમલહર્ષનિં ખામે[8]સોય, વયરભાવ મનિ ન ધરે કોય. ૩૩
એહવા તેજવંત ગુરૂરાય, ગછ બાહિર કાઢયા ઉવજઝાય;
કઈ મુનિવર જેણે દૂર કર્યા, રાખે નહિ નર દોષે ભર્યા. ૩૪
મતા હીરતણી હવિ જુઓ, કુરગડુથી[9]અધિકો હુઓ;
ખારી ખીચડી ખાધી ખરી, હીર ન બોલ્યો મુખથી ફરી. ૩૫

---

૧ મનમાં, દિલમાં. ૨ પ્ર૦ "લિખો લેખ પડિકમજો પછે" ૩ પ્ર૦"સંઘ" ૪ કાસદ, ખેપીઓ. ૫ જાણો. ૬ સાંસવું, સાંખવું, સહણુ કરવું. ૭ પ્ર૦ "અમદાવાદ આવે પરસિદ્ધ" ૮ ખમાવે, ક્ષમાવે. ૯ કરકંડુ નામા સ્વયંબુદ્ધ સાધુથી પણ વિશેષ સમતાવાળા.

શ્રાવક ઘરિ રાંધી ખીચડી, મીઠું ઘાલિ વહુઅર વડી;
વહુઅર સોય આઘેરી ગઇ, સાસુ મીઠું ઘાલે સહી. ૩૬
જિમવા બેઠો નિજ ભરતાર, ખારી ખીચડી અત્યંત અપાર;
ખીજ્યો શ્રાવક તેણીવાર, કાં દીધો મુનિ એહવો આહાર.? ૩૭
ફરી ખરખરો આવ્યો તહિં, ઉપાશરે બેઠા છે મુનિવર જ્યાંહિ;
ભાષે શ્રાવક અમ ઘરિ આહાર, અહ્મે પરઠવ્યો ખાર અસાર.૩૮
સાધ કહે ખારી ખીચડી, હીરતણે[1] પાતરે તે પડી;
શ્રીગુરૂ સોય ન બોલે ફરી, ઉઠયા આહાર તે ખારો કરી. ૩૯
વારે વારે પીયે નીર, એમ જલ કહીયેં ન પીયે હીર;
વાત પ્રકાસે નહિ ગંભીર, અહો ! સમતારસ[2] હોય સધીર. ૪૦
સાધ કહે ગુરૂ એહ સ્યું કીધ, ખારી ખીચડી તુહ્મે સ્યું લીધ;
હીર કહે કૂરગડુને જુઓ, થુંકનારો તે નવલજ હુઓ.[3] ૪૧
ધર્મરૂચિ તપિઓ અણગાર, વિષ તુંબડનો[4] કીધો આહાર;
વિદ્યાસાગરના ગુણ લાખ, છઠ પારણે લીધી[5] રાખ. ૪૨

---

૧ પાત્રે, પાત્રમાં. ૨ પ્ર૦ " સાહસધીર " ૩ પ્ર૦ " થુંકતાં રાતો નવિ હુઓ " ૪ કડવી દૂધીનો. ધર્મરૂચિ સાધુના પાત્રમાં કોઇકે કડવી દૂધી—વિષારી તુંબડુ વહોરાવ્યું. એ તુંબડાને પરઠવવા માટે ધર્મરૂચિએ ઇંટના નિભાડા પાસે જઇ એક ટપકું જમીનપર પાડ્યું, જેથી ત્યાં કેટલીક કીડીઓ તેની વાસથી ખાવાની લાલચે નજીક આવી મરણ પામી. ધર્મરૂચિને, અન્ય ઘણા જીવોનો નાશ થશે એવું જણાયથી સ્વયં તે તુંબડું ખાઇ ગયા. થોડા સમયમાં શરીરમાં તેની અસર થઇ અને ધર્મરૂચિ અનશન કરી કાળ પામી સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. વધુ માટે જુઓ પરિશિષ્ટ ૧ લું. ૫ પ્ર૦ " પીધી "

મામો ભાણેજ આગે હુઆ, લેઇ દીખ્યા હોય ગુણના કુઆ;
ભાણેજો તપ તપતો સદા, મામે ગુરૂને પૂછ્યું તદા. ૪૩
×કહીયે કેવલ એને હસ્યે ? જ્ઞાની ગુરૂ તે બોલ્યો તસેં;
હવડાં જેહવો મનસુદ્ધિ વળી,રહે તો પખવાડે થાયે કેવળી. ૪૪
પછિ પારણનો દિન થાય, પાંડવને ઘર વહિરવા જાય;
તેણે ક્રોધ કરી વિખવાદિ,[1] આપી ઘોડાની તિહાં લાદિ.[2] ૪૫

( દુહા. )

સ્યું ઉહનું ને સ્યું [3]તાહઢું, જો આણ્યો વઇરાગ;
કુણ ખરટી કુણ બાજરી, જો રસ કીધો (જેણે) ત્યાગ. ૧

(ચોપાઈ.)

રસનો ત્યાગ[4]કરવો રિષિરાય, લેઈ લાદિ ચાલ્યો તેણે ઠાય;
આહાર કરે અનુમોદે ઘણું, તોડ્યું કર્મ ઘણું (તે) આપણું.૧
[5]વ્યાંહણિ રોગ તે ઋષિને થાય, પછિ આપદા સઘળી જાય;
પૂછે રોગ એ સ્યાથી થયો, દોષ લાદનો સહુએ કહ્યો. ૨
ત્યાહરેં કોપ્યો તપિઓ યતિ,[6]તેજૂલેસ્યા નહિં મુજ અતિ;
બાળું પાંડવ પરોહિત રાય, બાળું દેસ ઇસ ચઢયો કષાય. ૩

× ૧ ક્યારે, કેવ રે. વિષવાદ. ૨ છાણ. ૩ પ્ર૦ 'સીતલુ'' ૪ પ્ર૦ "કરે" ૫ પ્ર૦ " વિહાણે " પ્રાતઃકાલે, સવારે. ૬ તેજોલેસ્યા નામની એક જાતની શક્તિ વિદ્યા. કે જે શક્તિ પરના ઉપર ફેરવવાથી બાળીનેં ભસ્મ કરી શકાય છે. ' તેજોલેસ્યા, કાંપતલેસ્યા, અને નીલલેસ્યા આ ત્રણ લેશ્યાથી જે બાળીને ભસ્મ કરેછે તે તેજોલેશ્યા જુદી હોય છે. તેજોલેશ્યાની પ્રતિપક્ષી શીતલેશ્યા હોય છે.

( દુહા. )

ઋષભ કહે નર બાપડા, ક્રોધ કરો તુમ કાહિ;
પૂર્વ કોડિ ચારિત્ર ભલુ, તે બાલે ખિણ માંહિ. ૧

( ચોપાઈ. )

ચારિત્ર પુણ્ય બાલિ તે યતિ, આંબિલી પત્રિં મેલ્યું જે અતિ;[1]
કેલિપત્રે તે ઘાલી કરી, નાખ્યું પુણ્ય ઘટથી ઉપહરી. ૧
સંસારમાં તસ રહેવું થયું, સામે જઇને ગુરૂને કહ્યું;
આજ સોળમો દિહાડો થયો, કેવલજ્ઞાન તપિઓ નવિ લહ્યો. ૨
ભાખે ગુરૂ સઘળો અવદાત, માંડી કહી મન પાત્યગ[2]વાત;
[3]રૌદ્રધ્યાન ધ્યાયો અતિ ઘણું, મન મેલે[4]ખોયું આપણું. ૩

( દુહા. )

મન મેલે દલ નરકનાં, મેલે પ્રસન્નચંદ્રઋષિરાય[5];
તેહજ મન નિશ્ચલ કરે, તેણે ભવ મુગતિ જાય ! ૧

---

૧ પ્ર૦ " આમલપાત્ર જે મેલું અતિ, " ૨ પાતિગ પાતિક. મનની પાપવાર્તા. ૩ દુષ્ટ, ખરાબ ધ્યાન. ' ધર્મધ્યાન શુકલધ્યાન, અને રૌદ્રધ્યાન. ૪ મેલે, મલિન પણે. ૫ પ્રસન્નચન્દ્ર રાજાએ રાજ્ય તજી દીક્ષા લેઇ બંને બાહુ ઉંચા કરી સૂર્ય સન્મુખ દ્રષ્ટિ લગાવી કાયોત્સર્ગ કરવા માંડયો. વચ્ચે ચિત્તની સ્થિરતા ન રહેવાથી અંતરમાં શુભધ્યાનને બદલે રૈણસંગ્રામ આરંભાયો. આ વખતે શ્રેણિકમહારાજાએ શ્રીવીરપ્રભુને પૂછ્યું કે પ્રસન્નચંદ્રની શી ગતિ થાય ? વીરે કહ્યું મરણ પામે તો એ સાતમી નરકે જાય ! ક્ષણ એકમાં ઋષિનું ચિત્ત સ્થિર થવાથી, અને શ્રેણિકના પૂછવાથી વીરે કહ્યું હાલ મરેતો સર્વાર્થસિદ્ધવિમાને દેવ થાય ! પણ ક્ષણ એકમાં દેવ દુંદુભી-વાજીત્ર વાગવાથી વીરે કહ્યું કે, પ્રસન્નચંદ્રનું મન શુક્લ અને ધર્મધ્યાનમાં નિશ્ચલ થવાથી તેઓ કેવલજ્ઞાન પામ્યા. વધુ માટે જુઓ પરિશિષ્ટ ૨ જું.

[1]આંખિ મ મીચીસ મિથ્યા મન, નયણે નિહાલી જોય;
જો મન મીચીશ આપણું, અવર ન દૂજો કોય ! ૨

( ચોપાઇ. )

મન મેલે વાધ્યો સંસાર, મામે પૂછ્યો તામ વિચાર;
ભાણેજ કહીયેં મુગતિ જસ્યે ? ગુરૂ જ્ઞાની તે બોલ્યો તસે. ૧
[2]સમે દોય ઘડીના થાય, સેવંતે (છેવટે) એ મુગતે જાય;
મન નિશ્ચલની મોટી વાત, હીરેં ભાખ્યો એ અવદાત. ૨
જો નિશ્ચલ મન રહે આપણું, તો પરિસહિ પુણ્ય હોયે ઘણું[3];
પૂરવે રિષિ હુઆ ગુણ કોડિ, હું તો નહિ કાંઇ તેહની જોડિ ! ૩
આતમ આપ વખોડે હીર, હીર સમો નહિ કો ગંભીર;
ઉહના[4] માંહિ રહ્યો રિષિરાય, [5]કહિઢિં ગુમડું ગુરૂને થાય. ૪
જ્ઞાતિ શ્રાવક આવ્યો એક, કરિ વેયાવચ[6] ધરી વિવેક;
હાથે વેઢ ધારાલો[7] જેહ, જઇઅ ગુંબડે લાગે તેહ. ૫
હીર ન બોલે પરિસો[8] ખમે, લોહીઆણુ[9] ભોમિ હૂઇ તેણે સમે;
વાહાણે પડિલેહણ[10] વેળા જસિં, લોહી ચલોટી દીઠું તસિં. ૬

---

૧ પ્ર૦ " આંખિ મ મીચીસ મીચ મન " ૨ સમય. ૩ પ્ર૦ " તો આતમગુણ હોયેં ઘણું " ૪ ઉનામાં. ૫ કેડે. ૬ ચાકરી, ચંપી. ૭ ધારાળી વીંટી, અગુરી ૮ પરિસહ, દુઃખ. ૯ પ્ર૦ " શોણિત ભૂમિ. " ૧૦ સવારે વસ્ત્રાદિ ઉપધિની પડિલેહણ-જયણા-જીવજંત ઉપર ન હોય તેની તપાસ વેળાએ ચલોટી-ચોળપટો લોહીઆલો દેખાયો.

સોમવિજયગુરૂ કહિઢિં જોય, લોહીઆણુ ભૂમિ તે દીઠી સોય;
ખીજ્યા સોમવિજય બહુ ભાંતિ, કોણિં વેયાવચ્ચ કીધું રાતિ? ૭
હીર કહે તે શ્રાવક પરમ, મ્હારે પોતે વેદનીય કરમ;
શાતા ઠામે અશાતા હોય, શ્રાવકભાઈ ન મહિલો[1] કોય! ૮

( દુહા. )

કૌરવ હણે પાંડવ થુણે, રાગ–દ્વેષ નહિ ત્યાંહિ;
નમું દમદન્તમુનિ તેણે, જે ઋષિ મંડલ માંહિ[2]. ૧
સંયમ પાલે સિદ્ધ નમે, શીલ નવ ખંડે રેખ;
તોહી મુગતિ તસ વેગળી, જો ઘટિ રાગ ને દ્વેષ! ૨
શત્રુ મિત્ર જેહને નહિ, મન વશ જેઅકષાય[3];
[4]રૂપાદિક પંચે નહિ, તે સાચો ઋષિરાય! ૩

## ( ગાથા–સંબોધસત્તરિમાંની. )

[5]सेयंवरो य आसंवरो य. बुद्धो अ अहव अण्णो वा;
समभावभाविअप्पा, लहइ मुक्खं न संदेहो! ॥ १ ॥

---

૧ મેલો મલિન. પ્ર૦ "શ્રાવકભાવ ન મેલો કોય!" ૨ કૌરવો જેણે હણે છે અને પાંડવો થુણે–સ્થુણે–સ્તવે છે તો પણ જેના મનમાં એક પર રાગ અને બીજા પર દ્વેષ નથી તેવા દમદન્તમુનિ. ૩ પ્ર૦ "મનવશ નહિ કષાય" ૪ પ્ર૦ "સુખાદિક" ૫ શ્વેતામ્બર હાય, દિગમ્બર હાય, બૌદ્ધ હાય કે અન્ય–નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય, મિમાંસિક કે વેદાન્તીકઆદિ–હાય પરંતુ જેનો આત્મા સમભાવ–સમતારસમાં ભાવિત–લીન હાય તે નિશ્ચે મોક્ષ પામે એમાં સન્દેહ નથી.

(ચોપાઈ.)

અસ્યાં વચન ભાખે ગુરૂ હીર, પૂરવે પુરૂષ હુઆ મહાધીર[1];
[2]કીર્તિ કરો દ્રઢપ્રહારી તણી, કોપ્યો નહિ જે મારાભણી.[3] ૧
[4]અરજુનમાલીને નર દમે, ખંધકના[5]શિષ્ય પંચસેં ખમે;
[6]મેતારગનું ફાટું સીસ, ચંદકોસીયે[7]નાણ્યું રીસ ! ૨

---

૧ પ્ર૦ " વીર " ૨ કીરત, કિરતન, કીર્ત્તન. ભક્તિ. ૩ પ્ર૦ " માર્યા ભણી " મારવા માટે. ૪ જુઓ પરિશિષ્ટ ૩ જું. ૫ જુઓ પરિશિષ્ટ ૪ થું. ૬ જુઓ પરિશિષ્ટ ૫ મું. ૭ ચણ્ડ કૌશિક નાગનો જીવ પૂર્વ ભવમાં એક રૂષિપણે હતો. ત્યાં અતિક્રોધાવેશથી મરણ થવાથી તે સર્પપણે ઉત્પન્ન થયો. જે સ્થલે એનો રાફડો હતો તેની ફરતાં કેટલાક ગાઉ સૂધીમાં કોઇ માણસની જવાની હિંમત થતી નહિ. કારણ ત્યાં આવનારા ઘણાઓના પ્રાણ સ્વડંશથી હણ્યા હતા. કેટલોક સમય પછી શ્રીમહાવીરભગવન્તે લોકોના વાર્યા છતા રાફડા નજીક ધ્યાન લગાવ્યું, અને ચંડકૌશિક નાગે ડંખ માર્યો. સામાન્ય મનુષ્યોની માફક તીર્થંકરોનું રક્ત રક્તવર્ણનું હોતું નથી, પરન્તુ દૂધસમાન શ્વેત હોવાથી ચંડકૌશિક તે જોઈ વિમાસણમાં પડ્યો. અનુકૂલસમયનો વિચાર કરી શ્રીમહાવીરે કહ્યું " चण्डकौशिक ! स्मर स्मरस्व [illegible] ! [illegible] : " ચણ્ડકૌશિક ! પૂર્વભવના ક્રોધને સ્મર અને હવે બોધ પામ, વિચાર કર. ચંડકૌશિકને પૂર્વજ્ઞાન–જાતિસ્મરણ થવાથી ક્રોધથી વિમુખ થઇ દૃઢ નિશ્ચય કર્યો કે ' મારા શરીરને ગમે તે થાય તો પણ મારે ફૂંફાટો સરખો પણ કરવો નહિ ! ' એવો નિશ્ચય કરી રાફડામાં મુખ ઘાલી પરમાત્માના ધ્યાનમાં લીન થઇ રહેવા લાગ્યો. 'ચંડકૌશિક કરડતો નથી' એ સર્વના જાણુમાં આવ્યાથી એ રસ્તો

કર્યો ચિલાતીઋષિ ચાલણી, સનતકુમાર સહે વેદન ઘણી;
[1]ઢંઢણુ-અર્ણુક-ગજસુકમાલ, ખમે સુકોશલ નાહનો બા । ૩
હીર કહે એહના ગુણુ કોડિ, આપણુ નહિ કાંઇ તેહની જોડિ;
[2]પરિસો તેણે ઉદેરી લીધ, આપણુ કીસું ન જાયે કીધ. ૪
એહવો હીરમુનિ ગયંદ, પોતાના ગુણુ પાડે મંદ;
પરના ગુણુ બોલે નર ધીર, અમરવિજયનેં સ્તવતો હીર. ૫
છઠ અઠમ દશમ તે કરે, આહાર કાજે પોતે સંચરે;
મુંકે મોકલાં ઘર તે પંચ, પાછો વળે જો ન મિલે સંચ. ૬
નારી વદન ન નિરખે પ્રાહિં, બેસે તે નર[3]પડદામાહિં;
ઘણું સંવરી સૂધો આહાર, હીર લહે એ મુનિવર સાર. ૭
અમરવિજયની રોટી લીધ, હીરેં તે કાજગરી કીધ;
પરગુણુનો ગ્રહેનારો હીર ! કહીં ન ફૂલ્યો સાહસ ધીર. ૮
શ્રાવક કહે ધન્ય જગગુરૂહીર ! તુમ પ્રતિતબોધ્યો અકબ્બરમીર;
અમારિ પઢા[4]શેત્રુંજ ફુરમાન, દલ્લીપતિ દે તુમ્હ બહુમાન. ૯
હીર કહે સુણ શ્રાવક જાણ, સાધ સદાયે કરે વખાણ; [5]
કો ઊંઘે કો ઊઠી જાય, કો એકનેં પ્રતિબોધજ થાય ! ૧૦

---

પાછો જનવ્યવહાર માટે ખુલ્લો થયો. જતાં આવતાં લોકો ‘ મારા ફલાણા સગાને માર્યો, મારા ફલાણા મિત્રને હણ્યો. ’ એ યાદ કરતાં નાગના શરીર ઉપર પત્થરાદિના પ્રહારો કરવા લાગ્યા, તો પણ ચંડકૌશિકે રીસ – ગુસ્સો – ક્રોધ આણ્યો નહિ અને શુકલધ્યાનથી મરી ઉચ્ચ ગતિને પામ્યો.

૧ જુઓ પરિશિષ્ઠ ૬-૭- ને ૮ મું. ૨ પ્ર૦ “ પરિસહ ઃમીને ગુણુ બહુ લીધ, આપણે કહો કિસ્યું જય કીધ ? ” ૩ પ્ર૦ “ મુનિવર ” ૪ પટો, પડહ. ૫ વ્યાખ્યાન, કથા.

દિલ ચોખું એ અકબરતણું, મેં પ્રાક્રમ નવિ કીધું ઘણું;
　ત્રિણ્યવાર મિલ્યો હું સહી, આઠ દિવસ માગ્યા ગહિગહી.૧૧
માગે તેહની કીરતિ કસી, ધન્ય દેનારો દિયેં જે હસી!
　અમારિપડા વજડાવ્યા જેહ, શાંતિચદ્રનો મહિમા તેહ. ૧૨
શેત્રુંજ ફરમાન કરાવ્યાં સાર, ભાણુચંદ્રનો તે ઉપગાર;
　સાધ વતી મુજ માન્યો તહિં, [1]ઘણાયેં ।વક મુજ માને નહિ.૧૩
ગાલિ માન ગુરૂ હીરસૂરીન્દ્ર, જ્ઞાન નિરમળું જયું પૂન્યમચંદ્ર[2];
　અમદાવાદમા શ્રાવક સાર, [3]સુહણું દીઠું એક અપાર. ૧૪
આવી હીરતણે કહે તેહ, ગૂજ્જર ખંડનો રાજા જેહ;
　[4]સ્વાનિ ચઢી આવ્યો ગહિગહી, મસ્તક છત્ર ધરાવ્યું સહી. ૧૫
હીરેં અર્થ પ્રકાશ્યો તેહ, પઃ દેશે ગૂજરાતી નર જેહ;
　આવે પિણ થિર ન રહે અતિ, [5]ચઢણે વાહન ભુંડાવતી. ૧૬
અનુક્રમે તિહાં [6]મદફરશાહ, અમદાવાદમાં પરગટ થાય;
　વાત હવી જિહાં અકબરશાહ, ખાન ખાના દોડયો તેણે ઠાય.૧૭
કટક ઘણું જાણી થિર ઃ ॅ।, કલ્યાણરાય તવ મિળવા ગયો;
　કસ્યું બાહો માહરા ખુનકાર! મિળ્યા પિંજારા બાવન હજાર.૧૮
હું કલ્યાણ આવું તુહ્મ સાથ, હવડાં લેઇ આપું ગુજરાત!
　મીરજાખાન હુઓ હોશીઆર, રાજનગરે આવ્યો તેણી વાર.૧૯
સાહમો મદફર ચાલી ગયો, મહાસંગ્રામ તિહાં કણિ થયો;
　પોતે પાતશા લેઇ[7]તરૂઆરિ, કટિકમાંહિ કરી મારામારી. ૨૦

---

૧ પ્ર૦ " ઘણાઇક લોક મુઝ માનેં નહિ " ૨ પૂર્ણિમાનો ચન્દ્ર. ૩ સ્વપ્નું ૪ કૂતરા ઉપર. ૫ પ્ર૦ " વડણ વાહન " ૬ મુદફરખાન સૂબો. ૭ તરવાર.

સબલ[1] જુજીઓ તેણે ઠાર, વઢતાં ા૭ તિ તરૂ ાર;
કટિકમાંહિ સન્દેહ સહિ હૂઓ, મદફ્ફર જીવેછે કે મુઓ! ૨૧
દીઠો નહિ જ્યારે સુલતાન, ત્યારે ઓસર્યા હબસીખાન;
પાતશા પાછો જોયે ફરી,[2] પલા તણી પરિ હૂએ કરી. ૨૨
ભાગો મદફ્ફર તેણીવાર, મીરજાખાન હુઓ જયકાર;
હવી વાત અકબ્બરશાહા જ્યાંહિ, ભાખ્યા ચ્યાર કમલખ[3] ત્યાંહિ. ૨૩
મહમુંદ પાતશા પહેલો[4] દ્વારે, ખુશનદીન માર્યો પેજારે;
દૂરિ કરી રાખ્યો ચાકરી, તેણે મહમુંદ ગળે દીધી છરી. ૨૪
બીજો કમલખ[5] અતિમિતખાન,[6] ગુજ્જર પાતશા ખો ાન;
દેઇ ગુજરાતને મુનિ મિળ્યો, આપ વરગટી[7] પા ા વળ્યો. ૨૫
ત્રીજો કમલખ[8] કુતબદીનખાન, અંતકાલેં તસ નાઠી ાન;
વેરી મદફ્ફર વચનેં મિળ્યો, તો તે માનવગતિથી ટળ્યો. ૨૬
ચોથો કમલખ[9] મદફ્ફર શાહ, ાપ લડયા લશકરમેં જાય;
આપ રહ્યા નહિ શિરપે જોય, દામ દુની દોલત વે ખોય. ૨૭
ગઇ ગૂજરાત મુગલને હાથ, નાઠો મદફ્ફર ાછિ[10] સાથ;
સાચું થયું સુહાણાનું[11] ધ્યાન, સાચું જગમ્હાં હીરનું ાન. ૨૮
ગુરૂનો ભગત અસ્યો નહિ કોઈ, વિજયદાનસૂરિ મોટો હોય;
એકદા કારણ ઉપનિ અતિ, લિખે લેખ તિહાં ગછપતિ. ૨૯

૧ ઝુઝયો. ૨ પ્ર૦ " પલાયણ તવ સહુએ કરી. " ૩ પ્ર૦ " કમખલ " ૪ પ્ર૦ " ધાર " ૫ પ્ર૦ " કમખલ " ૬ પ્ર૦ " અજમતખાન " ૭ પ્ર૦ " વરગથી " વર્ગથી. ૮ પ્ર૦ " કમખલ " ૯ પ્ર૦ " કમખલ " ૧૦ પ્ર૦ " છોછે " છોડી, સજી (?) ૧૧ સ્વપ્નાનું.

ઉતાવલા આવો શિષ્ય[1] હીર ! વાટેં નીકળી પીજો નીર;
વાંચે કાગળ જગગુરૂ જામ, સજ થયા ચાલેવા તામ. ૩૦
ચોમાસાનો છઠ તપ હોય, ન કરે પારણું ગછપતિ સોય;
કહે બાહેર જઇ કરસ્યું આહાર, રહેતાં ન રહે મુજ આચાર. ૩૧
વક્ર સાધ કહે સહુ અતિ, કીજે પારણું તુહ્મ ગછપતિ;
હીર ન માને હુઆ એકમના, મોટી તે જગમાં આગન્યા[2]. ૩૨

## ( ગાથા–સંબોધસત્તરિમાંની. )

आणाइ तवो आणाइ–संयमो हय दाणमाणाए;
आ ारहियो धम्मो, पलाल पूलव्व पडिहाई. ॥ १ ॥
आणाखंड कारी, जइवि तिकालं माहाविभूइए;
पूएइ वीयरा ं, व्वंपि निरत यं तस्स[3]. ॥ २ ॥

## ( પૂર્વ–ચોપાઇ. )

તેણે કારણે આગન્યા તે સાર, હીરેં કીધો તામ વિહાર;
વિજયદાનસૂરિ વાંદ્યા તસેં, અતિ ઉતાવળા આવ્યા કસેં. ૩૩
કાગળ માંહિ ઉતાવળ ઘણી, તો કિમ રહીયે ગુરૂ ગછધણી ?
વાટિં આહાર કર્યો ગુરૂ સુણી, અતિ હરખ્યો ગછનાયક ધણી. ૩૪

---

૧ બન્ને પ્રતિયોમાં 'ગુરૂ' પાઠ છે. ૨ આજ્ઞા. ૩ આજ્ઞાથી તપસંયમદાન ઉચિત ગણાય છે. આજ્ઞાવિનાનો ધર્મ જેમ ફલ-કણસલા વિનાના ઘાંસના પૂલા હોય છે તેવો સમજવો. (૧) આજ્ઞા ભંગ કરનાર મનુષ્ય, યદ્યપિ મહાસામગ્રીઓ સહિત ત્રિકાલ વીતરાગની પૂજા કરે, તો પણ સર્વ તેની નિરર્થક જાય છે (૨).

એહવો હીરવિજયસૂરિ જેહ, ગુરૂની ભગતિ કરંતો તે ;
પોતે પૂજાયો પણુ તરયો, અવિનય કુણેં ન કીધો કરયો. ૩૪

સૂરજપરિં પૂજાયો સહી, કાઉત્સર્ગ પહોર રહિ નિશિ લહી[૧];
છાનો ધ્યાન કરે ગુરૂ પરમ, મોટો આતમ સાખી ધરમ. ૩૬

( દુહા. )

શ્રીજિનવર કહે કીજીયે, આતમ સાખે ધરમ;
હૂઓ ભરતેશ્વર કેવલી[૨], ટાલી મહેલાં કરમ. ૧

મન મહેલે ધર્મજ નહિ, જન જાણે સ્યું હોય;
નરક આયદલ મેલીઆ,[૩]પ્રસન્નચંદ્રને જોય ! ૨

અપ્રમાણ વેસજ કહું, જો નહિ સંયમ સાર;
[૪]વિષિ ગળેપી હે શમી, સહી મારે નિરધાર ! ૩

આતમ વાત લહે આતમા, અવર ન જાણે મર્મ;
તે માટે કરે જીવડા, આતમ સાખી ધર્મ ! ૪

( ચોપાઇ. )

આતમ સાખી ધર્મ તે ગમે, રહે કાયોત્સર્ગ રયણી[૫]નિશમે;
સીરોહીમાં ધ્યાનિ રહ્યો ધીર, ભમે દિલ તવ પડીઓ હીર.૧

---

૧ એક પહોર રાત્રિ બાકી રહે ત્યારે ઊઠીને કાયોત્સર્ગ—ધ્યાન ધરતો.
૨ " ભાવતો તિહાં અનિત્ય ભાવના, ધરે નિર્મળું ધ્યાનરે; ભુવન-આરિસામાં ઉપજ્યું, ભરતને કેવલજ્ઞાનરે. ૩ " પૃષ્ટ ૮૫ આનંદકાવ્ય મહોદધિ મૌ૦ ૩ જું. ૩ જુઓ પરિશિષ્ટ ૨ જું. ૪ પ્ર૦ "વિષય ગલેફી " ૫ પ્ર૦ " સમે "

ત્યારે સાધુ કેતા [1]જોએહ, જોય તો ગુરૂ હીર પડેહ;
સોમવિજય પરમુખ સહુ કહે, ઇમ ધ્યાનેં જિનકલ્પી [2]રહે ! ૨
જેહને અંગે બળ પ્રાક્રમ ઘણું, એહ કષ્ટ અછે તેહ તણું;
[3]તુ વિરૂદ્ધ કરો તુહ્મ (શો) આહાર, શિરે વહેવો ગછકેરો ૨ !

( દુહા. )

હીર કહે એ અથિર દેહ, એ કોઠી અંધાર;
રત્ન અમુલખ માંહિ ભર્યાં, જે કાઢ્યા તે સાર ! ૧
જબ લગે જરા રોગ નહિ, જવ લગેં ઇંદ્રી પરમ;
દશવૈકાલિકમાંહિ કહ્યું, તવ લગિં સાધો ધર્મ ! ૨
જીવ કલેવર એમ ભણે, મુહ છતાં કરિ ધર્મ;
હું માટી તું [4]રંચણમેં, [5]આલિં હારે મ જન્મ ! ૩
શાલિભદ્ર ંદર [6]મુનિ, તાપ ખમ્યો નવિ જાય;
[7] સિં અસ્યો તપ આદર્યો, નવિ ઓલખતી માય. ૪
જે કીધુ તે આપણું, કરસ્યું તે ઉધાર;
[8]કે આપે કે નહિ દીયે, કાયા અથિર અસાર ! ૫
કહ્યાં વચન [9]વેરાગમે, ધરતો મન વેરાગ;
વેરાગી પુંઠે બહુ, કરતા રસનો ત્યાગ ! ૬

---

૧ પ્ર૦ " જાગેહ, " ૨ જિનકલ્પીઆચાર શ્રીવીરના નિર્વાણ પાછી કેટલા સમયે, શરીરની શક્તિ ઓછી થતી જવાથી બંધ પાડવામાં આવ્યો છે. ૩ પ્ર૦ "તુમે વૃદ્ધ કિસ્યો તુમ આહાર" ૪ રત્નમય ૫ ફોકટ. ૬ " સુંદર સુખી " ૭ એને એવો. જુઓ પરિશિષ્ટ ૯ વધુ માટે જુઓ આનંદકાવ્યમહોદધિ મૌ૦ ૧ લું પાનું ૧ શાલિભદ્રરાસ. ૮ પ્ર૦ " કે દીયે કે નવ દીયે " ૯ વૈરાગ્યમય.

( કવિત. )

[1]રૂપક વિમળ વાણી, વિચક્ષણ વારૂ મન્નો;
વન્દુ રિષિ નિકોપ પંન્યાસ, જંબૂ[2] મેઘકુમર[3] ને ધન્નો.[4] ૧
એ દીઠે દીઠા વળી તાસ, [5]ખાયમ વારિ લીયે;
એકઠામિ દ્રવ્ય ખટ, ઈઅ ગણી મુનિ લેહ. ૨
[6]કાપ ન દેવો વિણ ખરડયે, રેશમ વસ્ત્ર ન ધરતો તેહ;
[7]સંથારો મુનિ [8]કહીયે ન ઘાલે, આવે ધ ખેઠા ઘે. ૩
ચીવર ત્રિણ્ય ઓઢેજ શિયાલે, વલિ ન કરાવે જેહ;
વલિ વેયાવચ્ચાદિક, શિષ્ય નહુ દીષેં [9](તેહ). ૪
આતમ સાખી આતમા, ધ્યાન[10]અભોરિં ન છોડિ;
ઋષભ કહે કો આજ ન દીસે, નીકાઋષિ[11]પંડિતની જોડી. ૫

( દુહા )

તેજવિજય તપીઓ સહી, લીયે શુદ્ધ આહાર;
પ્રીતિવિજય ઈર્યા ભલી, મુગતિ નારી જનાર. ૧
આણંદવિજય તપીઓ હવો, ફરી લ્યે[12]નિઃર આહાર;
બાર દિવસ અણસણ કરી, સૂર ઈશાને સાર. ૨

---

૧ પ્ર૦ "રૂપવન્ત વાણી વિમલ" ૨ જુઓ પરિશિષ્ટ ૧૦ મું તથા પાને ૨૫૩ માં જંબૂ-પ્રભવાનો સંવાદ. ૩ જુઓ પરિશિષ્ટ ૧૧ મું. ૪ જુઓ પરિશિષ્ટ ૧૨ મું તથા વધુ માટે આ૦ કા૦ મ૦ મૌ૦ ૧ લું શાલિભદ્રરાસે ધન્નાવૃત્તાંત ૫ ખાદિમ-ખાવાના પદાર્થો તથા વારિ-પાણી. ૬ મેલ કાઢવો, કપડા ધોવા ઈત્યાદિ બગડયા વિના નહિ કરતા. ૭ પથારી, બીછાણું. ૮ કદિ પણ. ૯ દીસે, દીસે ૧૦ બપોરે, પ્ર૦ "ત્રિકાલી" ૧૧ પ્ર૦ "પંન્યાસની" ૧૨ લે, ગ્રહણ કરે.

વિનીતવિજય વિદ્યા ભલી, તપીઓ નિરસ આહાર;
 [1]લોટિ છાસીનું પારણું, સમતા શીલ અપાર. 3
ધર્મવિજય મધુરો મુખેં, સમતા શીલ (ને) જ્ઞાન;
 આડંબર નિંદા નહિ, વેયાવચ્ચ નહિ માન.

હીરશાશનેં વાદી બહુ, ધર્મસાગર વજઝાય;
 સાગર પરિં બહુ તાણીઆ, નાખ્યાં દૂરિ જાય. ૫
પદમસાગર વાદી હુઓ, [2]નાશત [3]નરસિંધ ભટ્ટ;
 નખેં કરીને બૂજવ્યો, [4]દીઠો જીવ પ્રગટ્ટ. ૬
સીરોહીના નૃપ આગળેં, જીત્યો વાદવિવાદ;
 જયગન [5](યજ્ઞ) ધર્મ થાપીઓ, બેઠા બાંભણ સાધ. ૭
વિપ્ર કહે અજ એમ કહે, વિપ્ર ! વેગેં અમ મારિ[6];
 પશુતણો ભવ છૂટીયે, જઈએ સ્વર્ગ મઝારિ. ૮

અજ કહે અ` પશુ ભલાં, મ કરેસિ સ્વર્ગની વાત;
 તુહ્મ સજજનનેં સૂર કરો, અહ્મે ન તાહરા તાત ! ૯
હાર્યા વિપ્ર ન બોલીઆ, પદમસાગરજી તેહ;
 કરમસી `ડારી બોલીઓ, માનભ્રષ્ટ થયા તેહ. ૧૦
મુગતિ કહી નર નારીની, [7]નારવાણિ ચાલેહ;
 કીધી પ્રતિમા તેહની, પૂજ્યો કસ્યું ન દેહ[8] ! ૧૧
પદમસાગર કહે ઇમ નહિ, તેહને નારી દોય;
 એક પૂજે એક પગ ધરે, શું કે મસ્તકિ સોય. ૧૨

---

૧ લોટ અને છાશ ૨ પ્ર૦ " જિણેં " ૩ પ્ર૦ "નાસ્તિગ." ૪ પ્ર૦ " દીઠા " ૫ યજ્ઞધર્મ. ૬ પ્ર૦ "વિપ્રા ! વેગ વિચાર" ૭ પ્ર૦ "નિર્વાણેં ચાલેય" ૮ પ્ર૦ "પૂંજી કસ્યું ન હોય ?"

નર આવ્યો પરદેસથી, માંની ભગતી નારી;
[1]ચૂંડી કરીયે વારડી, રંડા સીરી ઠારી. ૧
ઋષભદેવ નર આપણો, આપણ બેહુએ નારી;
પૂજે તે પદવી લહે, ભુંડી સારવણી ઠારી. ૧
નૃપ રીજયો કહે ઋષિ ભલો, આજ ઉતાર્યો નાદ;
નિત્યેં પ્રતિમા ઉથાપતો, કરતો બહુસ્યું વાદ. ૧
વાદિ દિગંબર જીતીઓ, ખમણો[2] થાપે જોય;
આહાર નહિ નર કેવળી, નારી મુગત્ય[3] ન હોય ! ૧

---

૧ પ્ર૦ "ભૂંડી કરી દીયે વારડી." ૨ ખમણો, શ્રમણ, સાધુ, દિગમ્બર સાધુઓ કેવલીને આહાર નહિ અને નારીને મુક્તિ નહિ તેવી સ્થાપના કરે છે. ૩ મુક્તિ, મોક્ષ. જૈન-ધર્મમાં દિગંબરનામા પન્થ છે, કે જેઓ દિશાનેજ અંબર-વસ્ત્ર માની આંગ ઉપર વસ્ત્ર ધારણ કરતાં નથી આ લોકોની એવી વિપરીત માન્યતા છે કે 'કેવલીને-કેવલજ્ઞાન પ્રાપ્ત થયલાં મનુષ્યને આહાર–ખોરાક હોતો નથી તેમજ સ્ત્રીલિંગે મોક્ષ મળતું નથી. અર્થાત્ સ્ત્રીઓને મોક્ષ નથી આ માન્યતા કેટલે અને કયે અંશે સિદ્ધ છે તેનો વિચાર સુજ્ઞ વાંચકોને સોંપીયે છિયે. તથાપિ સાધારણ બુદ્ધિથી એટલું તો ખરંજ કે દેહધારી કેવલીનો આત્મા આહાર વિના કેટલો સમય ટકી શકે ! કેવલજ્ઞાન પ્રાપ્ત થવાથી કાંઇ દેહ છુટતો નથી, અને દેહને ટકાવી રાખી અન્ય ઘણા ઉપકારી કામો કરવા માટે દેહને આહાર આપ્યા વિના ચાલતું નથી. શ્રીમહાવીરે પોતે બારવર્ષ મૌનપણે ગાળ્યાં, અને કેટલાટ તપ કર્યાં તો પણ ગાળે ગાળે આહાર વિના ચાલ્યું નહિ ! શ્રીબૌદ્ધને પણ ઘણો વખત સુધી તપ કર્યાં છતાં પણ અંતે આહાર વિના નજ ચાલ્યું, એ વાત પણ પ્રસિદ્ધ છે. તો પછી દેહધારી સામાન્ય કેવલીઓને આહાર વિના કેમ નભે ? એનો વાંચકો વિચાર કરશે.

સામાન્ય દૃષ્ટિથી એ પણ વિચારાશે તો જણાશેકે મો પુરૂપનેજ હોય, અને સ્ત્રીઓને કેમ ન હોય ! સ્ત્રીઓમાં શક્તિની કાંઇ ઉણપ હોતી નથી. સ્ત્રી અને પુરૂષો બન્ને સ્વવીર્ય ફોરવાને સરખીજ શક્તિવાળાં હોય . વ્યાવહારીક દૃષ્ટિથી જો જોવામાં

(અનુષ્ટુપ્ વૃત્ત.)

रात्रौ लिङ्गं पतेः पश्य, प्रभाते देवदर्शनात्;
मध्यान्हे च गुरुं दृष्ट्वा, मुक्तिर्नास्ति दिगम्बरी[4] ॥१॥

(પૂર્વ-દૂહો.)

કલ્યાણવિજય વાચક વડો, વાદ વિપ્રસ્યું કીધ;
વછ ત્રવાડી આગલેં, વાધી જૈન પ્રસિદ્ધ. ૧૭

ખટ્ હજાર બાંભણ મલ્યા, ભોજન કાજે ત્યાંહિ;
કલ્યાણવિજય તિહાં આવીઆ, રાજપીપલામાંહિ. ૧૮

વછ ત્રવાડી પુરધણી, વિબુધ-સુર-કવિરાય;
ન્યાય નીતિ દાતા વડો, ભૂઝ્યો કોઇ ન જાય. ૧૯

કલ્યાણવિજય તેણે તેડીઆ, મેળી વિપ્ર સમુદાય;
વાદ કરો નર તુમ્હે ભલો, કરસ્યું નરતો[5] ન્યાય. ૨૦

---

આવે તો શું સ્ત્રીઓએ પોતાની શક્તિ નથી દાખવી ! આજ પણ શું કેટલીક સ્ત્રીઓ પુરૂષો કરતાં પણ ચઢી જાય તેવી નથી ? અને પૂર્વે ન હોતી ? આપણો દેશ છોડી પાશ્ચિમાત્ય દેશ તરફ જોશું તો તો ખુલ્લું જણાશે કે ત્યાં તો સ્ત્રીઓનુંજ પ્રધાનત્વ વિચારાયું. હિન્દુસ્થાનમાં સ્ત્રીઓનું પ્રધાનપણું માનવામાં નથી. આવતું તેથી સ્ત્રીઓની શક્તિનો કાંઈ લોપ થઇ જતો નથી તેમાં પણ વલી ધાર્મિક દૃષ્ટિ અને વિષયમાં તો પુરૂષો કરતાં પણ સ્ત્રીઓ ચઢી જઇ તપ-જપ-ધ્યાનાદિ વિશેષે સેવે છે, એ કાંઇ અજાણ્યું નથી. સ્ત્રી અને પુરૂષોને મોક્ષબાબે સમાન હકજ હોય એવું સાધારણ બુદ્ધિથી પણ વિચારી શકાય તેવું છે.

૪ "દિગંબર સ્ત્રીઓ રાત્રે પતિનું લિંગ જુએ છે, પ્રભાતે દેવદર્શનમાં તેઓની પ્રતિમા નગ્ન હોવાથી દેવ લિંગ દેખે છે, અને બપોરે વલિ ગુરૂઓ પણ નગ્ન હોવાથી ગુરૂ દર્શન સમયે ગુરૂનું લિંગ નિહાલે છે તેથી તે સ્ત્રીઓનું બ્રહ્મચર્યત્વ અસ્થિર હોવાથી દિગંબર સ્ત્રીઓને મોક્ષ નથી" આવી કવિની વ્યંગ ઉક્તિ છે. ૫ નિરતો, નિર્મળ, ચોકખો.

ત્રિણ્ય તત્ત્વ ભટ થાપતા, હરિ(૧) બ્રહ્મણ(૨)શિવ ધર્મ(૩);
કરતા(૧)હરતા(૨)પાળતા ૩), સઘળે વ્યાપ્યો. ૨૧

વાચક કહે એ નવિ મલે, સઘળે સાંઈ ન હોય !
અશુચિમાં તે કિમ રહે, કરતા કર્મ જ જોય ! ૨૨

સાંઇ ન સરજે અસુરનેં, જેહ હણતા ગાય;
નિચ ઊંચ દુર્બલ સુખી, નવિ સરજે મહારાય ! ૨૩

હરતાં હત્યા ઉપજે, પાલંતે હોઇ પ્રેમ;
ક્રોધાદિક પાખે વળી, કેહી પરિ મિલસ્યે એમ ! ૨૪

ગુરૂ બ્રાહ્મણ તે સહી, ખરો જો પાળે વ્રત પંચ;
હિંસા(૧) જૂઠું(૨) અદત્ત(૩) મૈથુન(૪), નહિ પરિગ્રહનો
ચ. (૫) ૨૫

શૈવધર્મ સાચો સહી, કરતા માને કર્મ;
[1]દેવઅ કોય દયા ધર્મ, ગુરૂ પાળે જે. ૨૬

( કવિત. )

દેવ અગ્નિ ને હંસ, હરિ ઉચ્છંગિ નારી;
ઉમયા ઇચ્છે મંસ[2], હાથિ ખડ્ગ મુખિ મારી.
પાણિ તીરથ જાસ, જા મારતાં ધર્મ;
ગુરૂ સંયોગિ જાસ, નામ કહેવાયે બ્રહ્મ.
[3]ગૌપૂછ પૂજે, સીસ નમાવે સા નેં;
કવિ ઋષભ એણીપરિ ઉચ્ચરે; કહી પરિ તારે આપનેં ! ૧

---

૧ પ્ર૦ "દેવઅ કોઈ" ૨ પ્ર૦ "મહેશ" ૩ પ્ર૦ "ગાત્ર ફગ્ગ ને પૂછ પૂજે."

( પૂર્વ-દુહા )

અનેક યુગતિ બોલ્યા બેહુ, કોણે ન રાખી લાજ;
બાંધ્યા વિપ્ર બોલ્યા નહિ, તવ બોલ્યો વછરાજ. ૨૭

જૈનધર્મ સાચો સહી, સાચો દેવસ્વરૂપ;
નિર્ગ્રંથ ગુરૂ સાચો સહી, પડયા તુમ અંધ કૂપ । ૨૮

એહનું પંડિતપણું ભલું, [1]પૂરવે વાણિગ બુદ્ધિ;
પછિ હૂઆ આપ મુનિવરૂ, [2] વ્યાકર્ણ કેરી શુદ્ધિ. ૨૯

બં ણુ વખોડયા ઋષિ સ્તવ્યા, આલે વસ્ર અંબાર;
[3]રાજપિંડ લીધો નહિ, હરખ્યો પુરૂષ[4]અપાર. ૩૦

આવ્યો વાચક વાગતે, વરત્યો જયજયકાર;
એ ચેલા ગુરૂ હીરના, એક એકપેં સાર; ૩૧

કવિ ચેલા કેતા કહું, સકલચંદ ઉવજઝાય;
શાંતિચંદ ને ભાણુચંદ, [5] હેમ વડોકવિરાય. ૩૨

( ચોપાઈ. )

એ ચેલા ગુરૂ હીરના હોય, હીર સમો નવિ હુઓ કોઇ;
તપેં કરી ધન્નો-અણુગાર, શીલે[6]થુલિભદ્ર-અવતાર. ૧

---

૧ પહેલાં, સંસારીપણામાં. ૨ વ્યાકરણ. ૩ સાધુઓને રાજ-પિંડ-રાજાના ઘરનો આહાર અને વસ્ત્રાદિ, નિત્ય નવીન રસવતી ને ઉત્તમ આછા વસ્ત્રો ત્યાંથી મળવાનો સંભવ હોવાથી ન લેવાની શાસ્ત્રમાં આજ્ઞા-મનાઇ છે. ૪ પ્ર૦ " ત્રવાડી " ૫ પ્ર૦ "હેમચન્દ્ર" ૬ જુઓ પરિશિષ્ટ ૧૩ મું.

વૈરાગેં જિમ વઇરિકુમાર[1], નેમિ[2] પરિ બ્રહ્મચાર;
ગૌતમપરેં ગુરૂ મહિમાવંત, રૂપેં જાણું મયણ[3] અત્યંત. ૨
બુદ્ધિં જાણે અભયકુમાર, સોભાગેં કયવન્નો ચાર[4];
વાદેં વૃદ્ધદેવસૂરિ જસ્યો, જ્ઞાને સ્વામિ ધર્મ અસ્યેં. ૩
રાજ્યમાને જિમ હેમસૂરીન્દ[5], પરિવારેં જિમ ગ્રહગણચંદ;
ધ્યાનેં જાણું મુની દમદંત, ક્ષમાયેં કૂરગડુનો જંત. ૪
દાનગુણે જાણું સુરતરૂ, વિદ્યાયેં જાણું સુરગુરૂ[6];
સાયર પરેં દીસે ગંભીર, [7] રૂતણી પરેં મુનિવર ધીર. ૫
મેઘ પરેં ઉપગારી હીર, નિર્મલ જાણે ગંગાનીર;
કંચન[8] પરે દીસે નિકલંક, વિચરે સિંહપરેંજ નિઃશંક. ૬
[9]સૂરતણી પરેં તું દીપતો, મયગલ[10] પરેં ચાલે ગાજતો;
ચંદતણી પરેં દીસે [11]સોમ, કંચન વરણી કાયા રોમ. ૭

---

૧ જુઓ પરિશિષ્ટ ૧૪ મું તથા પાને ૨૫૪ થી ૨૫૬. ૨ શ્રીકૃષ્ણવાસુદેવના ભાઈ બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથની માફક બાલબ્રહ્મચારી. ૩ મદન, કામસમાન. ૪ ગૌતમસ્વામિની લબ્ધિ, અભયકુમારની બુદ્ધિ, કયવન્ના શેઠનું સૌભાગ્ય, ઇત્યાદિ વાકયો અદ્યાપિ ચોપડાપૂજન વખતે ચોપડાઓમાં લખાય છે. ૫ પ્ર૦ “ જિમ તપે સૂરેંદ ” ૬ બ્રહસ્પતિ સમાન વિદ્યા. ૭ મેરૂપર્વત તુલ્ય ધીર-અચલ. ૮ સુવર્ણ માફક ચોકૂખો. ૯ સૂર્યસમાન દેદીપ્યમાન ૧૦ હાથી. ૧૧ શીતલ.

[1]કૂર્મ પરે ગુપ્તેંદ્રિ સહી, [2]ગ્રહગણપરિ ફરતો ગહિગહી;
[3]ભારેખમ પૃથવીની પરે, [4]વૃષભતણી પરે ધોરી ધુરે. ૮
ભારંડ પંખી પરે નહિ પ્રમાદ[5], સંખ પરે [6] જસ ગોહિરો સાદ,
[7]વાસીચંદન સરિખા હોય, મણિ ને પાહાણ[8] સરિખા હોય. ૯
સરિખા તુજ પૂજા પમાન, સરિખો જેહને રોદન ગાન;
[9]પંકજપરે નિર્લેપજ હીર, સરિખાં રાબ[10] અને વલિ ખીર. ૧૦

* * * * * *, * * * * * *.

અનેક ગુણ દીસે ગુરૂરાય, પૂરા દેવે કહ્યા ન જાય![11] ૧૧
પૂરવે દેવવિમલ પંન્યાસ, સોળ સરગ તેણે કીધા ખાસ;
ત્રિણ્ય સહિસને પંચહ કાવ્ય, કર જોડી તેણે કીધા ભાવ્ય. ૧૨

---

૧ કાચબો જેમ ઇન્દ્રિયોને ગોપવે–છુપત્ર છે તેમ પ ચેન્દ્રિયના વિષયોને ગોપવનારો–ફોડનારો ૨ ગ્રહો જેમ દરેક દિશામાં ફર્યા કરે છે તેમ દરેક સ્થલે ફરનારો. અર્થાત્ એક સ્થલે નગર પડોલીઓ થઇ પડી નહિ રહેનારો. ૩ ગણ–ગચ્છ અને ક્રિયાદિનો ભાર સહન કરવામાં પૃથ્વી તુલ્ય ૪ વૃષભ–બલદ સ્વકંધ ઉપર ભારને લેઇ ખેંચે છે તેમ અઢાર હજાર શિલાંગરથનો ધોરી, ચારિત્ર અને શીલરૂપી રથને વહન કરનારો, ખેંચનારો. ૫ પ્રમાદ–સાળસ વિનાનો. ૬ સંખસમાન ગંભીર–ગુહીરસાદવાલો. ૭ વાંસી–સૂથારના વાંસલાવડે કોઈ શરીરની ખાલ ઉતારી જાય, અને કોઇ ચંદનાદિનો લેપ કરી જાય તોપણ બન્ને ઉપર સમાન ભાવવાલો ૮ મણિ–રત્નાદિક અને પત્થરોને સમાન સમઝનારો. અર્થાત્ રત્નાદિ દ્રવ્ય ઉપર લોભ વિનાનો. ૯ કમલની માફક. કમલ કાદવમાં ઉગે છે, અને પાણીથી પોષાય છે તો પણ કાદવ અને પાણીથી નિલેપ–નિરાળું થઇ ઉપર આવીને ઉભું રહે છે તેમ, દુનિયામાં જન્મ્યા છે, દુનિયામાં જીવતાં સુધી રહેનારા છે છતાં અંતરથી સઘલી દુનિયાની ખટપગેથી નિરાળા–નિર્લેપ છે. ૧૦ રાબડી. ૧૧ દેવોથી પણ કહી શકાય નહી તેટલા ગુણો હીરના છે તો મહારી શી વાત ?

પાંચ હજાર અને સયપંચ, એકાવન ગાથા વરપઠનો સંચ;
નવ હજાર સાતસેં પીસ્તાલ, કરે ગ્રંથ નર બુદ્ધિ વિશાળ. ૧૩
[1]વિકટ ભાવ છે તેહના સહી, માહરી બુદ્ધિ કાંઈ તેહવી નહિ;
મેં કીધો તે જોઈ રાસ, બીજા શાસ્ત્રનો કરી અભ્યાસ. ૧૪
મોટાં વચન સુણી જે વાત, તે જોડી આણ્યો અવદાત[2];
ઓછું અધિકું કહ્યું હોય જેહ, મિછાદુક્કડ ભાખુ તેહ ! ૧૫
પુણ્ય નિમિતેં કીધો મેં રાસ, પુણ્યેં પુહુતી માહરી આસ !
પુણ્યે એક મનોરથ થયો, પાતિગ[3]મહેલ ભવભવનો ગયો.૧૬
ગાયો હીરવિજય કર જોડી, જેહની જગેં દીસે નવિ જોડી;
અનેક ગછપતિ આગે[4]હોય, હીર સમો નવિ દીસે કોય ! ૧૭
ગ્રહગણમાંહિ વડો જિમ ચંદ, સુરમાંહિ જિમ મોટો ઈંદ;
રાજામાંહિ જિમ મોટો રામ, સતીમાંહિ સીતાનું નામ. ૧૮
મંત્રમાંહિ મોટો નવકાર, જિમ તીરથમાંહિ શેત્રુંજો સાર;
જિનમાંહિ મોટો ઋષભજિણંદ, ચક્રીમાંહિ જિમ ભરતનરીંદ.૧૯
પરવતમાંહિ વડો જિમ મેર, પંથમાંહિ જિમ મુગતિનો સેર;
નદીમાંહિ જિમ ગંગાનીર, ગછપતિ સહુમાં મોટો હીર ! ૨૦
કામકુંભ ઘટમાંહિ જેમ, બ્રહ્મચારીમાં મોટો નેમ[6];
નગરીમાં વનિતાજ વિશેષ, વિનયવંતમ્હાં લખમણ એક. ૨૧

---

૧ વિચક્ષણ, ઉમદા. ૨ અધિકાર, વાત, કથા. ૩ પાપરૂપ મેલ, કચરો. ૪ પૂર્વે, પહેલાં. ૫ “ પરણે જે તે ગાઈયે, લોક નીતિ સંપેખ. ” આવા આચાર હોવાથી અત્રે કવિયે પણ “હીર સમો નવિ દીસે કોય ! ” વાકયથી, શ્રીહીરના બહુમાનપૂર્વક ગુણો ગાયાં છે. ૬ નેમિનાથ, બાવીસમા તીર્થપતિ.

પર્વમાંહિ પજૂસણ હોય, સૂર્યસમો નહિ જ્યોતે કોય;
કલ્પવૃક્ષ તરૂઅરમાં સાર, સ્રીમાં મરૂદેવ્યા અવતાર. ૨૨
સરમાં માનસરોવર સોય, કામધેન ગૌમાંહિ જોય;
ગછમાંહિ તપગછ ગંભીર, ગછપતિ મોટો ગુરૂ હીર ! ૨૩
સુરનર ગુણ જેહના ઉચ્ચરે, ઋષભકવિ ગુણમાલા કરે;
કર્મ ખપે પુન્ય હોયે ઘણું, સમકિત નિર્મળ તે આપણું. ૨૪
એક ગુણ રાજાદિકના ગાય, તે નર સુખીઆ ઈહાં કણે થાય;
[1]પ્રાહિં પામે પરભવ હાણ, લોભેં અધમ [2]કસ્યો ગુણખાણ. ૨૫
એક વખાણે નારી રૂપ, ઈહાં સુખ નહિ પરભવ દુઃખ;
કૂપ રગત મંસ હાડના ખંડ, સોય વખાણે અમૃતકુંડ. ૨૬
એકતો વેસર જોડી આંહિ, ઈહાં કણિ દુઃખીઆ હોય પ્રાંહિ;
પરભવ દુઃખ પામે નિરધાર, સાર પુરૂષને કરે અસાર. ૨૭
એક મુરખ જોડે ગુણ ભાંડ, આ ભવ પરભવ તસ સુખે ખાંડ;
[3]ખોટા બોલ પરગટ ઉચ્ચરે, થાયે ભાંડ ચિંહુગતિમાં ફરે. ૨૮
કુગુરૂ કુદેવતણા ગુણ ગાય, અર્થસિદ્ધિ કિસી નવિ થાય;
સુગુરૂ સુદેવની નિંદા કરે, ધર્મ ઉથાપી ચિંહુ ગતિ ફિરે. ૨૯
ઇસ્યા કવિ હુઆ જગે બહુ. સ્તવતા[4]પાર ન પામ્યા કહું;
સુગુરૂ સુદેવતણા ગુણ ગાય, આભવ પરભવે સુખીઆ થાય. ૩૦
સ્તુતિ કરતા લહિ[5]લાગી જોય, ઈંદ્રતણી પદવી તે હોય;
વિધિ લહે તો ગણધર થાય, તીવ્ર રાગે [6]હુઓ જયકાર! ૩૧

---

૧ મોટેભાગે. ૨ પ્ર૦ " કરે " ૩ પ્ર૦ " ઢાંકયા " ૪ પ્ર૦ " કવિતા " કવતા, કહેતાં, બોલતાં. ૫ લય,ધ્યાન. ૬ પ્ર૦ " હુવે જિનરાય ! "

લહિ લાગાનું થાનક એહ, દેવગુરૂ ગુણ સ્તવીયે જેહ;
[1]રાવણ પરિં તીર્થંકર થાય, કર્મ ખપાવી નિ મુગતિ જાય. ૩૨

(ઢાલ–સિંહતણ પરિં એકલોરે. રાગ ગોડી.)

પાતિક ચૂર કરે તદારે, ગુરૂને વંદને જાય;
પોતે પુણ્ય હોયે ઘણુંરે, ડગિડગિ હલુઓ[2] થાય રે–
ગુરૂ વંદન કરે. આંચલી. ૧
નીચ ગોત્ર તે ખેપવિરે, ઉંચું ગોત્ર બાંધેહ;
કર્મ ગાંઠિ ટાલી કરીરે, તીર્થંકરપણું લહિ તેહોરે. ગુરૂ. ૨
ખ્યાયક[3] સમકિત પામીયોરે, ટાલી સાતમી નર્ક;
ત્રીજી નરગિં આવીઓરે, ધન્ય[4] તું યાદવ વર્ગોરે. ગુરૂ. ૩
શીતલાચાર્યગુરૂ તણારે, શિષ્ય ણિજારે ચ્યાર;
ગુરૂ વંદન કાજે ધરેરે, હિયડે હર્ષ અપારોરે. ગુરૂ. ૪

---

૧ જુઓ પરિશિષ્ટ ૧૫ મું. ૨ પાપથી હલકો, ઓછા કર્મોવાલો. ૩ ક્ષાયિક. ૪ પ્ર૦ "ખ્યાનોપાદનવર્ગોરે" યાદવકુલભૂષણ કૃષ્ણમહારાજે પોતાના બન્ધુ નેમીશ્વર ભગવન્તને વિધિપૂર્વક વન્દન કરીને, નેમીશ્વરના અઢાર હજાર સાધુને પૃથક્ પૃથક્ ખમાસણા પૂર્વક ચઢતે ભાવે વિધિસહિત વાંદીને ભગવન્તને કહ્યું "સ્વામિન્! ઘણો શ્રમિત થયો" ભગવન્તે કહ્યુ "યાદવપતિ! શ્રમ ઉતર્યો કારણ દરેક સાધુને વાંદતા સાતમી નરકનું દલ–કર્મ તમે બાંધ્યુ હતું તે ત્રૂટિને ત્રીજીનું થયું!" કૃષ્ણે કહ્યું "ફરી વાંદું" ત્યારે ભગવન્તે કહ્યું કે "મહાનુભાવ! હવે ઇચ્છા પૂર્વક વાંદવાની ઇચ્છા થવાથી તે અવસર ગયો. આશાવિના અને ચઢતે રંગે વાંદવાથીજ સાતમી છોડીને ત્રીજી નરકે જશો. હવે આશાસહિતનું વાંદવુ બંધ રાખો." શ્રીકૃષ્ણે પણ તેમજ કર્યું

વંદન કાજે આવતારે, રહીઆ તે પુર બાહારો;
બ્યાંહણે ગુરૂને વાંદસ્યુંરે, સ્તવસું બહુ તેણે ઠારોરે. ગુરૂ. ૫
ભાવે દેસ્યું વાંદણાંરે, કરસ્યું ભગતિ અપાર;
નિરમળ ધ્યાને કેવળીરે, હુઆ મુનિવર તેહ ચ્યારોરે. ગુરૂ. ૬
બ્યાહણે ન જાયે વાંદવારે, ગુરૂ જુએ તીહાં વાટ;
જોવા કારણ ગુરૂ ગયારે, નાવ્યા તે સ્યા માટેરે. ગુરૂ. ૭
ગુરૂને દીઠા આવતારે, ઉભા તે નવિ થાય;
ગુરૂ કહે દ્યો તુમે વાંદણારે, વારૂ કહે મુનિરાયોરે. ગુરૂ. ૮
ગુરૂ પૂછે [1]અતિસહિ કિસ્યોરે ! શિષ્ય કહે કેવલજ્ઞાન;
તવ વેગે દે વાંદણાંરે,[2] મુકી મન અભિમાનોરે. ગુરૂ. ૯
નિંદા આપ કરંતડારે, સ્તવતા શિષ્યનેરે ત્યાંહિ;
વાંદતાં હુઆ કેવલીરે, મચ્છર નહિ મન માંહિરે. ગુરૂ. ૧૦
શીતલાચાર્ય કેવળીરે, પહેલાં ચેલા એ ચ્યાર;
ગુરૂ વંદન ભાવે કરીરે, પામ્યા ભવનો પારરે. ગુરૂ. ૧૧

(ચોપાઇ.)

એહવા શ્રીગુરૂના ગુણ લહી, હીરવિજયસૂરિ સ્તવીઆ સહી;
પૂરવપાતિક ટાળ્યાં વહી, સકલસિદ્ધિ નિજમંદિર થઈ. ૧
ભણે ગુણે વાંચે સાંભળે, તેહને બારેં કલ્પદ્રુમ ફળે;
લિખેલિખાવે આદર કરે, પુણ્યતણો ઘટ પોતે ભરે! ૨

---

૧ અતિશય. વચનાતિશય, જ્ઞાનાતિશય, વગેરે અતિશયો કૈવલ્ય પ્રાપ્ત થવાથી થાય છે. ૨ ગુરૂએ શિષ્યોને વાંદ્યા. કેવલજ્ઞાન થયા પછી તે લઘુ હોય તો પણ ગુરૂને વાંદી શકતા નથી. કારણ કે કેવલીઓ સામાન્ય સાધુ કરતાં ઉંચી ભૂમિકાને પામેલા હોય છે. તેથી સામાન્ય સાધુ મોટા હોય તોપણ કેવલીને વાંદેજ એવો નિયમ છે.

હીરતણો જે સુણસ્યે રાસ, તેહના મનની પેહોચે આ ;
તસ ઘરિ હોયે કમળા વાસ, તેહને ઉચ્છવ બારે માસ! ૩
હીરનામ સુણતાં ખ થાય, મહીઅલિ માને મોટા રાય;
મંદર મણિ સુંદર મહિલાય, હય ગય વૃષભો મહિષી ગાય! ૪
પુત્ર વિનીત ઘરિ દીસે બહુ, શીલવતી ઘરિ દીસે વહૂ;
સકટ ઘણાં ઘરિ વહેલ્યો બહુ, કીર્તિ કરે જગે તેહની સહુ! ૫
રોગ રહિત શુભથાનક વાસ, ઘણા લોક કરે તસ આસ;
[1]બહુ જીવે ને બહુ લજ્જાય, સોવનતણુ પામે શચાય.[2] ૬
જપે હીરતણું જે નામ, કરે દેવતા તેહનું કામ;
જેણે નામે વિષધર વિષ જાય, જેણે નામે ગજસિંહ પળાય.[3] ૭
જેણે નામે વયરી વશ થાય, જેણે નામે દુષ્ટ દૂરે જાય;
[4]પ્રવહણમાંહિ બૂડંતો તરે, હીરનામ હિયે જો ધરે. ૮
ભૂત પ્રેત ન માંડે આ , હીરના નામ જપો જગે જા ;
હીરતણા ગુણ હીઅડે ધરે, જાં જીવિ[5]તાં લગિ લીલાં કરે. ૯
ચરિત્ર હીરતણુ સાંભળી, પાપથકી રહે પાછો ટ ી;
ન કરે હિંસા બોલે ાચ, વિવહારશુદ્ધિ નિરમળ કાચ. ૧૦
વેસગમન[6] નવિ ખેલે દ્યૂત, રાખે જનતણું ઘરસૂત;
પાપોપગરણ મેલે નહિ, પર નિંદા નવિ કીજે કહી. ૧૧
ક્રોધ માન માયા ને લોભ, ચ્યારેને નવિ દીજે થો ;
રાગદ્વેષ બળીઆ જગમાંહિ, સુણી પુરૂષ ! ટાલીજે આંહિ. ૧૨

---

૧ પ્ર૦" બહુ જીવને ઉપકૃત થાય, " ૨ પ્ર૦ "સેવાય" ૩ નાશી જાય. ૪ હોડી, સ્ટીમર, ઝાઝ વગેરે. ૫ જ્યાંસુધી જીવે ત્યાં સુધી. ૬ વેશ્યાગમન, અને જુગાર.

ખમા-વિવેક-પૂજા આદરો, શ્રીગુરૂભગતિ ભલીપરેં કરો;
[1]ગુણ બોલે ને નિંદે આપ, સુણી પુરૂષ ! ન કીજે પાપ. ૧૩

( દુહા. )

શ્રી જિનવર [2]મુખ્યે ઇમ કહે, શાસ્ત્ર સુણી નિજ કાન;
પાપકર્મ નવિ પરિહરે, તે નર પત્થર[3]સમાન. ૧
જળમાં પડીઓ પાહાણીઓ, ભીંજે પિણ નહિ ભેદ;
ગુરૂવચને નર ડોલતો, ન કરે પાપ નિખેદ.[4] ૨
બહુભવ તેહને જાણજો, સુણી ન લહે વેરાગ;
તેલ સરિખા જે નરા, તેહનેં કીહાં શિવમાગ ? ૩

( ઢાલ-કહિણ કરણ તુજ વિણ સાચો. એ દેશી )

મુગતિપંથ નવિ પામે નિશ્ચેં, તેલ સિરિખા થાયજી;
જળમ્હાં મુક્યું પસરે પ્રેમેં, ભેદી ભલી ન જાયજી. મુ૦ ૧
જળ સરખી ગુરૂની જે વાણી, નવિ ભેદે મનમાંહિજી;
હાહા જીજી મુખે બહુ કરતો, પાપ ન મુકે આહિંજી. મુ૦ ૨
એક નર જગમાં લોઢા સરિખા, અગનિ મળે તવ રાતોજી;
અગનિ ગયે કાળાનું કાળું, રગતપણું તસ જાતોજી. મુ૦ ૩
ગુરૂસંયોગિ મિળ્યો નર જ્યારે, ધર્મમતિ[5] હોઇ ત્યારેજી;
જવ ગુરૂથી તે અળગો ઉઠયો, તવ નિજ પરિણુતિ સંભારેજી મુ૪
ધર્મથકી જે નર પડે પાછા, તે [6]સાધરસ લોહ સરીખોજી;
કંચન પીટી લોહ નવિ થાયે, તે ઉત્તમ જગે પુરૂષોજી. મુ૦ ૫

---

૧ પ્ર૦ " હીરતણા ગુણ બોલિ આપ " ૨ મુખે, મોઢેથી. ૩ પ્ર૦ " દૃષદ " દૃ=શિલા. ૪ નિષેધ, ત્યાગ. ૫ પ્ર૦ " ધમ નિમિત્ત " ૬ પ્ર૦ " સિદ્ધરસ "

સિદ્ધરસ સરિખી વાણી ગુરૂની, આતમ લોહ સરિખોજી;
ગુરૂવચને ભેદાણો પૂરા, તે ધરમી નિત નિરખોજી. મુગ૦ ૬

( દુહા. )

તેલ સરિખા તુમ્હ ટળી, જપો તે હીરસૂરીન્દ;
રાસ રચ્યો મેં હીરનો, [1]કવિ નામિ આનંદ. ૧

( ઢાલ–નયરી અયોધ્યાથી સંચર્યા એ. રાગ–ધન્યાસી. )

આનંદ ભયો કવિ નામથી એ, તુહ્ય કવિ મોટા હોય;
કવિપદ પૂજીયે એ,
હું મૂરખ તુહ્ય આગળે એ, તુહ્ય બુદ્ધિસાગર સોય. કવિ૦ ૧
કિહાં હસ્તી કિહાં વાછડોએ, કિહાં ખાસર ને ચીર; કવિ૦
કિહાં બરટીની રાબડીએ, કિહાં ઘૃત સાકર ખીર. કવિ૦ ૨
ન મળે સીપ ને ચંદ્રમાએ, ન મલે ખજુઆ સૂર; કવિ૦
કિહાં કલ્પદ્રુમ ખીજડોએ, વહાલા ગંગાપૂર.[3] કવિ૦ ૩
નામે સરિખા બેહુ જણાએ, બેહુના સરિખા નામ; કવિ૦
નામે અરથ ન નીપજેએ, જગમાં ઝાઝા રામ. કવિ૦ ૪
ગજકંઠે ઘંટા ભલીએ, વૃષભગલે ઘંટાય; કવિ૦
તેણે કારણે વૃષભો વળીએ, ગજની તોડિ નવ થાય. કવિ૦ ૫
લંકાગઢ અન્ય નગરનાએ, બેહુને કહીયે કોટ; કવિ૦
એહમાં અંતર અતિ ઘણોએ, જિમ ગહું બાજરી લોટ. ક૦ ૬

---

૧ પ્ર૦ " સુણતાં લહે આનંદ " ૨ પ્ર૦ " હું મૂરખ કાંઇ નવિ લહુંએ " ૩ પ્ર૦ " કિહાં વાપીઓ ગંગાપૂર " ૪ પ્ર૦ "કવિયો" ૫ આ કવિ ઋષભદાસને કરેલો ભરતબાહુબલીરાસ, આનન્દકાવ્યમહોદધિ

હેમાચારજ પરમુખાએ, માહાકવિ તસ નામ; કવિ૦
સિદ્ધસેનદિવાકરૂએ, જેણે કીધાં બહુ કામ. કવિ૦ ૭
એસ્યાં કવિના વચનથીએ, સુણતાં હુઓ કાંઈ જાણ; કવિ૦
બોલ બિચ્યાર હરખે કહુંએ, કરી [1]કવિતાનિં પરણામ. ક૦ ૮

( ચોપાઇ. )

એ નર જગમ્હાં મોટા સહી, બરાબરી એહની નવિ થઇ;
બુદ્ધિ સારૂ કીધો અભ્યાસ, કીધો હીરમુનિનો રાસ. ૧
ભણતાં ગણતાં કરજો જોડિ, ઋષભ કહે જિહાં દેખો ખોડિ;
તે ટાલેજો હરખે કરી, ક્રોધ માન માયા પરિહરી ! ૨
એક ધ્યાને ઇંદ્રી ગોપવી, બહુ સુખકાજ કવતો કવિ;
સત્તર કક્કા મેં મેલ્યા ખાસ, કીધો હીરમુનિનો રાસ. ૩
કાજળ (૧) કાગળ (૨) કાંબળીઉં (૩) મળી,
કોડો (૪) કાંબી (૫) કાતર (૬) વળી;
કોટિ (૭) કહેડિ (૮) કર (૯) કણનું (૧૦) કામ,
કોડ (૧૧) ધરી કથ્યું[2] ગુરૂનું નામ. ૪

---

મૌક્તિક ૩ જામાં શરૂઆતમાં અમે છપાવ્યો છે. તેમાં પૃષ્ઠ ૯૭ માં ૭૮ મી ઢાલ બરોબર આ માફકની છે માત્ર અંદર નીચે પ્રમાણે વધારે ગાથાઓ છે. આમાંની ૫ મી ૬ ઠ્ઠી ગાથાની વચ્ચે—

"ચંદન ભાજી વૃક્ષ સહીએ, અંતર બહુ તે માંહી,
ગરૂડ ચીડી બેઉ પંખીઆ એ, પ્રાક્રમ સરખું ક્યાંહી. ૬
મહાનગર ને ગામડું એ, બેહુને કહીયે ગામ,
હેમ પીતલ પીલાં સહી એ, જુજુઆ છે ગુણગ્રામ. ૭
તીર્થંકર નર અવર ને એ, માનવ સહી કહેવાય,
તત્ત્વ જ્ઞાન વિચારીએ એ, તવ બહુ અંતર થાય. ૮"

આમાંની ગાથા ૭ મી ૮ મીની વચ્ચે—
"વિક્રમરાય પ્રતિબોધિયો એ, બહુ વરષન્તો દાન;
એસા કવિપદ રેણુકા એ, હું નહીં તેહ સમાન ૧૧"

૧ પ્ર૦ "કવિજનને" ૨ કથ્યું, કહ્યું.

કરણ (૧૨) કરાનું (૧૩) કાય (૧૪) વશ કરી,
કવિતા (૧૫) કાવ્ય (૧૬) કવિત (૧૭) મન ધરી;
એણી પરેં શાસ્ત્ર તે [1]કષ્ટેં થાત,
[2]વાંઝી ન લહિ વીયાની[3] વાત. ૫
નિર્ગુણ માની ક્રોધી જેહ, કાઢે ખોડ વખોડે તેહ;
એહ જોડતાં કેહીવાર, બેઠા બોલે વચન ગુમાર[4]. ૬
પણ એ જાણો દુષ્કર કામ, એક કહે શ્યાને કરે તામ ?
કવિ કહે ખોટી મૂરખભાષ, પુણ્યકાજે ખરચે નર લાખ ! ૭
તેણે જસકીરતિ બહુ જોય, તેહથી આ પુણ્ય અધિકું હોય !
મન વચન કાયા થિર થાય, [5]રૂંધે પાપ ને પુણ્ય બંધાય. ૮
હ લાગિ ને નિરમળ ધ્યાન, ખિણમાં પામે કેવળજ્ઞાન;
[6]સઝાય સમો તપ જગે કો નહિ,જાય મુગતિ[7] સિદ્ધશિલા જહિં.૯
કર્યું શાસ્ત્ર નર ઉત્તમ કાય, દુલભબોધિથી જિનવર વાય;
મુકે બાર ને ગ્રહેતો ચ્યાર, એકવીસ ખોય ને ગ્રહે[8] અઢાર.૧૦
વાહલા સાત નવથી નાસેહ, આઠ આદરે દસ છંડેહ;
ધરે દોય નેં સમજે ત્રિણ્ય, તે નર જાસ્યે કોહોનિ સરણ. ૧૧
વાહલાં જસ(નહિ)ત્રિણ્ય ને ચ્યાર, પંચ ઇગ્યાર રૂચિ નહિ બાર;
વેર ચૌદસ્યું તેરસ્યું પ્રેમ, વીસ તજી ઓગણીસ ગ્રહે કેમ. ૧૨
છંડી ચોવીસ ગ્રહે બાવીસ, બત્રીસ ગ્રહિ છંડે પાંત્રીસ;
ઓગણત્રીસસ્યું ધરતો પ્રેમ, એકત્રીસ નિત્ય સંભારે કેમ. ૧૩

---

૧ પ્ર૦ " કંઠે થાત " ૨ વાંઝીયણ. ૩ વિયાવાની, જનવાની. ૪ ગમાર. ૫ રોકે, અટકાવે. ૬ સ્વાધ્યાય. ૭ ચાદરાજલોકમાં સર્વથી ઉપલા ભાગે અર્દ્ધ ચન્દ્રાકારે સિદ્ધશિલા હોય છે અને સંસારથી મોક્ષ પામેલાં જીવો ત્યાં રહે છે. ૮ પ્ર૦ "પાયે"

તેત્રીસ લહે ન લહે ચોત્રીસ, અલગાં મુકે કાં છત્રીસ;
ચોરાસી ઉપરિ ચિત્ત જાય, એકસોઆઠ કહિયેં નવિ ધ્યાય. ૧૪
સાં લી હીરમુનિનો રાસ, સખરા બોલનો કરો અભ્યાસ;
[1]મીઠાં બોલ ન મુકો સહી, હીર ચરિત્ર સુણો ગહિગહી. ૧૫
વરસ ઇકોત્તર (૭૧) આશરે આય[2],
પન્નરત્યાસીયે (૧૫૮૩) જન્મજ થાય;
પન્નરછન્નૂયે (૧૫૯૬) દીક્ષા લેહ,
સોળસાતોતરે (૧૬૦૭) પં૦ પદ તેહ. ૧૬
સોળઆઠોત્તરિ (૧૬૦૮) સહી ઉવઝાય,
દાહોત્તરિ (૧૬૧૦) ગછનાયક થાય;
બાવન્ને(૧૬૫૨)જેણે કીધો કાળ,
તે ગુરૂને વંદો વૃદ્ધબાળ. ૧૭
કવિજનકેરી પોહોતી આસ, હીરતણો મેં જોડયો રાસ;
ઋષભદેવ ગણધર મહિમાય, તૂઠી સારદ બ્રહ્મસુતાય. ૧૮

( ઢાલ–હીચરે હીચરે હઈચ હીંડોલડે. એ દેશી. )

સરસતી શ્રીગુરૂ નામથી નીપનો, એ રહ્યો જિહાં રવિચંદ ધરતી;
ઇંદ્ર વિમાન [3]યુગ તાં લગિ જાણજો, દ્વીપ સમુદ્ર હુઈ જેહ ફરતી. સરસતી૦ ૧
કવણ દેસે થયો કવણ ગામે કહ્યો, કવણ રાજ્યે લહ્યો એહ રાસો;
કવણ પુત્રેં કર્યો કવણ કવિતા ભયો, કવણ સંવત્સરે કવણ માસો. સરસતી૦ ૨

---

૧ પ્ર૦ " માઠાં બોલને મુંકો સહી" ૨ બંને પ્રતોમાં ૭૧ વર્ષનું આયુ લખ્યું છે પરન્તુ ૧૫૮૩ માં જન્મ અને ૧૬૫૨ માં કાળ એ હિસાબે ૬૯ વર્ષનું આયુ થાય છે. ૩ પ્ર૦ "જગતી લગે"

કવણ દિન નીપનો કવણ વારેં ગુરેં *(ગુરૂ), કરીઅ મ..
સહૂ બોલ આણે;
મૂઢ એણિ અક્ષરા સોય સ્યું સમજસ્યે, નિપુણ પંડિત નરા
તેહ જાણે. સરસતી૦

( ચોપાઇ. )

પાટણમાંહિ હુઓ નર જેહ, નાત ચોરાસી પોષે તેહ;
મોટો પુરૂષ જગે તેહ કહેસ, તેહની નાતને નામે દેસ.
( ગૂજજરદેસ. ) ૧

આદિઅખ્યર વિન 'બીએ' જોય, મધ્યવિના સહુ કોનિં હોય;
અંત્યઅક્ષર વિન ભુવન મજારિ, દેખી નગરનામ વિચાર.
( ખંભાત. ) ૨

'ખ'ડગતણો ધુરિ અક્ષર લેહ, અખ્યર ધ'ર'મનો બીજો જેહ;
ત્રીજો કુસુ'મ'તણો તે ગ્રહી, નગરીનાયક કીજે સહી.
( ખુરમપાતશા. ) ૩

નિં'સા'ણતણો ગુરૂ અખ્યર લેહ, લઘુ હોય 'ગણ'પતિના જેહ;
ભેલી નામ ભલું જે થાય, કવિ કેરો તે કહું પિતાય.
( સાંગણ. ) ૪

[1]ચંદ અખ્યર'ઋ'ષિ ઘરથી લેહ, મે'ષ'લાતણો [2]નયણમો જેહ;
અખ્યર[3] ભવનમો શાલિ'ભ'દ્રતણો,કુસુમ'દા'મનો[4]વેદમો ભણો.૫

વિમલ'સ'હી અખ્યર [5]બાણુમો, જોડી નામ કરો કાં ? ભમો !
શ્રાવક સોય એ [6]રસ નીપાત[7], પ્રાગવંશ વીસો વિખ્યાત.
( ઋષભદાસ. ) ૬

---

*ગુરૂવારે ૧ પહેલો. ૨ બીજો ૩ ત્રીજો ૪ ચોથો. ૫ પાંચમો.
૬ રાસ,રાસો ૭ નિપજાવ્યો, રચ્યો.

[1]દગ આગળ લેઈ ઇંદુ ધરો, કાલ સોય તે પાછળ કરો;
કવણ સંવત્સર થાયે વળી, ત્યારે રાસ કર્યો મન રલી.
(૧૬૮૫) (?) ૭

વૃક્ષમાંહિ વડો કહેવાય, જેણે છાંહિ નર દુષ્ટ[2] પલાય;
તે[3] તરૂઅરને નામે માસ, કીધો પુણ્ય તણો અભ્યાસ.
(આસોમાસ.) ૮

આદિઅખ્યર વિન કો મ મ કરો, મધ્ય વિના સહુએ આદરો;
અંતિ વિના સિરિ રાવણ જોય, અજુઆલી તિથિ તે પણ હોય
(તિથિ શુકલ દસમ.) ૯

સકલદેવ તણો ગુરૂ જેહ, ઘણા પુરૂષને વલ્લભ તેહ;
ઘરે આવ્યો કરી જયજયકાર, તેણે વારે કીધો વિસ્તાર. ૧૦
દીવાલી પહેલું પરવજ જેહ, કિહાંઇ કેડેં નૃપ બેઠો તેહ;
એહુ મળી હોયે ગુરૂનું નામ, સમર્યે સીઝે[4] સઘળાં કામ.
( વિજયાણંદસૂરિ. ) ૧૧

ગુરૂ નામે મુજ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ;
સકલ નગર–નગરીમાં જોય, ત્રંબાવતી તે અધિકી હોય. ૧૨
સકલ દેસ તણો શિણગાર, ગુજ્જર દેસ નર પંડિત સાર;
ગુજ્જર દેસના પંડિત[5] બહુ, ખંભાયત આગળ હારે સહુ. ૧૩
જિહાં વિવેક વિચાર અપાર, વસે લોક જિહાં વર્ણ અઢાર;
ઓળખાયે જિહાં વર્ણાવરણ, સાધુ પુરૂષનાં પૂજે ચરણ. ૧૪

---

૧ આ કાંઇ બંધ બેસ્તું જણાતું નથી પણ અગાડી સંવત્ ૧૬૮૫ એવું આવતું હોવાથી અત્રે તે આંક મૂકયો છે. ૨ પ્ર૦ " કષ્ટ " ૩ આસોપાલવને નામે ૪ સિદ્ધથાય ૫ પ્ર૦ " ગુજ્જરદેસમાં નગરજ બહુ "

વસે લોક વારૂ ધનવંત, પહેરે પટોળાં નર[1] ગુણવંત;
કનકતણા કંદોરા જડયા, ત્રિણ્ય આંગળ તે પુહુળા[2] ઘડયા. ૧૫
હીરતણો કંદોરો તળે[3], કનકતણાં માદળીઆં મળે;
રૂપકસાંકળી કુંચી ખરી, સોવન સાંકળી ગળે ઉતરી. ૧૬
વડા વાણીઆ જિહાં દાતાર, સાલુ પાઘડી બાંધ સાર;
લાંબી ગજ ભાખું પાંત્રીસ, બાંધતા હરખે કર ને સીસ. ૧૭
ભઈરવની એગતાઇ જયાંહિ, ઝીણા ઝગા પહેર્યા તે માંહિ;
ટૂંી રેસસી કહેઢિં ભજી, નવગજ લંબ સવા તે ગજી. ૧૮
ઉપર ફાળીચુ બાંધે કોઇ, ચ્યાર રૂપૈયાનું તે જોઇ;
કોઇ પછેવડી કોઇ પામરી, સાઠિ રૂપૈયાની તે ખરી. ૧૯
પહિરિ રેશમી જેહ કભાય, એકશત રૂપૈયા તે થાય;
હાથે બહેરખા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સ્વર્ગથકા. ૨૦
પગે વાણહી અતિ સુકુમાલ, સ્યામ વર્ણ સબળી તે જાળ;
તેલ ફુલ સુગંધ સનાન, અંગે વિલેપન તિલક ને પાન. ૨૧
એહવા પુરૂષ વસે જેણે ઠાહિ, સ્રીની સોભા કહીય ન જાય;
રૂપૈ રંભા બહુ શિણગાર, ફરી ઉત્તર નાપે ભરતાર.[4] ૨૨
ઇસ્યું નગર તે ત્રંબાવતી, સાયર લહર જિહાં આવતી;
વાહાણ વખારતણો નહિ પાર, હાટે લોક કરે વ્યાપાર. ૨૩
નગર કોટ ને ત્રિપોલીઉં, માણેકચોકે બહુ માણુસ મિળ્યું;
વોહારે કુંળી ડોડી સેર, આલે દોકડા તેહના તેર. ૨૪

---

૧ પ્ર૦ "ચીર ગુણવંત." ૨ પહોળા. ૩ હીર—રેશમના કંદોરા તલે, ત્યાગેલાં, છોડેલા. અર્થાત્ રેશમના કંદોરા કોઇ પહેરતું નહિ. બધાંજ સોનાના પહેરતા, એટલા ધનવાન લોકો હતા. ૪ પ્ર૦ "નિત્ય ઉઠી વૃંદે અણગાર."

ભોગી લોક ઇસ્યા જિહાં વસે, દાન વરે પાછા નવિ ખસે;
　ભોગી પુરૂષ ને કરૂણાવંત, વાંણિગ છોડિ બાંધ્યા જંત. ૨૫
પશુ પુરૂષની પીડા હરિ, માંદા નરને સાજા કરિ;
　અજા મહીષની કરિ સંભાલ, શ્રાવક જીવદયાપ્રતિપાળ. ૨૬
પંચ્યાસી જિનના પ્રાસાદ, ધ્વજ તોરણ તિહાં ઘંટાનાદ;
　[1]પસ્તાલીસ જિહાં પૌષધશાળ, કરે વખાણ મુનિ વાચાળ. ૨૭
પડિક્કમણું પોષધ પૂજાય, પુણ્ય કરંતા દાહ્ડા[2]જાય;
　પ્રભાવના વ્યાખ્યાનેં જ્યાંહિ, સાહામીવાચ્છલ્ય હોયે પ્રાહિં.૨૮
ઉપાશરો દેહરૂં ને હાટ, અત્યંત દુર નહિ તે વાટ;
　ઠંઢિલ[3]ગોચરી[4]સોહિલ્યા[5]આંહિ, મુનિ અહિં રહેવા હીંડે
　　　　　　　　　　　　　　　　　　　　પ્રાહિં. ૨૯
ઇસ્યું નગર ત્રંબાવતી વાસ, હીરતણો તિહાં જોડયો રાસ;
　પાતશા ખુરમ નગરનો ધણી,ન્યાય નીતિ તેહનિ અતિ ઘણી.૩૦
તાસ અમલે કીધો મેં રાસ, સાંગણ સુત કવિ ઋષભદાસ;
　સંવત સોળપંચ્યાસીઓ (૧૬૮૫) જસેં,
　　　　　　　　　　　આસો માસ દસમી દિન તસે. ૩૧
ગુરૂવારે મેં કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહુતી આસ;
　શ્રીગુરૂનામે અતિ આનંદ; વંદું વિજયાણંદસૂરીંદ. ૩૨
( ઢાલ—ઉતારો આરતી અરિહંતદેવ—રાગ—ધન્યાસી. )
વંદીયે વિજયાણંદસૂરિરાય,
　નામ જપંતા સુખ સબળું થાય.　　　　　વંદીયે. ૧

---

૧ પ્ર૦ "અહેતાલીસ" ૨ દહાડા;દિવસ. પ્ર૦ " દિહા " ૩ ઠંડિલ, દિશાફરાગત જવાનું. ૪ આહારપાણી મળવાનું. ૫ સુલભ્ય.

તપગછ નાયક ગુણ નહિ પારો,
આગવંશે હુઓ પુરૂષ તે સારો. વંદી૦ ૨
સાહ શ્રીવંત કુલે હંસ ગયંદો,
ઉધોતકારી જિમ દિનકર ચંદો. વંદી૦ ૩
લાલબાઈ સુત સીહ સરિખો,
ભવિક લોક મુખ ગુરૂનું નીરખો. વંદી૦ ૪
ગુરૂ નામે મુજ પોહોતી આસો,
હીરવિજયસૂરિનો કર્યો રાસો. વંદી૦ ૫
આગવંસે સંઘવી મહિરાજો,
તેહ કરતો જિનશાસન કાજો. વંદી૦ ૬
સંઘપતિ તિલક ધરાવતો સારો,
શેત્રુંજ પૂજી કરે સફળ અવતારો. વંદી૦ ૭
સમકિત સાર વ્રત બારનો ધારી,
જીનવર પૂજા કરે નીતિ સારી. વંદી૦ ૮
દાન (૧) દયા (૨) દમ (૩) પર રાગો,
તેહ સાધે નર મુગતિનો માગો. વંદી૦ ૯
મહિરાજ તણો સુત અતિ અભિરામ,
સંઘવી સાંગણ તેહનું નામ. વંદી૦ ૧૦

---

૧ નિત્ય,રોજ. ૨ આ ત્રણ 'દ'કાર કહેવાય છે. અર્થાત્ ત્રણ 'દ' દાને સાધનારો એવું કહેવામાં આવે તો ઉપર મુજબ સમજી લેવાય. જેમ " શરીરના નવ 'ક'કા નિત્ય સાફ કરવા જોઇયે. " તેમ કહેવાથી કપાલ, કાન, કંઠ, કાખ, કુણી, કાંડું, કેડ, કુલા અને કોઠલી સમઝી લેવાય તેમ. ધડપણના 'લ'કાર પણ ાજ રીતે સમજાય.

સમકિત સાર ને વ્રત જસ બારે,
　પાસ પૂજી કરે સફળ અવતારો. વંદી૦ ૧૧
સંઘવી સાંગણનો સુત વારૂ,
　રાસ જોડી હુઓ બહુ જન તારૂ. વંદી. ૧૨
એક કહે કરૂં ખરો જણાપો,
　ઘે ઉપદેશ ચેતે કંઇ આપો. વંદી. ૧૩

અંગારમર્દક આચારજ હુઓ,
　અન્ય તારી પોતે બૂડતો જૂઓ. વંદી૦ ૧૪
નંદિષેણ ગણિકા ઘરિ જ્યારે,
　આપ બૂડે અને અન્યને તારે. વંદી૦ ૧૫
ઋષભ કહે ભલું પૂછ્યું પરમ,
　બંહુઆ જેટલો સાધીયે ધરમ. વંદી૦ ૧૬
આણંદ શંખ ને પુષ્કલી જોય,
　બરાબરી તસ કુણે નવિ હોય. વંદી૦ ૧૭
ઉદયન બાહડ જાવડસાય,
　તેહના પગની રજ ન થવાય.[2] વંદી. ૧૮
[3]વીરમારગ લહી કાંઇ પુણ્ય કીજે,
　ઉગતે સૂરે જિન નામ સહી લીજે. વંદી૦ ૧૯
[4]પ્રહિ ઊઠી પડિક્કમણું કરીયે,
　[5]દોયઆસણ વ્રત અંગે ધરીયે. વંદી૦ ૨૦

---

૧ પ્ર૦ " પુરૂષને જોય " ૨ પ્ર૦ "તેહના પુણ્યથી નિર્જર થાય"
૩ શ્રીમહાવીરનો માર્ગ—ધર્મ લહી—પામીને. ૪ સવારે. ૫ બેસણું. દરરોજ
ફક્ત બે વખત આસન ઉપર સ્થિર રહીને જમવું. પ્ર૦ "એકાસણવ્રત"

વ્રત બાર ચૌદ નિયમ સંભારો,
દેસના દેસને નરનારી તારો. વંદી. ૨૧

[1]ત્રિકાળપૂજા જિન નિત્ય કરવી,
દાન પાત્રે દેઉ શક્તિ સુજ જેહવી. વંદી૦ ૨૨

નિત્યેં દસ દેહરા જિનતણા જોહારૂં[2],
અખ્યત[3] મુકી નિજ આતમ તારૂં. વંદી૦ ૨૩

આઠમિ પાખી પૌષધ પ્રાહિં,
દિવસ રાત સિઝાય કરૂં ત્યાંહિં. વં૦ ૨૪

વીરવચન સુણી મનમાંહિ ભેદું,
પ્રાહિ વનસપતિ નવિ છેદું. વંદી૦ ૨૫

મૃષા અદત્ત પ્રાહિં નહિ પાપ,
શીળ પાળુ કાયા વચને આપ. વંદી. ૨૬

નિત્ય નામું જિન સાધનિ સીસો,
થાનક આરાધ્યાં જે વળી વીસો. વંદી. ૨૭

દોય આલોયણ ગુરૂ કન્હે લીધી,
અઠમિ છઠિ સૂધિ આતમિ કીધી. વંદી. ૨૮

શેત્રુંજ ગિરિનાર સંખેસર યાત્રા,
સુલશાખા ભણાવ્યાં બહુ છાત્રો. વંદી. ૨૯

[6]સુખશાતા મનીલ ગણું હોય,
એક પગે જિન આગળ સોય. વંદી. ૩૦

---

૧ સવારે કેશર સુખડ અગર ઇત્યાદિના સુગંધીચૂર્ણથી —વાસથી, મધ્યાન્હે જળચંદન પુષ્પ આદિથી, ને સન્ધ્યાયે ધૂપથી. ૨ વાંદુ, પ્રણમું. ૩ અક્ષત, ચોખા. ૪ પ્ર૦ "ઉઝન્ત" ૫ પ્ર૦ "રાત દિવસી" ૬ પ્ર૦ "[illegible] સાતા સુણું હોય".

નિત્યેં ગણવી વીસ નોકરવાલી,
ઉભા રહી અરિહંત નિહાળી. વંદી. ૩૧
[1]તવન અઠાવન (૫૮) ચોત્રીસ (૩૪) રાસો,
પુણ્ય પસર્યો દીયે બહુસુખવાસો. વંદી. ૩૨
ગીત થુઇ [2]નમસ્કાર બહુ કીધા,
પુણ્ય માટે લિખી સાધનેં દીધા. વંદી. ૩૩
૩ ટલાએક બોલની ઇચ્છા કીજે,
દ્રવ્ય હોય તો દાન બહુ દીજે. વંદી. ૩૪
શ્રીજિનમંદિર બિંબ ભરાવું,
બિંબપ્રતિષ્ટા પોઢી કરાવું. વંદી. ૩૫
ઘપતિ તિલક ભલું જ ધરાવું,
દેસ પરદેસ મારિ કરાવું. વંદી. ૩૬
પ્રથમ ગુણઠાણાનિ કરૂં જઇનો,
કરૂં પુણ્ય સહિત નર જેહ છે હીનો. વંદી. ૩૭
એમ પા હું જૈન આચારો,
કહેતાં ખ તો[4] હોય અપારો વંદી. ૩૮
[5]પણ મુજ મન તણો એહ પ્રણામો,
કોએક સુણી કરે તમ કામો. વંદી. ૩૯
પુણ્ય વિભાગ હુઇ તવ મ્હારે,
કસ્યું ઋષ કવિ પ વિચારે. વંદી. ૪૦

---

૧ સ્તવન. ૨ થોય, સ્તુતિ. ૩ પ્ર૦ " એટલા એક " ૪ પ્ર૦ " કહેતાં લઘુતા " ૫ પ્ર૦ " પુણ્યેં મુઝ મન તણો પરિણામો "

પર ઉપગાર કાજેં કહિ વાત,
મનતણો પ દેહ જાત. વં. ૧

( ઢાળ-હીંચરે હીંચરે હઈય ડીડોલડે. રાગ ધન્યાસી. )

વંધરે વંધરે વંધ ગુરૂ હીરને, મંત્ર સમાન છે હીર નામો;
જન્મ જ્યારેં હવો ઘેર ા દ ભલો, કરત દ્ધાર કરી
આજ તામો. વંધરે. ૧

હીરવિજયસૂરિ દીખ દીધા[1] પછી, ગછની જોતિ તે સબળ જાગે;
ગછનાયક વડો રાજવિજયસૂરિ, શ્રીવિજયદાનને પાય લાગે.
વંધરે. ૨

હીર પદવી લહે જામ જગમાં વળી, તામ શેત્રુંજ મુગતોજ થાય;
પરિવારસ્યું પરિવર્યો તિલક મસ્તક ધરી, [2]સાહ ગલ્લો
શેત્રુંજ જાય. વંધરે. ૩

હીરના રાજ્યમાં અનેક કારજ થયા, મુગલા મુલખધર પાય લાગા;
સાધ શ્રાવક વધ્યા ભુવન પ્રતિમા બહુ, અમારિના પડા
ચોખંડ[3] વાગા. વંધરે. ૪

હીર દેવાંગત જામ હૂઆ વળી, વાગ યા ઘંટ બહુ દેવ મળીઆ;
ગાન થૂભેં કરી હીરને મન ધરે, વાંઝીઆ અબ તે તિહાં
ફળી ા. વંધરે. ૫

હીરનો રાસ રચિયો જવ ચુગતિસ્યું, મેઘની વૃષ્ટિ તે સબળ હોય;
સુભખ્ય[4] શાતા સુખી, સરસ મહી માનવી, દેસમ્હાં [5]સુતે
તે સબળ જોય. વંધરે. ૬

---

૧ પ્ર૦ "લીધા પછે" ૨ પ્ર૦ "જગતગુરૂ ભવ્ય શેત્રુંજ જાઈ" ૩ પ્ર૦ "જગમાંહી વાગા" ૪ સુકાલ. ૫ પ્ર. "દેસમાં સુથે તે"

ાધપૂજા સહી વિહારવિધિ ભલ થઇ, ધર્મ નિ કર્મ તે સુખે'જ ચાલે;
હીરરે! હીરરે! જપે જિ કો[1] માલાયે, તેહ જગે ઋદ્ધિ
રમણીસ્યુ' માલે. વંધરે. ૭
ઋષભ રંગે સ્તવે અ'ગે શાતા હવે, સંઘ સકળતણે[2] સુખ હોયે;
સુરનર નારીયાં પંખીયાં સુખ લહે, હીરનું નામ જપતાં
જિ કોયે! વંધરે. ૮

---

ઇતિ શ્રી ીરવિજયસૂરિરાસ સંપૂર્ણ:

ंवत् १७२४ वर्षे, भाद्रवाशुदि ८ शु , ीमत्तपागच्छे, भट्टार श्री २१ श्रीविजयराजसूरीश्वरराज्ये, लपण्डितस- । ङ्गारहारभालस्तलति ायमान ण्डितश्री ७ श्रीदेवविजयगणि शिष्यः पण्डितोत्त पण्डित र पण्डितश्री ५ श्रीतेजविजयगणिशिष्य, ण्डितश्री ३ श्रीषिमावि यगणिशिष्य - सूरविज लिरि तम्. श्री ादर्ड गरे ीचिन्तामणिपार्श्वना ादात्. स्व ाच ार्थमिति यः [3] ।

१ प्र॰ " જિ કો માનવી " ૨ प्र० " ચઉવિહ સંઘને "
३ प्रत्यन्तरे " संवत् १८२६ ना ीत्त से ज्येष्ठम शु - पक्षे पूर्णिमायां हिमवा लि श्र, पं० अमृतविजयेन, श्रीसुनिसुव्रत-प्रसादात्. "

ઇતિ શેઠ દેવચંદ લાલ ાઈ-જૈનપુસ્તકોદ્ધારે- ન્થાંક: ૨.

# પરિશિષ્ટો.

## પરિશિષ્ટ ૧ લું.

### ધર્મરૂચિ—અણગાર.

સુણી શીખ સુગુરૂતણી હો મુનિવર, ચાલ્યા પરઠણ કાજ;
ગયવરની પેઠે મલપતાં હો મુ૦, તરણ તારણ ઋષિ । .
ધન ધન! તપસીજી! હો ૦, ધર્મરૂચિ ણગાર. ાં. ૧
ઇંટ નિભાડે જાઇને હો મુ૦, ટપકો માંડયો જામ;
વાસથકી આવી કીડીયો હો મુ૦, મરણ પામી તિણ ઠામ. ધન. ૨
મુનિવર મનમેં ચિંતવે હો મુ૦, કીધો ખોટો કામ;
કીડીઓની દયાવશે હો મુ૦, મરણ લિયો તિણ ઠામ. ધન. ૩
સઘલો આહાર પરઠવ્યાથી હો મુ૦, અનરથ હોશે અપાર;
નિરવદ્ય કોઠો માહરો હો મુ૦, એસો નહિ કોઇ ઠાર.. ધન. ૪
ઘોલી ઘોલી જે તુંબડો હો મુ૦, પીધો આપ શરીર;
દયાભાવ દિલમાં વસ્યો હો મુ૦, છકાય જીવના પીર! ધન. ૫
થોડી વાર હુઆ પછે હો મુ૦, વેદન હુઇ પાર;
નાકે સલ ઘાલ્યો નહીં હો મુ૦, તરતારણ સુખકાર. ધન. ૬
પૃથવી સહામું જોઇને હો મુ૦, ક્ષિમાસાગર ગુ ધીર;
બલીહારી ઇણ સાધુને હો મુ૦ ઝુઝયા કર્મસહ વીર. ધન. ૭
સંથારો શુદ્ધમને કરી હો મુ૦, કીધો તેણે ઠામ;
આયુષ પૂર્ણ કરી ગયા હો મુ૦, સર્વાર્થસિદ્ધવિમાન. ધન. ૮

તેત્રીસ સાગરના આઉખે હો મુ૦, ચવિને મુગતિ સિધાય;
ઋષિ ચોથમલજી ઇમ ભણે હો મુ૦, નિત્ય પ્રણમીજે પાય. ધન.૯

## પરિશિષ્ટ ૨ જું.

### રાજર્ષિ-પ્રસ ચન્દ્ર.

પ્રણમું તુમારે પાય, પ્રસન્નચંદ્ર ! પ્રણમું તુમારે પાય;
રાજ છોડી રળિયામણું રે, જાણી અથિર સંસાર-
વૈરાગે મન વાળિયું રે, લીધો સંયમભાર. પ્રસન્ન૦ ૧
સમસાને કાઉસગ્ગ રહી રે, પગ ઉપર પગ ચડાય;
બાહુ બેહુ ઊંચા કરી રે, સૂરજસામી દૃષ્ટિ લગાય. પ્રસ ૦ ૨
દુર્મુખદૂત બચન સુણી રે, કોપ ચઢયો તતકાલ;
મનસું સંગ્રામ માંડીઓ રે, જીવ પડયો જંજાલ. પ્રસન્ન૦ ૩
ણિક પ્રશ્ન પૂછે તિસે રે, સ્વામિ ! એહની કુણ ગતિ થાય ?
ગવન્ત કહે હમણાં મરે રે, તો સાતમી નરકે જાય. પ્રસન્ન૦ ૪
ક્ષિણ એક આંતરે પૂછીયું રે, સર્વારથસિદ્ધવિમાન;
વા દેવની દુંદુભી રે, ઋષિ પામ્યો કેવલજ્ઞાન. પ્રસન્ન૦ ૫
પ્રસન્નચંદ્રઋષિ મુગતે ગયારે, શ્રીમહાવીરના શિષ્ય;
રૂપવિજય કહે ધન્ય ધન્ય છે રે, દીઠા એહ પ્રત્યક્ષ. પ્રસ ૦ ૬

# પરિશિષ્ટ ૩ જું.

## અર્જુનમાલી.

( કિસકે ચેલે કિસકે પૂત, આતમરામ એકેલે અવધૂત;
સાહિબ સેવિયે. એ દેશી. )

સદ્ગુરૂચરણે નમી કહું સાર, અર્જુનમાલીમુનિ અધિકાર;
વિ સાંભલો.
રૂડી રાજગૃહીપુરી જાણ, રાજ્ય કરે શ્રેણિક મહીરાણ; ભવિ. ૧
નગરી નિકટ એક વાડી અનૂપ, સકલ તરૂ જિહાં શાભે સુરૂપ; .
દીપે મુદ્ગરયક્ષ તિહાં દેવ, અર્જુનમાલી કરે તસ સેવ. ભ. ૨
બંધુમતી ગૃહિણી તસુ જાણ, રૂપ જોવને કરી રંભ સમાન; ભ.
એકદા અર્જુન ને ત્રિયા દેવગેહ, ગયા વાડીયે બિહું ધરી નેહ. .૩
ગોઠિલ ષટ્નર આવ્યા તિવાર, વિકલ થયા દેખી બંધુમતીનાર; ભ.
અર્જુનને બાંધી એકાંત, ભોગવી બંધુમતી મનની હો ખાંત. ભ. ૪
અર્જુન ચિંતે મુદ્ગરપાણિ ! આજ, સેવકની તું કરજે સાજ; .
ઇમ નિસુણી યક્ષ પેઠો હો અંગ, બંધન ત્રોડી ચાલ્યો મનરંગ. . ૫
ગોઠીલ ષટ્નર સાતમી નાર, મુદ્ગરસું મારીને ચાલ્યો તિવાર; .
દિન દિન ષટ્નર ને એક નાર, હણ્યા છ માસ લગેં એક હજાર. ભ. ૬
બસેં સાંઠ વલી ઉપર જાણ, હણ્યા તે માણસ મુદ્ગરપાણ; .
વિસ્તરી નયરીમાંહિ તે વાત, લોક બિહિન્યા તે બહાર ન જાત. ભ. ૭
તિણ અવસર રાજગૃહી ઉદ્યાન, સમવસર્યા મહાવીર સુજાણ; .
શેઠ સુદર્શન સુણી તતકાલ, વંદનને ચાલ્યો કુમાલ. . ૮
દેખી દોડયો યક્ષ હણવાકાજ, શેઠે પ્રતિજ્ઞા કરી પંથમાંજ; ભ.
ઉપસર્ગથી જો ઉગરૂં એણિવાર, પાળું સહિતો જાવજીવ ચોવિહાર. ભ. ૯

કહી નમુત્થુણં ધરે હવે ધ્યાન, ઉપાડયો હણુવા મુદ્ગરપાણુ; ભ.
ધર્મપ્રભાવે હાથ થંભ્યા આકાસ, ગયો અર્જુન દેહથી યક્ષ નાસ. ભ. ૧૦
ધરતી ઉપર પડયો અર્જુનદેહ, ચિત્ત વલ્યું ઘડી એકને છેહ; ભ.
શેઠ પ્રતિજ્ઞા અર્જુન પેખી, કયાં જાશો ? પૂછે સુવિશેષ. ભ. ૧૧
વાંદવા જાસું શ્રીમહાવીર, સાંભલી સાથે થયો સધીર; ભ.
વાણી સુણિ ઉપન્યો વૈરાગ, લીધું ચારિત્ર અર્જુન ધરી રાગ. ભ. ૧૨
કીધાં કર્મ ખપાવવા કાજ, રાજગૃહી પાસે રહ્યા ઋષિરાજ; ભ.
યક્ષરૂપે હણીયા જે જીવ, તેહનું વૈર વાળી મારે સદૈવ. ભ. ૧૩
ચપાટ પાહુ ને મુઠીના માર, તિવિડ જોડા ને પત્થર પ્રહાર; ભ.
ઝાપટ ઈંટ કોરડા નહિ પાર, હણે લાઠી કેઈ નર હજાર. ભ. ૧૪
શુ પરિણામે સાધુ સહે સદૈવ, તાહરા કીધાં તું ભોગવે જીવ; ભ.
અભ્યાસે આણી શુભધ્યાન, કેવલ લહી પામ્યા શિવથાન. ભ. ૧૫
સંવત સત્તર સુડતાલે ઉલ્લાસ, શહેર રાણકપુર કર્યું સોમાસ; ભ.
કહે કવિયણ કરજોડી હેવ, મુક્તિતણાં ફલ દેજયો દેવ ! ભવિ. ૧૬

---

## પરિશિષ્ટ ૪ થું.

### ખન્ધકમુનિ. ( ત્રિઢાલી. )

( દુહા. )

શ્રીમુનિસુવ્રતજિન નમું, ચરણયુગલ કરજોડી;
સાવત્થિપુર શોભતું, અરિ સબળા બળ તોડ. ૧

જિતશત્રુ મહિપતિ તિહાં, ધારણી નામે નાર;
ગૌરી–ઈશ્વિર સૂનુસમ, ખન્ધક નામે કુમાર. ૨
સ્વસા પુરન્દરા મનહરૂ, રૂપે જીત્યો અનંગ;
દિનકર ઇન્દુ ઊતરી, વસિયો અંગોપાંગ. ૩
કુંભકાર નયરી ભલી, દંડકરાય વરિઠ;
જીવ અભવ્યનો દુષ્ટધી, પાલક અમાત્ય કુધિઠ. ૪
માત પિતા સવિ મલી કરી, પુરન્દર કન્યા જેહ;
આપી દંડકરાયને, પામી રૂપનો છેહ. ૫

એક દિન વિહરંતા પ્રભુ, સાવત્થી ઉદ્યાન;
વીસમા પ્રતિબોધતાં, સમોસર્યા જિન ભાણુ. ૬
સુણી આગમ ખન્ધક વિભુ, નમે ભગવન્તને આય;
સુણી દેશના દર્શન લહી, નિજ નિજ થાનક જાય. ૭
કુંભકાર નયરી થકી, કોઇક રાયને કાજ;
પાલક સાવત્થી ભણી, આવ્યો સભાયે રાજ. ૮
પાલક બોલે સાધુના, અવગુણનો ભંડાર;
નિસુણી ખન્ધક તેહને, શિક્ષા દીધી લિગાર. ૯
પાલક ખંધક ઉપરે, થયો તે ક્રોધાતૂર;
પછી તે નિજ થાનિક ગયો, દંડકરાયને પૂર. ૧૦
એહવે મુનિસુવ્રત કને, નમિ ખંધક લિયે વ્રત;
પંચશત નરની સંગતે, બહુલ કર્યું સુકૃત. ૧૧

( ઢાલ ૧ લી. વિચરંતા ગામો ગામ–દેશી. )

ખંધકસાધુ વિચાર, આપે વાચના સાર;
આજ હો, એક દિન પૂછે મુનિસુવ્રતનેજી. ૧

ામિ ? સા 　વેશ, જા 　બહેનને દેશ;
આજ હો, જો પ્રભુજી આજ્ઞા હુવેજી. ૨
કહે જિન; સા 　સર્વ, મરણાંત હોસે ઉપસર્ગ;
ાજ હો, તિસુણી ખન્ધક વિનવેજી. ૩
નવિ જીવિત 　ર દુઃખ, સહેસું મોક્ષના સુખ;
આજ હો, લોક લાયક અમે પામસુંજી. ૪
સ્વામિ કહે તિવાર, તુઝ વિન સવિ પરિવાર;
આજ હો, દુઃખીત તે બહુ થાયશેજી. ૫
તે સુણી મુનિ પંચશત, સહુ ચાલ્યો તૂરે આદિત્ત;
આજ હો, અનુક્રમે નયરી પામિયોજી. ૬
પૂરવ વૈર સંભાર, ગોપવ્યાં સહસ હથિયાર;
આજ હો, પાલકે તે ઝટ 　ગહનમાંજી. ૭
ઠ તું વાંદવા કાજ, ભાંખે અમાત્ય; મહારાજ !
આજ હો કાં ! તુજ ધારણા કિહાં ગઈજી. ૮
પાંચસે સુભટનેં સાજ, લેવા આવ્યો તે રાજ;
આજ હો, વેષ ધરી સાધુતણો એ. ૯
કર લઇ તે શ 　, વાંદવા જાઇશ તત્ર;
આજ હો, હણી તુજ લેશે રાજ્યને જી. ૧૦
જોવા આવે રાય, શસ્ત્રની ઘોરની બતાય;
આજ હો, સ્થાનકે કટકજ કેલવ્યાં જી. ૧૧

( દુહા. )

દેખી ચિંતે રાજીઓ, ક્રોધે દિસે તૃપ્ત;
સર્વ યતિ ઘને બાંધીને, સોંપ્યા પાલક ગુપ્ત. ૧

કહે રાજા; મન્ત્રીવરૂ ! જે રૂચે તે ધાર;
હરખ્યો પાલક પામીને, ઊંદર જિમ માંજાર. ૨

( ઢાલ ૨૭. કુકડ દેખી કુંડને, મન માન્યો લાલ; દેશ – )

( અથવા, આવો જમાઇ પ્રાહૂણા ! જયવંતાજી; એ ૨. )

તવ પાલક સુખ પામતો પ્રભુ ધ્યાવો લાલ,
લાવો મુજ સમીપરે પ્રભુ ધ્યાવો લાલ;
કુવચનને તે બોલતો પ્રભુ૦ પીલીસ યંત્ર તનુ દીપરે. પ્ર૦ ૧

કહે છે તે મંત્રીસ્વરૂ પ્રભુ૦ અકેક શ્રમણને યંત્રરે. પ્રભુ૦
ઘાલી ઘાલી પીલતો પ્ર૦ માઠી બુદ્ધિ અભ્યન્તરે. પ્ર૦ ૨

ખંધક; શિષ્યોને પીલતાં પ્ર૦ દેખી દાઝે દેહરે. પ્ર૦
પાલકે ખંધક નિર્વિ(ર્ણિ)હથી પ્ર૦ બાંધ્યો ઘાણીએ તેહરે. પ્ર૦ ૩

તે સાધુના ઉછલે પ્ર૦ રૂધિર કેરાં બિન્દુરે; પ્ર૦
પાપને દેખી અંબરે પ્ર૦ કંપે સૂરજ ચંદરે. પ્ર૦ ૪

ખંધક તો મન લેખવે પ્ર૦ તે અમૃતરસ બિન્દુરે; પ્ર૦
દુષ્કૃત દેખી સુરનરા પ્ર૦ થર થર કંપે ઇન્દરે. પ્ર૦ ૫

શાતા વચને શિષ્યને પ્ર૦ નિર્યામે સમતાવંતરે; પ્ર૦
જીવ તે શરીરથી ભિન્ન છે પ્ર૦ ધરસો નહિ દુઃખ સંતરે. પ્ર૦ ૬

એ ઉપસર્ગને પામિયા પ્ર૦ તે પૂરવકૃત કર્મરે; પ્ર૦
સુખ કારણ એ ભોગવો પ્ર૦ કોઈ ન કરશો ગર્વરે. પ્ર૦ ૭

નિર્મમત્ર મન જેહનાં પ્ર૦ નિર્યામે સદ્ ભગવન્તરે; પ્ર૦
જિમ જિમ પીળે પાપિયો પ્ર૦ તિમ તિમ સમતાવંતરે. પ્ર૦ ૮

જ્જવલ ધ્યાનને ધ્યાવતાં પ્ર૦ પામે કેવળ તૂર્ત રે; પ્ર૦
એમ તે મન્ત્રિયે હણ્યા પ્ર૦ મુનિ ઊણ એક પંચશતરે. પ્ર૦ ૯
ખન્ધક બોલે બાળ એ પ્ર૦ દેખી દુઃખ ન ખમાયરે; પ્ર૦
તે કારણ મુજ પ્રથમ તું પ્ર૦ હણિ પછી એહની કાયરે. પ્ર૦ ૧૦
પાપી પાલક સાંભલી પ્ર૦ દેવાને ઘણું દુઃખરે; પ્ર૦
ગુરૂ દેખંતા શીઘ્રપણે પ્ર૦ પીલે પાલક મન સુખરે. પ્ર૦ ૧૧
વલ પામી મોક્ષને પ્ર૦ વરિયો બાળક શિષ્યરે; પ્ર૦
ખી ખન્ધકસૂરિવરા પ્ર૦ કરે કલ્પાન્ત મુનીશરે. પ્ર૦ ૧૨

( દુહા. )

લિખિત ભાવ ટળે નહિ, ચળે યદિ જો ધ્રુવ;
કર્મરેખા અપિ નવિ ટળે, કહે વીતરાગ એ ધ્રુવ. ૧

( ઢાળ ૩ . )

બાળક માહારે વચનથીરે, ન રાખ્યો ક્ષણમાત્ર;
કરમની જુઓ ગતિરે, વિપરીત છે કિરતાર. કરમ૦ ૧
પરિકર મુજ શિષ્યનેરે, માર્યા એણે દુષ્ટ;
રાજા હણવો મંત્રીનેરે, ભરિયો કોપે કષ્ટ. કરમ૦ ૨
જો તે ફળ મુજને હુવેરે, તો દાહક કરનાર;
થાજો ભવ મુજ આવતોરે, નિયાણું કર્યું ધરી પ્યાર. કરમ૦ ૩
તવ મૃત ખંધક મુનિવરારે, હુવા અગ્નિકુમાર;
વાત સુણી ઇમ ચિંતવેરે, પુરન્દરયશા નાર. કરમ૦ ૪
ઓઘો ખરડયો રક્તથીરે, જાણી ભક્ષને હેત;
અંબર ચઢિય ગૃદ્ધ ચંચથીરે, પડિયો સ્વસા છે જેત. કરમ૦ ૫

રજોહરણ તે ઓળખીરે, નિજ તનો તે જાણ;
એ શું કીધું કારમું રે, રાજા પાપી અજાણ. કરમ૦ ૬
વ્રત ગ્રહી પરલોક સાધિયોરે, પુરન્દરયશા દેવ;
અવધિયે જાણી કરીરે, અગ્નિમ મૃત્યુ સચીવ. કરમ૦ ૭
દંડકરાયનો દેશ જે, કરે પ્રચંડ ગણધાર;
એકે ઊણા વાંચશેરે, પરિસહ સહે તિહાં સાર. મ૦ ૮

( કળશ )

વધ પરિસહ ઋષિયે ખમ્યા ગુરૂ ખંધક જેમ એ,
શિવસુખ ચાહો જો જંતુ ! તવ કરશો કોપ ન એમ એ;
સંવત સ . મુનીશ્વરે વસુ ચન્દ્ર (૧૮૭૭) વર્ષે પોસ એ,
માસ ષષ્ઠિ પ્રેમરાગે ઋષભવિજય જગ ભાખ એ.

## પરિશિષ્ટ ૫ મું.

### શ્રીમેતારજમુનિ.

( વરે ! તું ર ળતણો કર ગ-દેશી. )

સર દમ ગુણના આગરૂજી, પંચમહાવ્રત ધાર;
મા: ખમણને પારણેજી, રાજગૃહી નગરી મઝાર-
મેતારજ મુનિવર ! ધન ધન તુમ અવતાર. ાંકણી. ૧
સોનીને ર આવીયાજી, મેતારજ ઋષિરાય;
જવલા ઘડતો ઊઠીઓજી, વન્દે મુનિના પાય. મેતા૦

ાજ ફૂલ્યો ઘર ાંગણેજી, વિણુકાળે સહકાર;
લ્યો ભિક્ષા છે સૂઝતીજી, મોદકતણો એ આહાર. મેતા૦ ૩
ક્રોંચ જીવ જવલા ચણ્યોજી, વહોરી વલ્યા ઋષિ તામ;
સોની મન શંકા થઇજી, સાધુતણાં એ કામ. મેતા૦ ૪
રી કરી ઋષિને કહેજી, દ્યો જવલા મુજ આજ;
વાધર શિશે વિંટીયુંજી, તડકે નાંખ્યા મુનિરાજ. મેતા૦ ૫
ફૂટ ફૂટ ફૂટે હાડકાંજી, તડ તડ ત્રૂટેરે ચામ;
સોનીડે પરિસહ દિયોજી, મુનિ રાખ્યો મન ઠામ. મેતા૦ ૬
એહવા પણ મ્હોટા યતિજી, મન્ન ન આણેરે રોષ;
ાતમ નિંદે આપણોજી, સોનીનો શો દોષ. મેતા૦ ૭
ગજસુકુમાલ ંતાપીઆજી, બાંધી માટીની પાલ;
ખેર અંગારા શિર ધર્યાજી, મુગતે ગયા તતકાલ. મેતા૦ ૮
વાઘણે શરીર વ રિયુંજી, સાધુ સુકોશળ સાર;
કેવલ લહી મુગતે ગયાંજી, ઇમ અરણિક અણગાર. મેતા૦ ૯
પાલક પાપી પીલીયાજી, ખંધકસૂરિના શિષ્ય;
અંબડ ચેલા સાતસેંજી, નમો નમો તે નિશ દિસ. મેતા૦ ૧૦
એહવા ઋષિ સં ારતાંજી, મેતારજ ઋષિરાય;
અંતગડ હુઆ કેવળીજી, વંદો મુનિના પાય. મેતા૦ ૧૧
ારી કાષ્ઠની ઓચે તિહાં , લાવી નાંખી તેણી વાર;
ધબકે પંખી જાગીઓ , જવલા કાઢયા તિણે સાર. મેતા૦ ૧૨
દેખી જવલા વિષ્ટમાંજી, મન લાજ્યો સોનાર;
ઓઘો મુહપત્તિ સાધુનો , લેઇ થયો અણગાર. મેતા૦ ૧૩
આતમ તાર્યો આપણોજી, થિર કરી મનવચકાય;
રાજવિજય રંગે ભ્ણે , સાધુત ી એહ સઝાય. મેતા૦ ૧

# પરિશિષ્ટ ૬ ઠું.

## શ્રીઢંઢણઋષિ.

( હું વારીલાલની દેશ . )

ઢંઢણ ઋષિજીને વંદણા હું વારી,
ઉત્કૃષ્ટો અણગારર રે હું વારી લા ;
અભિ હ લીધો આકરો હું વારી,
લબ્ધે લેશું હાર રે હું વારી લાલ. ઢંઢણ. ૧
દિનપ્રતિ જાવે ગોચરી હું વારી,
ન મિળે શુદ્ધ આહાર રે હું વારી લા ;
ન લિયે મૂલ અસૂઝતો હું વારી,
પિંજર હુઓ ગાત્ત રે હું વારી લાલ. ઢંઢણ. ૨
હરિ પૂછે શ્રીનેમિને હું વારી,
મુનિવર સહસ અઢાર રે હું વારી લાલ;
ત્કૃષ્ટો કોણ એહમાં ? હું વારી,
મુજને કહો કૃપાલ રે ! હું વારી લાલ. ઢંઢણ. ૩
ઢંઢણ અધિકો દાખિયો હું વારી,
શ્રીમુખ નેમિજિણંદ રે હું વારી લાલ;
કૃષ્ણ માહો વાંદવા હું વારી,
ધન્ય ! યાદવકુલચન્દ રે ! હું વારી લ. ઢંઢણ. ૪
ગલિયા મુનિવર મલ્યા હું વારી,
વાં કૃ નરે રે હું રી ;

કિણુહી મિથ્યાત્વિ દેખાંને હું વારી.
આવ્યો ભાવ વિશેષ રે હું વારી લાલ. ઢંઢણ. ૫
આવો અમ ઘર સાધુજી ! હું વારી,
લિયો મોદક છે શુદ્ધ રે હું વારી લાલ;
ઋષિજી લેઇ આવિયા હું વારી,
પ્રભુજી પાસે વિશુદ્ધ રે હું વારી લાલ. ઢંઢણ. ૬
મુજલબ્ધે મોદક મિલ્યા ? હું વારી,
મુજને કહો કૃપાલ રે ! હું વારી લાલ;
લબ્ધિ નહિ વત્સ ! તાહરી હું વારી,
શ્રીપતિ લબ્ધિ નિહાળ રે હું વારી લાલ. ઢંઢણ. ૭
તો મુજને લેવા નહિ હું વારી,
ચાલ્યો પરઠણ કાજ રે હું વારી લાલ;
ઇંટ નિભાડે જાઇને હું વારી;
ચરે કર્મ સમાજ રે હું વારી લાલ. ઢંઢણ. ૮
ાવી સધી ભાવના હું વારી,
પામ્યા કેવલજ્ઞાન રે હું વારી લા ;
ઢંઢણઋષિ મુગતે ગયા હું વારી,
કહે જિનહર્ષ જાણ રે હું વારી લાલ. ઢંઢણ. ૯

# પરિશિષ્ટ ૭ મું.

## શ્રીઅરણિકમુનિ.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શિસોજી;
પાય અડવાણેરે વેળુ પરજળે, તન સુકુમાલ મુનિશોજી—
અરણિક મુનિવર ચાલ્યા ગોચરી. આંકણી. ૧
મુખ કરમાણુ રે માલતી ફૂલજ્યું, ઉભો ગોખની હેઠોજી;
ખરે બપોરેરે દીઠો એકલો, મોહી માનની ક્રેઠોજી. અર. ૨
વયણ રંગીલીરે નયણે વેધિયો, ઋષિ થંભ્યો તેણે ઠાણોજી;
દાસીને કહે જારે ઉતાવલી, ઋષિ તેડી ઘર આણોજી. અર. ૩
પાવણ કીજેરે ઋષિ ! ઘર આંગણું, વોહરો મોદક સારોજી;
નવજોવનરસ કાયા કાં દહો ? સફળ કરો અવતારોજી. અર. ૪
ચન્દ્રવદનીયેરે ચારિત્ર ચૂક્વ્યો, સુખ વિલસે દિન રાતોજી;
બેઠો ગોખેરે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતોજી. અર. ૫
અરણિક! અરણિક! કરતી મા ફરે, ગલિયે ગલિયે બઝારોજી;
કહો કેણે દીઠોરે મ્હારો અરણિકલો, પૂંછે લોક હજારોજી. અર. ૬
હું કાયર છુંરે મારી માવડી ! ચારિત્ર ખાંડાની ધારોજી;
ધિગ ધિગ વિષયારે મારા જીવને, મેં કીધો અવિચારોજી. અર. ૭
ગોખથી ઉતરીરે જનનીને પાયે પડયો, મનસું લાજ્યો અપારોજી;
વત્સ ! તુઝ ન ઘટેરે ચારિત્રથી ચૂકવું, જેહથી શિવસુખ
સારોજી. અર. ૮
ઇમ સમઝાવીરે પાછો વાળિયો, આણ્યો ગુરૂની પાસોજી;
સત્ગુરૂ દિયેરે શીખ ભલીપરે, વૈરાગે મન વાસોજી. અર. ૯

અગ્નિ ધખન્તીરે શીલાઉપરિ, અરણિકે અણુસણુ કીધોજી;
રૂપવિજય કહે ધન્ય તે મુનિવરૂ, જેણે મનવંછિત લીધોજી
અર. ૧૦

## પરિશિષ્ટ ૯ મું.

### શ્રીગજસુકુમાલ ( ત્રિઢાલી. )

### ઢાળ ૧ લી.

સમ ંદેવી શારદારે, પભણું સુગુરૂ પસાય;
ગજ કુમાલ ગુણે ભર્યારે, ઉલટ અંગ સવાય–
મોરા જીવન ! ધર્મ હૈયામાં રે ધાર. આંચલી. ૧
દીપે નગરી દ્વારિકારે, વસુદેવ નરપતિ ચન્દ;
શ્રીકૃષ્ણ રાજ્ય કરે તિહાંરે, પ્રગટયો પૂનમચન્દ. મોરા૦ ૨
ન્યાયવન્ત નગરીધણીરે, બળિયો બળભદ્ર વીર;
કોઇ કળા ગુણે કરીરે, આપે મતિ મન ધીર. મોરા૦ ૩
સ્વામિ નેમિ સમોસર્યારે, સહસાવન મોઝાર;
બહુ પરિવારે પરિવર્યારે, ગુણમણિના ભંડાર. મોરા૦ ૪
વંદન આવ્યા વિવેકથીરે, કૃષ્ણાદિક નરનાર;
વાણ સુણાવે નેમિજીરે, બેઠી પર્ષદા બાર. મોરા૦ ૫
ગજસુકુમાલ ગુણે ભર્યારે, આવ્યા વંદન એહ;
વિનય કરીને વાંદીયારે, ત્રિકરણ કરીને તેહ. મોરા૦ ૬
દે દેશના પ્રભુ નેમિજીરે, આ છે અસાર સંસાર;
એક ઘડીમાં ઠ ચલેરે, કોઈ નહિ રાખણહાર. મોરા૦ ૭

વિધ વિધ કરીને વિનવું રે, સાંભલો સહુ નરનાર;
અન્તે કોઇ કેહનુ નહીં રે, આખર ધર્મ–આધાર. મોરા૦ ૮
સ્વામિની વાણી સાંભલીરે, ગજ કુમાલ ગુણવન્ત;
વૈરાગે મન વાળિયું રે, આણવા ભવનો અન્ત. મોરા૦ ૯
આવ્યા ઘેર ઊતાવલારે, ન કર્યો વિલંબ લિગાર;
માતા ! મુઝ અનુમતિ દિયોરે, લેશું સંયમભાર. મોરા૦ ૧૦

( ઢાલ ૨ )

કહે માતા કુમારને રે લાલ,
સાંભલો ગજસુકુમાલ રે પ્રવીણ પુત્ર;
દીક્ષા દુષ્કર પા વી રે લાલ,
તું નાનો બાળ રે પ્રવીણ પુત્ર–
અનુમતિ હું આપું નહિ રે લાલ. આંકણી. ૧
સાંભલો સુત ! સુખ ભોગવો રે લાલ,
મણિ ાણેક ભંડાર રે પ્રવીણ પુત્ર;
સુખ ઇહાં છે સુણો હાથમાં રે લાલ,
તુમે પરિહરો કવણ પ્રકાર રે ? પ્રવીણ પુત્ર. અનુમતિ.૨
ચાર મહાવ્રત કહ્યાં નેમિજી રે લાલ,
મોઘાં મૂલ્ય જેવાં હોય હો મોરી માત !
નાણાં દિયે તે નહિ મળે રે લાલ,
સુણ્યાં અવલ મુઝ એક હો મોરી માત !–
દિયો અનુમતિ દીક્ષા લહું રે લાલ. ૩
ાં લો સુત ! સંયમ ણી રે લાલ,
પંચ પારખી રે વી પુત્ર !

આઠ કરમ આવી નડે રે લાલ,
તેહને તું કેમ જીતેશ રે ? પ્રવીણ પુત્ર. અનુમતિ. ૪
મન નિર્મળ નાળે કરી રે લાલ,
જ્ઞાનના ગોળા જેહ હો મોરી માત !
ઉપસર્ગ અગ્નિ દારૂદિયું રે લાલ,
ઉડાદી દેઉં એહ હો મોરી માત. દિયો અનુ. ૫
ચાર ચોર અતિ આકરા રે લાલ,
લોંઠા લૂંટી જાયરે પ્રવીણ પુત્ર !
દશ દુશ્મન વલી તાહરા રે લાલ,
આંટા દેવે ધાયરે પ્રવીણ પુત્ર. અનુમતિ. ૬
ક્ષેમ ખજાનો માહરો રે લાલ,
લૂંટયો કેણે ન લૂંટાય હો મોરી માત;
શીયળ સેના સૂધી કરૂં રે લાલ,
મારા દુશ્મન દૂરે જાય હો મોરી માત. દિયો અનુ. ૭
મોહ મહિપતિ જે મોટકો રે લાલ,
ધીરજ કેમ ધરીશ રે ? પ્રવીણ પુત્ર;
જાલમ એહ જુગતે નડે રે લાલ,
તેહને તું કેમ જીતીશ રે ? પ્રવીણ પુત્ર. અનુમતિ. ૮
કોમલ મન કણાનથી રે લાલ,
ભાવ ભાથો ભરપૂર હો મોરી માત;
ત્રિકરણ મન તીરજ કરૂં રે લાલ,
મોહ મહિપતિ કરૂં દૂર હો મોરી માત. દિયો અનુ. ૯
ભોજન વલી ભલી ભાતના રે લાલ,

સુખડી સાતે ભાતરે પ્રવીણ પુત્ર;
અરસનિરસ આહાર આવશે રે લાલ,
તે ખાસો કિમ કરી ખાંત રે ? પ્રવીણ પુત્ર. અનુમતિ. ૧૦
સમકિત સાતે સૂખડી રે લાલ,
મન થિર મોતીચૂર હો મોરી માત !
ગગન ગાંઠીયા જ્ઞાનના રે લાલ,
ભાવ ભલો ભરપૂર હો મોરી માત. દિયો અનુ૰ ૧૧
સોવન થાલ સોહામનો રે લાલ,
શાળ દાળ ઘૃત ગોળ રે પ્રવીણ પુત્ર;
સરસ ભોજન મન માનતાં રે લાલ,
ઉપર મુખ તંબોળ રે પ્રવીણ પુત્ર. અનુમતિ. ૧૨
કંચન થાલી કાચલી રે લાલ,
સમતા શાળ દાળ ઘૃત ગોળ હો મોરી માત;
સરસ ભોજન સંતોષનાં રે લાલ;
સ્થિર મન મુખ તંબોળ હો મોરી માત. દિયો અનુ. ૧૩
ઉપસર્ગ તુઝને અતિ ઘણો રે લાલ,
વળી પરિસહ બાવીસરે પ્રવીણ પુત્ર;
ખમી ન શકે તું ખરો રે લાલ,
પછી પસ્તાવો કરીશ રે પ્રવીણ પુત્ર. અનુમતિ. ૧૪
ઉપસર્ગ જે મુઝ ઉપજે રે લાલ,
તે ક્ષમાયે કરીને ખમીશ હો મોરી માત;
પ્રીતે કરી પરિસહ સહું રે લાલ,
બળિયા જે કોઇ બાવીસરે હો મોરી માત. દિયો અનુ. ૧૫

વચન સુણી વૈરાગ્યનાં રે લાલ,
મૂર્ચ્છાણી તવ માત રે પ્રવીણ પુત્ર;
નયણે તે આંસૂ નિતર્યાં રે લાલ,
સાંભલ સુત ! સુજાણરે પ્રવીણ પુત્ર. અનુમતિ. ૧૬
માન વચન માતા તણાં રે લાલ,
તુઝને કહું છું હું એહરે સોભાગી સુન્દર !
સુગુણ સુતા સોમલતણી રે લાલ,
પરણો પનોતા ! એહ રે સોભાગી સુન્દર!—
ધર્મ હૈયામાં શું ધરો રે લાલ ! ૧૭
માત મનોરથ પૂરવા રે લાલ,
ન કરશો મુખ નાકાર રે સોભાગી સુન્દર;
ઓચ્છવ મોચ્છવ કરી ઘણાંરે લાલ,
પરણો પુત્ર કુમાર ! રે સોભાગી સુન્દર. ધર્મ હૈયા. ૧૮
કહે કુમર માતા ભણી રે લાલ,
સાંભલો મોરી માય ! હો મોરી માત;
મન મારૂં વૈરાગ્યમાં રે લાલ,
એકક્ષણ લાખેણી જાય હો મોરી માત. દિયો અનુ. ૧૯
માતા વિચારે ચિત્તમાં રે લાલ,
રાખ્યો ન રહે એહ રે પ્રવીણ પુત્ર;
આશીષ આપી અતિ ઘણી ( સુણી ) રે લાલ,
લિયો દીક્ષા ધરી નેહ રે પ્રવીણ પુત્ર—
ધર્મ હૈયામાંહી ધરોરે લાલ. ૨૦
બેસાર્યા સેવકે સુત ભણી રે લાલ,
ઓચ્છવ કીધો અપાર રે સોભાગ સુન્દર;

આવ્યા નેમિજી આગળે રે લાલ,
ભાવે લે સંયમભાર રે સોભાગી સુન્દર;—
ધર્મ હૈયામાંહી ધરો રે લાલ. ૨૧
માતા કહે નિજ પુત્રને રે લાલ,
સાંભલ સુત ! સુજાણ રે સોભાગી સુન્દર;
સંયમ સૂધો પાળજો રે લાલ,
પામજો પદ નિર્વાણ રે ! સોભાગી સુન્દર. ધર્મ. ૨૨
એમ આશીષ માતા દિયે રે લાલ,
આવ્યાં સહુ ઘેહ એહ રે સોભાગી સુન્દર;
આવ્યા નેમિજી આગળે રે લાલ,
ગજસુકુમાલ ગુણગેહ રે સોભાગી સુન્દર. ધર્મ. ૨૩
આજ્ઞા આપો જો નેમિજી રે લાલ,
કાઉસગ્ગ કરૂં સમસાન રે સોભાગી સુન્દર;
મન થિર રાખીશ માહરૂં રે લાલ,
પામું પદ નિર્વાણ રે સોભાગી સુન્દર. ધર્મ. ૨૪
આજ્ઞા આપી નેમિજી રે લાલ,
આવ્યા જિહાં સમસાન રે સોભાગી સુન્દર;
મન થિર રાખી આપણું રે લાલ,
ધરવા લાગ્યા ધ્યાનરે સોભાગી સુન્દર. ધર્મ. ૨૫
સોમલ સસરે દેખિયા રે લાલ,
ઉપન્યું મનમાં પૂરવવૈર રે સોભાગી સુન્દર;
કુમતિ સોમલ ક્રોધે ચડયો રે લાલ,
મનમાં ન આંણી મહેર રે સોભાગી સુન્દર. ધર્મ. ૨૬

શિરઉપર બાંધી સુણો રે લાલ,
માટી કેરી પાલ રે સોભાગી સુન્દર;
ખેર અંગારા ધખધખ્યા રે લાલ,
તે મૂક્યા તતકાલ રે સોભાગી સુન્દર. ધર્મ. ૨૭
ફટ ફટ ફૂટે હાડકા રે લાલ,
તટ તટ ત્રૂટે ચામ રે સોભાગી સુન્દર;
સંતોષી સસરો વળ્યો રે લાલ,
તુરત સાર્યું તેનું કામ રે સોભાગી સુન્દર. ધર્મ. ૨૮
સોભાગી શુકલ ધ્યાને ચઢયો રે લાલ,
ઉપન્યું કેવલ નાણ રે સોભાગી સુન્દર;
ક્ષણમાં કર્મ ખપાવીને રે લાલ,
મુનિ મુગતે ગયાં જાર સોભાગી સુન્દર. ધર્મ. ૨૯
ગજસુકુમાલ મુગતે ગયા રે લાલ,
વન્દું વારંવાર રે સોભાગી સુન્દર;
મન થિર રાખ્યું આપણું રે લાલ,
પામ્યા ભવનો પાર રે સોભાગી સુન્દર. ધર્મ. ૩૦
શ્રીવિજયધર્મસૂરિતણો રે લાલ,
રાજવિજય ઉવજ્ઝાય રે સોભાગી સુન્દર;
તસ શિષ્ય લક્ષણ ગુણે કરી રે લાલ,
પભણું તે સુગુરૂપસાય રે સોભાગી સુન્દર. ધર્મ. ૩૧
સોળસેં ને બાસઠ સમે રે લાલ,
સાંગાનેર મઝાર રે સોભાગી સુન્દર;
ગુણ ગાયા માસ ફાલ્ગુણે રે લાલ,
શુકલ છઠ સોમવાર રે સોભાગી સુન્દર. ધર્મ. ૩૨

કહે 'મકન' મેહનતણો રે લાલ,
સાધુતણી સજ્ઝાય રે સોભાગી સુન્દર;
ભણજો ગુણજો ભલી ભાતસ્યું રે લાલ,
પામજો ભવનો પાર રે સોભાગી સુન્દર. ધર્મ. ૩૩

## પરિશિષ્ટ ૯ મું.

### શાલિભદ્રમુનિ.

પ્રથમ ગોવાળીયાતણે ભવેજીરે, દીધું મુનિવર દાન;
નયરી રાજગૃહી અવતર્યોજી, રૂપે મદનસમાન—
સોભાગી! શાલિભદ્ર ભોગીરે હોય. (એ આંકણી.) ૧
બત્રીસ લક્ષણ ગુણે ભર્યોજીરે, પરણ્યો બત્રીસ નાર;
માણસને ભવે દેવનાંજીરે, સુખ વિલસે સંસાર. સો. ૨
ગોભદ્ર શેઠ તિહાં પૂરવેજીરે, નિતનિત નવલારે ભોગ;
કરે સુભદ્રા ઉવારણાજીરે, સેવ કરે બહુ લોગ. સો. ૩
એકદિન શ્રેણિક રાજિયોજીરે, જોવા આવ્યોરે રૂપ;
શરીર સુકોમળ અતિ ઘણુંજીરે, દેખી હરખ્યો ભૂપ. સો. ૪
વત્સ વૈરાગે ચિંતવેજીરે, મુજ શિર શ્રેણિક રાય!
પૂરવ પુણ્ય મેં નવિ કિયાંજીરે, (હવે) તપ આદરશું માય! સો. ૫
ઇણે અવસરે શ્રીજિનવરૂજીરે, આવ્યા ઉદ્યાનની માંહ્ય;
શાલિભદ્ર મન ઉમહ્યોજીરે, વાંદ્યા પ્રભુના પાય. સો. ૬
વીરતણી વાણી સુણીજીરે, વૂઠયો મેહ અકાળ;
એકેકી દિન પરિહરેજીરે, જિમ જળ છંડેરે પાળ. સો. ૭

માતા દેખી ટળવળેજીરે, માછલડી વિણ નીર;
નારી સઘળી પાયે પડેજીરે, ધરમ ન છંડો ધીર! સો. ૮
વહુઅર સઘળી વીનવેજીરે, સાંભળો સાસુ વિચાર;
સર છંડી પાળે ચડયોજીરે, હુંસલો ઉડણહાર. સો. ૯
ઇણ અવસર તિહાં ન્હાવતાંજીરે, ધન્ના શિર આંસુ પડંત;
કવણ દુઃખ તુજ સાંભર્યુંજીરે, ઊંચુ જોઇ કહે કંત. સો. ૧૦
ચંદ્રમુખી મૃગલોચનીજીરે, બોલાવી ભરતાર;
બંધવ વાત મેં સાંભળીજીરે, નારીનો પરિહાર. સો. ૧૧
ધન્નો ભણે સુણ ઘેલડીજીરે, શાલિભદ્ર પૂરો ગમાર;
જો મન આણ્યું છંડવાજીરે, વિલંબ ન કીજે લિગાર. સો. ૧૨
કરજોડી કહે કામનિજીરે, બંધવ સમો નહિ કોય;
કહેતાં વાતજ સોહેલીજીરે, કરતાં દોહેલી હોય. સો. ૧૩
જા રે જો તેં ઇમ કહ્યુંજીરે, તો મેં છંડીરે આઠ!
પિઉડા! મેં હસતાં કહ્યુજીરે, મૂકો છો શા માટ? સો. ૧૪
ઘણુ વચને ધન્નો નિસર્યોજીરે, જાણે પંચાયણ સિંહ
જઇ શાળાને સાદજ કર્યોજીરે, ઘેલા! ઉઠ અબીહ. સો. ૧૫
કાળ આહેડી નિત ભમેજીરે, પૂઠે મ જોઇશ વાટ;
નારી બંધન દોરડીજીરે, ત્રોડી લે શુભ વાટ. સો. ૧૬
જિમ ધીવર તિમ માછલોજીરે, ધીવરે નાંખીરે જાળ;
પરૂપુ પડી જિમ માછલોજીરે, તિમહિ અચિંત્યો કાળ. સો. ૧૭
જોવનભર બિહુ નિસર્યાજીરે, પહોત્યા વીરજીની પાસ;
દીક્ષા લીધી રૂયડીજીરે, પાળે મન ઉલ્લાસ. સો. ૧૮
માસખમણને પારણેજીરે, પૂછે ીજીનરાજ;
અમને શુદ્ધજ ગોચરીજીરે, લાભ દેશે કુણ આજ? સો. ૧૯

માતા હાથે પારણોજીરે, થાશે તમનેરે આજ;
વીરવચન નિશ્ચય કરીજીરે, આવ્યા નગરીમાંજ. સો. ૨૦
ઘર આવ્યા નવિ ઓળખ્યાજીરે, ફરિયા નગરી મઝાર;
મારગ જાતાં મહિયારડીજીરે, સ્હામી મળી તેણિવાર, સો. ૨૧
મુનિ દેખી મન ઉલ્લસ્યુંજીરે, વિકસિત થઇ તસ દેહ;
મસ્તક ગોરસ સૂઝતોજીરે, પડિલાભ્યો ધરિ નેહ. સો. ૨૨
મુનિવર વોહરી ચાલિયાજીરે, જિન પાસેરે આય;
મુનિ સંશય જઈ પૂછીયોજીરે, દાન ન દીધુંરે માય. સો. ૨૩
વીર કહે તુમ સાંભળોજીરે, ગોરસ વોહર્યોરે જેહ;
મારગ મળી મહિયારડીજીરે, પૂર્વજન્મ માય એહ. સો. ૨૪
પૂરવભવ જિન મુખે લહીજીરે, એકત્ર ભાવેરે દોય;
આહાર કરી મુનિ ધારિયોજીરે, અણુસણ શુદ્ધજ હોય. સો. ૨૫
જિન આદેશ લહી કરીજીરે, ચઢિયા ગિરિ વૈભાર;
શિલા ઉપર જઈ કરીજીરે, દોય મુનિ અણુસણ ધાર. સો. ૨૬
માતા ભદ્રા સંચર્યાજીરે, સાથે બહુ પરિવાર;
અંતેઉર પુત્રતણોજીરે, લીધો સઘળે રે લાર. સો ૨૭
સમવસરણે અભિગમ વડેજીરે, વાંદ્યા વીર જગતાત;
સકળ સાધુ વંદી કરીજીરે, પુત્ર જોવે નિજ માત. સો. ૨૮
જોઈ સઘળી પરષદાજીરે, દીઠા ન દોય મુનિરાય;
કરજોડી કરે વિનતીજીરે, ભાખે શ્રીજીનરાય. સો. ૨૯
વૈભાર ગિરિ જાઈ ચડયાજીરે, મુનિ દરિસણ ઉમંગ;
સહુ પરિવારે પરવર્યાજીરે, તે સહુ પહોત્યાં શૃંગ. સો. ૩૦
દોય મુનિ અણુસણ ઉચ્ચરીજીરે, ઝીલે ધ્યાન મઝાર;
મુનિ દેખી વિલખાં થયાંજીરે, નયણે નીર અપાર. સો. ૩૧

ગદ ગદ શબ્દે બોલતીજીરે, મળિ બત્તિસેરે નાર;
પિઉડા ! બોલો બોલડાજીરે, જિમ સુખ હોય અપાર સો. ૩૨
અમે તો અવગુણનાં ભર્યાંજીરે, તમે સહી ગુણ ભંડાર;
મુનિવર ધ્યાન ચુકયા નહીજીરે, તેહને વચને લગાર. સો. ૩૩
વીરા ! નયણે નિહાળીએજીરે, જિમ મન થાયે પ્રમોદ;
નયણ ઉઘાડી જોઇયેજીરે, માતા પામેરે મોદ. સો. ૩૪
શાલિભદ્ર માતા મોહથીજીરે, પહોત્યા અમર વિમાન;
મહાવિદેહે સીઝશેજીરે, પામી કેવલજ્ઞાન. સો. ૩૫
ધન્નો ધર્મિ મુગતે ગયોજીરે, પામી શુકલધ્યાન;
જે નરનારી ગાયશેજીરે, સમયસુન્દરની વાણ. સો. ૩૬

-

## પરિશિષ્ટ ૧૦ મું.

### શ્રીજમ્બૂસ્વામી

સરસ્વતિ સ્વામીની વીનવું, સદ્‌ગુરૂ લાગુંજી પાય;
ગુણરે ગાશું જંબુસ્વામીના, હરખ ધરી મનમાંહ્ય.
ધન ધન ધન જંબુસ્વામીને ! આંકણી. ૧
ચારિત્ર છે વત્સ ! દોહિલું, વ્રત છે ખાંડાની ધાર;
પાયે અડવાણેજી ચાલવું, કરતાજી ઉગ્ર વિહાર. ધન ૨
મધ્યાન પછી કરવી ગૌચરી, દિનકરે દાઝેજી પાય.;
વેળુ કવળ સમ કોળીયા, તે કેમ વાળ્યારે જાય. ધન ૩
કોડી નવાણું સોવનતણી, તમારે છે આઠેજી નાર;
સંસારતણાં સુખ સુણ્યાં નહી, ભોગવો ભોગ ઉદાર. ધન ૪

રામે સીતાને વિજોગડે, બહુજ કર્યારે સંગ્રામ;
છતીરે નારી તમે શું તજો, શું તજો ધન ને ધામ. ધન ૫
પરણીને શું જી પરિહરો, હાથ મળ્યાનો સંબંધ;
પછી તે કરશો સ્વામી! ઓરતો, જિમ કીધો મેઘમુણિંદ. ધન ૬
જંબુ કહેરે નારી સુણો, અમ મન સંયમ ભાવ;
સાચો સનેહ કરી લેખવો, તો સંયમ લ્યો અમ સાથ! ધન ૭
તેણે સમે પ્રભવોજી આવિયો, પાંચસે ચોર સંઘાત;
તેને પણ જંબૂસ્વામીયે બૂઝવ્યો, બૂઝવ્યા માત ને તાત. ધન ૮
સાસુ સસરાને બૂઝવ્યા, બૂઝવી આઠેજી નાર;
પાંચસેં સત્તાવીશશું, લીધો સંયમભાર. ધન ૯
સુધર્માસ્વામી પાસે આવિયા, વિચરે મનને ઉલ્લાસ;
કર્મ ખપાવી કેવલ પામીયા, પહોત્યાજી મુક્તિ આવાસ. ધન ૧૦

---

## પરિશિષ્ટ ૧૧ મું.

### શ્રીમેઘ માર

ધારણી મનાવેરે મેઘકુમારનેરે, તું મુજ એકજ પુત્ર;
તુજ વિણ જાયારે! દિનડા કિમ ગમે?
રાખો રાખો ઘરતણાં સૂત્ર. ધારણી. ૧
તુઝને પરણાવુંરે આઠ કુમારિકારે, સુંદર અતિ સુકુમાળ;
મલપતિ ચાલેરે જેમ વન હાથણીરે,
નયણ વયણ સુવિશાળ. ધારણી. ૨
મુજ મન આશારે પુત્ર હતી ઘણીરે, રમાડીશ વહુનાંરે બાળ!

વ અટારોરે દેખી નવિ શકયોરે,
ઉપાયો એહ જંજાળ ! ધારણી. ૩
ધણ કણ કંચનરે ઋદ્ધિ ઘણી અછેરે, ભોગવો ભોગ સંસાર;
છતિ ઋદ્ધિ વિલસોરે જાયા ! ઘર આપણેરે,
પછી લેજો સંયમભાર. ધારણી. ૪
મેઘકુમારે રે માતા બૂઝવીરે, દીક્ષા લીધી વીરજીની પાસ;
પ્રીતિવિમળરે ઇણિપરે ઉચ્ચરે,
પહોતી મ્હારા મનડાની આશ ! ધારણી. ૫

---

# પરિશિ ૧૨ મું.

## શ્રીધન્ના—અણગાર

શ્રીવીરજિનેશ્વર નમત સુરેશ્વર, ચોત્રીસઅતિશય કરી છાજે;
સકળ કર્મ ભય ભર્મ મિટાયા, વાણી પેંતીસ જયોં ઘન ગાજે.
પાખંડી ખંડ અફંડ કરે નહી, ભગે શિયાળ જયોં સિંહ દેખી;
અપરંપાર મહિમા જિનવરકા, હોયે ખુશી ભવિજન પેખી.
ગામ નગરપુર પાટણ ફિરતે, નગર રાજગૃહીકું આયા;
ધન ધન્ના મુનિરાજ ઋાજ સમ, સબ મુનિવરમેં સરસાયા. ધ. ૧
બાગવાન દિલ હરખ આનકે, કહેતા શ્રેણિકરાજનકે;
પુણ્યઉદય પ્રભુ બાગમેં આયે, સંત બહુત મુનિ હે ઉનકે.
બિદા દેકેં ચલે સજ અસ્વારી, વંદન કર બેઠે સામે;
પ્રભુજી દે ઉપદેશ સભામે, પૂછે શ્રેણિક શિરનામે.
કહો મુજ દીનદ ળ! કૃપા કર, તુમ ખ ણુક જગરાયા; ધ. ૨

ચઉદ સહસ મુનિ સંગ આપકે, શિવપુર આશ કરે ારા;
નિજમે તજ હે કોન ઇનોમેં, કરણીમેં દુકકરકારા;
પ્રભુજી કહે સબ મોતીમાળ સમ, સંયમ કરણી હુંશિયારા;
દુકકર દુકકરકાર સકળમેં, ધન્ના મુનિવર અધિકારા !
નામ ઠામ કરણીકા પરશન, પૂછે શ્રેણીક ઉમાયા; ધ. ૩
કાકંદીનગરીકે અંદર, ગાથાપતિણી ભદ્રા નામે;
ધન્નો સુત ગુણવંત વિચક્ષણ, બહોતેર કળા જોવન પામે.
બત્તિસ લડકી ભૂપતિયાંકી, બહુત ધૂમસે પરણાઇ;
બત્તિસ બત્તિસ જિનસાં દાયજે, સબ એકસો બા વ ાઇ.
પડે નાટક ધમકાર મહેલમેં, ભોગ ભોગવે મન ચાયા; ધ. ૪
એક દિન ત્રીશલાનંદ દિવાકર, કાકંદીનગરી આયા;
જિતશત્રુનૃપ પ્રજાલોક સબ, શ્રીજીનદરિસણકું ધાયા.
ધન્નાશેઠ પણ આયા ઉલટ ધર, વંદન કર બેઠે ાઇ;
ફરમાયા ઉપદેશ ધરમકા, ધિગ ધિગ ધિગ હે જગતાઇ.
રાચ રહ્યા જગ જીવ અજ્ઞાની, માને મેરી સંપત માયા; ધ. ૫
તન ધન જોવન સર્વ અથિર હે, પુદગળ શોભા હે સારી;
માત પિતા ઔર કુટુંબ કબિલા, મતલબકી જગમેં યારી.
ત્રાણ શરણ નહિ મરણ રોગમેં, ઇસમે કુછ નહિ હે શંકા;
કાંચકી શીશી ફુટે પલકમેં, મત મગરૂર કરે ંગકા.
ધરમ ધ્યાન હોઈ તુઝ હે સંગી, જગ બ સુપનેકી માયા; ધ. ૬
કામ ક્રોધ મદ રાગ દ્વેષ છળ, સકલ કરમકે બંધન હે;
ચેતનકું બેહાલ કરે હે, ચાર ગતિ દુઃખ ફંદન હે.
જબ લગ જરા વ્યાધી નહિ આવે, ઇન્દ્રિયકા બળ ઘટે તેરા;
જિસ પહેલે હુંશીયાર હોય કર, ધરમધ્યાન કરી લ્યો હેરા.

શિવસુખકી જો ચ્હાય તુમારે, એ કહેણી માનો ભાયા; ધ. ૭
ધન્નોશેઠ વૈરાગ આણુ દિલ, કહે શાલિભદ્રશું શિરનામી:
આપ કહી સો હે સબ સચ્ચી, મેં સંયમ લેવણ કામી.
જનનીકી આજ્ઞા લે આઉં, પ્રભુ કે ગુણ તુમ તાંઈ;
દેર કરો મત ધર્મ કામમેં, ગઇ પળ ફેર આવે નાંઈ.
બન્દન કર ચલ આયા માતપે, અનુમતિ માગે ઉલટાયા: ધ. ૮
પુત્ર સવાલ સુણી તત્ક્ષણ સા, મૂર્છા ખાય પડી ધરની:
દાસી મિલકર કરી સચેતન, આંખો ખુંદનસેં ઝરતી.
કહે પુત્રકું સંયમ કિરિયા, દુર્લભ હે તુજનું ભાઈ !
બત્તીસ તરૂણી લઘુવયે સારી, હાલ જાયે મત છટકાઈ.
મેરે પીછે તુજ વૃદ્ધવય આયાં, ફિર સંયમ લીજે જાયા ! ધ. ૯
ખડગ–ધાર ઔર છુરી પાનપર, ચલણાં દુષ્કર અધિકાઇ;
લોહ–ચણા મેણ–દાંતે ચાવણા, વેળુ–કવળ નહિ સરસાઇ.
પવનશું કોથળો ભરવો જૈસે, મેરૂ તોલણો કઠીણાઇ;
ગંગાનદીકી ધાર પકડ કર, ચડનાં જૈસેં ગગનમાંઇ.
ઐસે સંયમ દુક્કર દુક્કર, તેરી હે કોમળ કાયા; ધ. ૧૦
જનનીકા એ સવાલ સમજ કર, ધન્નો કહે સુણરે માઇ !
નારી ક્યારી નરક કુંડકી, ફળ કિંપાકસી દરસાઇ.
કાળ જોરાવર તિનલોકમેં, છોડે નહી એ કિસ તાંઈ;
કોણ વખત ઔર કવણ યોગસેં, પહેલાં પીછે ખબર નાંઇ.
મેરે તાંઈ ! ઝટ દે દે આજ્ઞા, (મેં) જનમ મરણસેં ગભરાયા; ધ. ૧૧
સંયમ મારગ દુક્કર દુક્કર, ઇસમેં ફરક નહી માતા !
કાયર ક્રોણુ નિર્બળ નર ઔર, ઇણ ભવકી ચાહત શાતા.
પરભવકી નહિ ચાહત જિસકે; સો સંયમશું થરરાતા;

શૂરવીરકું હજ હે સંયમ, જગકા જુઠા હે નાતા.
જો પળ જાવે સો નહિ આવે, જગનાયકને દરસાયા; ધ. ૧૨
સવાલ જવાબ ભયે મા બેટાકે, અધિકથકી આજ્ઞા દીની;
બહુત મોચ્છવ ઔર ઉલટ ભાવસેં, ધન્નાયે દીક્ષા લીની.
હાથ જોડકર કહે પ્રભુજીશું, જાવજીવ છઠતપ ધારૂં;
પારણે આંબિલ આહાર નાંખતો, મિલે તો લઉં પારણા સારૂં.
ભગવંત કહે તુમ સુખ હોય સો, કરો દેવાનુપ્રિય ડાણા ! ધ. ૧૩
ચડતે ભાવ ઔર સમપરિણામેં, તપ ધાર્યો દુક્કરકારી;
કોઈ દિન આહાર મિલે નહિ મુનિકું,કોઇ દિન નહિ મિલતા વારી.
સૂકાલૂખા તન ભયા ભુખસેં, લોહી માંસ સબ સૂકાણો;
કાચા તુંબાસો શીશ મુનિકો, નેત્ર પ્રાંત તારા જાણો.
ઊંડા કડેવાસો પેટ જ્યું દીષે, રસના પાન જો સૂકાયા; ધ. ૧૪
અંબપેશી જ્યું નાસિકા ઋષિકી, કાચરી છાલ જ્યું કાન કયા;
ઢંકપંખી જ્યું જંઘા દરસે, સૂકા સરપ જ્યોં બદન ભયા.
કાકપાવ જ્યું પાવકી પિંડી, આંગળી સૂકી જ્યોં મુગફળી;
ન્યારા ન્યારા હાડ દીસે સબ, અલગ અલગ સોળે પસળી;
સકળ ખુલાસા હે શાસ્તરમેં, શ્રીમુખ સાહેબ ફરમાયા; ધ. ૧૫
કોયલાતિક ઔર એરંડ લકડકો, ચલતો ગાડો બજે જૈસે;
ઊઠતાં બેસતાં હાલતાં ચાલતાં, મુનિકે હાડ બજે તૈસે.
તપતેજસેં પુષ્ટ ભયા મુનિ, નિર્બળ બહુત ભયે તનમેં;
ફિરતે ફિરતે શબ્દ બોલતે, સુણતે ખેદ પાવે મનમેં.
આયુષ્યબળસેં કામ કરે સબ, ભાવ સંયમ નિશ્ચળ ઠાયા; ધ. ૧૬
શ્રેણિક સુણી હવાલ મુનિકા, પ્રભુકું વંદે શિરનામી;
ધન્નામુનિકે પાસ જાયકે, કહે તુમ ધન! અંતરજામી!

સફળ કિયો તુમ મનુષ્યજનમકો, કરણીમેં કુછ નહિ ખામી;
છતા ભોગ છટકાય દિયા સબ, દુક્કર તપ કિરિયા કામી.
તુમ હો ગરીબનિવાજ દયાનિધિ, ચરણશરણ સુજમાન ભાયા: ધ. ૧૭
સુનિકા કરી ગુણગ્રામ ભૂપતિ, પ્રભુ પ્રણમી ગયે નિજ ઠામે;
દિન કેતા રહી વિહાર કિયો પ્રભુ, વિચરે પુર પાટણ ગ્રામે.
કોઇ દિન રાજગૃહીનગરીમેં, સમોસર્યા ફિર જિનરાયા;
ધર્મજાગરણામેં સુનિ ચિંત્યો, શક્તિ નહિં કિંચિત કાયા.
દિન ઉગ્યા પ્રભુ આજ્ઞા લેકર, સાધુ સાધવી ખમાયા; ધ. ૧૮
વિપુલગિરિ પર્વતપર ચઢકે, પાદોપગમ અણસણ કીના;
એક માસ સંથારો આરાધિ, ઋષિ સરવારથસિદ્ધ લીના.
અરથ પાઠ પઢે અંગ ઇગ્યારા, નવ મહિના દીક્ષા પાળી;
આદિ અંત ચઢતે પરિણામે, બહોત કરમ દિયા પરજાળી.
સાત-લવકા રહ્યા કમતિ આઉખા, એકાવતારી સો પદ પાયા; ધ. ૧૯
કોડી તિન પંચ લાખકે ઉપર, સહસ્ર એક સઠ તિનસેં જાણો;
સાસ નવકા-શ્વાસ બતાયા, સુકૃત કરણીકે માનોં.
એકસો સિત્તેર કોડીકે ઉપર, લાખ સત્તાણું પળ કહીયે;
સહસ્ર અઠ્ઠાણું નવસેં છન્નું, ત્રીજો ભાગ અધિક લહીયે.
એક એક દમપર ઇતની પળકો, સર્વાર્થસિદ્ધમેં સુખ પાયા; ધ. ૨૦
સંવત ઓગણીસે આડતીસ સાલે, ચૈત્ર શુકલ ઇગ્યારસ આઇ;
વાર ચંદ્ર દિન પેંઠ આંબોરી, ઠાઇ દેશ દક્ષિણમાંઇ.
મહારાજ અચવંતાઋષિજી પ્રસાદે, તિલોકઋષિ લાવણી ગાઇ;
ગુણીજનની તારીફ કરી યહ, અશુભકર્મકે ક્ષય તાંઇ.
ઐસી સમજ સબ ગાનાં ગુણી ગુણ, કામસિદ્ધિસુખ સવાયા; ધ. ૨૧

# પરિશિષ્ટ ૧૩ મું.

## શ્રીસ્થુલિભદ્રમુનિ.

કવિ૦–શ્રીસ્થૂળિભદ્ર મુનિગણમાં સિરદાર જો,
ચોમાસું આ૦ા કોશ્યા આગાર જો;
ચિત્રામણ શાળાયે તપ જપ આદર્યા જો. ૧
કો૦–આદરિયાં વ્રત આવ્યાં છો અમ ગેહ જો,
સુંદરી સુંદર ચંપક વરણી દેહ જો;
અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો. ૨
સ્થૂ૦–સંસારે મેં જોયું સકળ સરૂપ જો,
દર્પણની છાયામાં જેવું રૂપ જો;
સુપનાની સૂખલડી ભૂખ ભાગે નહીં જો. ૩
કો૦–ના કહેશો તો નાટક કરશું આજ જો,
બાર વરસની માયા છે મુનિરાજ ! જો;
તે છોડી કેમ જાઉં હું આશા ભરી જો ? ૪
સ્થૂ૦–આશા ભરિયો ચેતન કાળ અનાદી જો,
ભમ્યો ધરમને હીણ થયો પરમાદી જો;
ન જાણી મેં સુખની કરણી જોગની જો. ૫
કો૦-જોગી તો જંગલમાં વાસો વસિયા જો,
વેશ્યાને મંદિરિયે ભોજન રસિયા જો;
તુમને દીઠા એવા સંયમ સાધતા જો. ૬
સ્થૂ૦–સાધશું સંયમ ઇચ્છારોધ વિચારી જો,
કુર્માપુત્ર થયા જ્ઞાની ઘરબારી જો;
પાણીમાંહે પંકજ કોરૂં જાણિયે જો.

કો૦–જાણીએ છે સઘળી તુમારી વાત જો,
મેવા મીઠા રસવંતા બહુ જાતના જો;
અંબર ભૂષણ નવ નવ ભાંતે લાવતા જો. ૮
સ્થૂ૦–લાવતા તો તું દેતી આદરમાન જો,
કાયા જાણું રંગ પતંગ સમાન જો;
ઠાલીને શી કરવી એવી પ્રીતડી જો. ૯
કો૦–પ્રીતલડી કરતા તે રંગભર સેજ જો,
રમતા ને દેખાડંતા ઘણું હેજ જો;
રીસાણી મનાવી મુજને સાંભરે જો. ૧૦
સ્થૂ૦–સાંભરે તો મુનિવર મનડું વાળે જો,
ઢાંકયો અગનિ ઉઘાડયે પરજાળે જો;
સંયમમાંહે એ છે દૂષણ મોટકું જો. ૧૧
કો૦–મોટકું આવ્યું હતું નંદનું તેડું જો,
જાતાં ન વહે કાંઈ તમારૂં મનડું જો;
મેં તુમને તિહાં કૉલ કરીને મોકલ્યો જો. ૧૨
સ્થૂ૦–મોકલ્યા તો મારગમાંહે મળિયા જો,
સંભૂતિઆચારજ જ્ઞાને બળિયા જો;
સંયમ દીધું સમકિત તેણે શીખવ્યું જો. ૧૩
કો૦–શીખવ્યું તો કહિ દેખાડો અમને જો !
ધર્મ કરંતાં પુણ્ય વડેરૂં તમને જો !
કવિ૦–સમતાને ઘેર આવી વેશ્યા ઇમ વદે જો. ૧૪
વદે મુનીશ્વર શંકાને પરિહાર જો,
સ્થૂ૦–સમકિત મૂળે શ્રાવકનાં વ્રત બાર જો;
પ્રાણાતિપાતાદિક સ્થૂલથી ઉચ્ચરે જો. ૧૫

કવિ૦—ઉચ્ચરે તો વીત્યું છે ચોમાસું જો,
આણા લઇને આવ્યા ગુરૂની પાસે જો;
શ્રુતજ્ઞાની કહેવાણા ચૌદપૂરવી જો. ૧૬
પૂરવી થઇને તાર્યાં પ્રાણી થોક જો,
ઉજ્વળ ધ્યાને તેહ ગયા દેવલોક જો;
ઋષભ કહે નિત તેહને કરીએ વંદના જો. ૧૭

## પરિશિષ્ટ ૧૪ મું.

### વયરમુનિ—વજ્રસ્વામિ.

સાંભળજો તમે અદ્દભુત વાતો, વયરમુનિવરનીરે;
ખટમહિનાના ગુરૂ ઝોળીમાંહી, આંખે કેલિ કરંતારે.
ત્રણ વરસના સાધવી મુખથી, અંગ અગ્યાર ભણંતારે. સાં. ૧
રાજસભામાં નહિં ક્ષોભાણા, માત સુખડલી દેખીરે;
ગુરૂયેં દીધાં ઓઘો મુહપતિ, લીધાં સર્વ ઉવેખીરે. સાં. ૨
ગુરૂ સંઘાતે વિહાર કરે મુનિ, પાળે શુદ્ધ આચારરે;
બાળપણાથી મહા ઉપયોગ , સંવેગી શિરદારરે. સાં. ૩
કોળાપાકને ઘેબર ભિક્ષા, દોય ઠામે નવિ લીધીરે;
ગગનગામિની વૈક્રિયલબ્ધિ, દેવે જેહને દીધીરે. ાં. ૪
દશપૂરવ ભણિયા તે મુનિવર, દ્રગુપ્ત ગુરૂ પાસેરે;
રાર વ પ્રમુખ જે લબ્ધિ, પરગટ જાસ પ્રકાશેરે. સાં. ૫
કોડિ સેંકડા ધનને સંચે, કન્યા રૂકમણિ નામેરે;
શેઠ ધનાવો દીયે પ ન લીયે, વધતે શુભપરિણામેરે. સાં. ૬

દેઈ ઉપદેશ ને રૂકિમણિ નારી, તારી દીક્ષા આપીરે;
યુગપ્રધાન જે વિચરે જગમાં, સૂરજતેજ પ્રતાપીરે. સાં. ૭
સમકિત શિયળ તુંબ ધરિ કરમાં, મોહસાયર કર્યો છોટોરે;
તે કેમ બૂડે નરયનદીમાં, એ તો મુનિવર મોટોરે. સાં. ૮
જેણે દુર્ભિક્ષ સંઘ લેઇને, મૂકયો નગર સુકાળરે;
શાશનશોભા ઉન્નતિકારણ, પુષ્પ પદ્મ વિશાળરે. સાં. ૯
બોધરાયને પણ પ્રતિબોધ્યો, કીધો શાસન રાગીરે;
શાસનશોભા વિજયપતાકા, અંબર જઇને લાગીરે. સાં. ૧૦
વિસર્યો શુંઠ ગાંઠિયો કાને, આવશ્યક-વેળા જાણ્યોરે;
વિસરે નહિ પણ એ વિસરિયો, આયુ અલ્પ પિછાણ્યોરે. સાં. ૧૧
લાખ સોનઇયે હાંડી ચડે જિમ, બીજે દિન સુકાળરે;
એમ સંભળાવ્યું વીર(વજ્ર)સેનને, જાણી અણસણકાળરે. સાં. ૧૨
રથાવર્તગિરિ જઈ અણસણ કીધું, સોહમ હરિ તિહાં આવેરે;
પ્રદક્ષિણા પર્વતને દેઇને, મુનિવર વંદે ભાવેરે. સાં ૧૩
ધન્ય ! સિંહગિરિસૂરિ ઉત્તમ, જેહના એ પટધારીરે;
પદ્મવિજય કહે ગુરૂપદપંકજ, નિત્ય નમિયે નરનારીરે. સાં. ૧૪

———ooo———

# પરિશિષ્ટ ૧૫ મું.

## રાવણ—દશકન્ધર.

અષ્ટાપદગિરિ જાત્રા કરણકું, રાવણ પ્રતિહારિ આયા;
પૂષ્પક નામેં વિમાનમાં બેસી, મંદોદરી સુહાયા,
શ્રીજિન પૂજી લાલ, સમકિત નિરમલ કીજે;
નયણેં નીરખી લાલ, નરભવ સફલો કીજે.
હઈડે હરખી લાલ, સમતા સંગ કરીજે. આંકણી. શ્રી. ૧
ચઉમુખ ચઉગતિ હરણ પ્રસાદે, ચઉવિસે જિન બેઠા;
ચઉદિસિ સિંગાસન સમ નાસા, પૂરવ દિસિ દોય ઉઠ્ઠા. શ્રી. ૨
સંભવ આદે દક્ષણ ચ્યારેં, પશ્ચિમેં આઠ સુપાસા;
ધર્મ આદિ ઉત્તર દિસિ જાણો, એવં જીન ચઉવિસા. શ્રી. ૩
બેઠા સિંહતણે આકારે, જિણહર ભરતે કિધાં;
રયણ બિંબ મૂરતિ થાપિને, જગ જસવાદ પ્રસિદ્ધા. શ્રી. ૪
કરે મંદોદરી રાણી નાટક, રાવણ તંતી બજાવે;
માદલ વિણ તાલ તંબુરો, પગરવ ઠમ ઠમકાવે. શ્રી. ૫
ભક્તિ ભાવે ઇમ નાટિક કરતાં, ત્રૂટિ તંતી વીચ્યાલે;
સાંધી આપ નસા નિજ કરની, લઘુ કલાસ્યું તતકાલે. શ્રી. ૬
દ્રવ્ય ભાવશું ભક્તિ ન ખંડી, તો અક્ષયપદ સાધ્યું;
સમકિત સુરતરૂ ફલ પામીને, તીર્થંકરપદ બાંધ્યું. શ્રી. ૭
ઇણિપરિ ભવિજન જે જિનઆગેં, બહુપરેં ભાવના ભાવે;
જ્ઞાનવિમલ ગુણ તેહના અહનિસ, સુરનર નાયક ગાવે. શ્રી. ૮

# આ પૂર્વેના મૌક્તિકો માટે કેટલાક વિચારો.

( ૮ )

Dani Bungalow
Walkeshwar Road.
તા. ૨૬–૧૨–૧૪.

* * જીવણચંદ સાકરચંદ ઝવેરી

* * * * *

શ્રીઆનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લું તથા બે બીજાં પુસ્તકો આપ આપી ગયા હતા તે માટે * માનું છું. કાવ્ય મહોદધિની પ્રસ્તાવના અગાઉ વાંચી હતી છતાં ફરીથી ધ્યાનપૂર્વક વાંચી ગયો છું. આપને મળીશ ત્યારે એમાંના કેટલાક વિવાદગ્રસ્ત પ્રશ્નો તથા દોષો વિશે વાત કરીશું. કાવ્યો હજૂ વંચાયાં નથી. પણ વાંચી જવા ઉમેદ છે. તો પણ ાખો ગ્રન્થ જોતાં સંપાદકના કાર્યમાં * યશ મેળવ્યો છે એવો ધન્યવાદ આપી શકાય છે. આવાં મૌક્તિકો સત્વર બહાર પાડી ગુજરાત, ગુજરાતી સાહિત્ય, અને જૈનોનું ગૌરવ જગતને રોશન કરશો. મ્હારે એક સૂચના કરાવની છે. આ ગ્રંથમાલામાં સંસ્કૃત ગ્રંથો પણ છાપી શકાય છે તો ગુજરાતનાં ઈતિહાસને લગતા અપ્રસિદ્ધ સંસ્કૃત, પ્રાકૃત અને ગજરાતી ગ્રંથો પ્હેલા છપાવો તો

* ૭ સૂધીના મૌક્તિક ૨ જામાં છપાયાં છે.

કેમ ! દ્વાશ્રય, પ્રબંધચતુર્વિંશતિ, કુમારપાલપ્રબંધ, કુમારપાલચરિત, સુકૃત સંકીર્તન, વસ્તુપાલ તેજપાલચરિત, વગેરે તરફ આપનું અને ફંડના ટ્રસ્ટીઓનું લક્ષ ખેંચું છું.

* * * * *

લી. રણજીતરામ વાવાભાઈ

તા. કઃ—બીજી પણ સૂચના કરૂં છું. ઉત્તમ રાસાઓ બધા છપાતા વખત લાગશે માટે શરૂઆતમાં તેના ઉત્તમ ભાગનું દોહન કરી "કાવ્યમાધુર્ય" કે "કવિના પ્રવેશ" જેવું એક પુસ્તક રચાવવા જેવું છે. બ્રાહ્મણોએ જૈન ગુજરાતી સાહિત્યની ઉપેક્ષા દ્વેષ બુદ્ધિથી નહીં પણ બીન વાકેફગારીથી કરી છે એ લક્ષમાં લેવા જેવું છે. પારસી અને મુસલમાનોનું લખેલું ગુજરાતી સાહિત્ય એવીજ ઉપેક્ષા પામ્યું છે.

ર. વા.

---

( ૯ )

શ્રીઆનંદ કાવ્ય મહોદધિ—મૌક્તિક ૧ લું—સંગ્રહ કર્તા જીવણચંદ સાકરચંદ ઝવેરી. આ ગ્રંથ શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી ઝવેરી નગીનભાઈ ઘેલાભાઈ માર્ફત પ્રસિદ્ધ થએલ છે. આ કાવ્ય મહોદધિમાં જુદા જુદા પ્રાચીન રાસોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. શાલિભદ્ર, કુસુમશ્રી, કુમારપાળ, અશોકચંદ્ર તથા રોહિણીરાસ, પ્રેમલાલક્ષ્મી વિગેરે રાસો ઘણાજ પ્રાચીન અને ગુર્જર સાહિત્યના શણગાર રૂપ

હોઇ તેનો સંગ્રહ ઘણોજ કિમતિ થઇ પડયો છે. ગુજરાતી સાહિત્યમાં વધારે કોનો હિસ્સો છે તે આ પુસ્તકથી જણાઇ આવે છે.

આ ગ્રંથમાં એકત્ર કરવામાં આવેલ પ્રાચીન કાવ્યો એ ગુજરાતી જૈન સાહિત્ય છે અને એ સાહિત્ય–કાવ્યને રાસ રૂપે ઓળખવામાં આવે છે. રાસનો સામાન્ય અર્થ દેવની કરવો–લલકારવું, રાસક્રીડા અને કથા એવો થાય છે. તે ઉપરથી પદ્ય કાવ્ય કથાઓને રાસ રાસો અને રાસા કહેવાનો પ્રથા પડયો હોય અગર લોકોમાં સંસ્કૃત પ્રાકૃત જ્ઞાનની ખામી થઇ અને ગુજરાત તેમજ અન્ય પ્રદેશોમાં પ્રચલિત ભાષા તે તે પ્રદેશોમાં બોલાતી થઇ ત્યારે ગુજરાતી ગદ્યની અંદર રસની ખામી રહી તેથી શ્રોતાઓને રસ ઉત્પન્ન કરી નીતિને રસ્તે જોડાવામાં આનંદ આપનારા તથા મહાજનોની ખ્યાતિ કાયમ રાખનારા પદ્ય કથાબંધ ગુજરાતી ગ્રંથને રાસ તરીકે કહ્યા હોય તેમ અવબોધાય છે.

આ કાવ્ય સહોદધિમાં જે રાસો મુકવામાં આવ્યા છે, તેમાં પહેલી પંક્તિએ મુકવા લાયક ધર્મોપદેશ શ્રીઅશોક રોહિણીમાં છે. શ્રીશાલિભદ્ર અને શ્રીકુસુમશ્રી તથા શ્રીપ્રેમલાલચ્છીમાં પણ તેવોજ ઉપદેશ આપ્યો છે. આ ચારે કર્તાની કાવ્યશક્તિ માટે અને જ્ઞાન સામર્થ્ય માટે વિદ્વાનોનો ઉંચો મત છે. જેમ ધર્મના મુખ્ય ચાર અંગ દાન, શીલ, તપ, અને ભાવના છે; તેવીજ રીતે આ કાવ્ય સહોદધિમાં પણ જુદા જુદા રાસો દાન, શીયલ, તપ અને ભાવનાના ઉચ્ચસૂત્રો દર્શાવનારા હોઈ ખાસ આવકારદાયક થઈ પડે તેવા છે.

ગુજરાતી સાહિત્યના શણગાર રૂપ આ પુસ્તકે ખરેખર સાહિત્યની સેવામાં અદ્વિતીય કાર્ય કર્યું છે. હવે ગુજરાતી ભાષા તરફ જ્યારે દૃષ્ટિપાત કરીએ છીએ, તો કેટલાક વિદ્વાનો કહે છે કે ગુજરાતી ભાષાના આદિકર્તા નરસિંહ મહેતો છે. પરંતુ જ્યારે સુક્ષ્મ દૃષ્ટિથી અવલોકીએ છીએ તો મૂળ ગુજરાતી ભાષા જૈનોથીજ છે. કારણ કે ઉપરોક્ત કવિ નરસિંહ ૧૬ મા સૈકાની પૂર્વે થયા છે. અને તે પહેલાં શ્રીગૌતમરાસાના લેખક શ્રી-વિજયભદ્ર મુનિએ 'વત ૧૪૧૨ ના આસો વદિ ૦,) ને દિને શ્રીગૌતમરાસ પૂર્ણ કર્યો છે. આ રાસાની ભાષા ગતી ગુર્જરી હોવા સાથે એટલી તો સુંદર કે ભાષાની ત્તમતા ત્રાજવે નાંખવાથીં તેનું પલ્લુ ગૌતમ રાસો મહેતાના પલ્લાંને ઉંચુ રાખ્યા વિના રહેશે નહિ. અર્થાત્ ગુજરાતી ભાષા મૂળ જૈન વિદ્વાનોથી ખેડાએલ છે. આ કાવ્ય મહોદધિ પણ ઉત્તમ ગુર્જર સાહિત્યના નમુના રૂપ છે. ગુજરાતી સાહિત્ય પ્રકાશ મ ટે મર્હુમ ઇચ્છારામ સૂર્યરામે ભાગો બહાર પાડી સારી સેવા બજાવી છે. અગર જો કે તેમાં જૈન કવિઓને વિસરી જવામાં આવેલ નથી તો પણ ખાસ જૈન તરીકે તેવી સગવડ પુરી પાડવાનું માન શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડને જ છે. અને તે સાથે રા. મનસુખલાલ રવજીભાઇએ પણ તે પછી યત્ન કર્યો છે તે જણાવવું ભુલી જવું જોઇતું નથી.

છેવટમાં આ ગ્રંથ ગુજરાતી અને જૈન સાહિત્યના શણ-ગાર રૂપ થઈ પડે તેવો છે. પાકુ પુંઠું સુંદર બાઇન્ડીગ અને સુપર રોયલ લગભગ પાંચસો પૃષ્ટનો ગ્રંથ છતાં કીમત માત્ર

રૂ. ૦-૧૦-૦ દશઆના તદન પડતર કીમત છે. સાહિત્યના પ્રચારની અભિલાષા આ યોજનાથી જરૂર પુરી પડે તે બનવા જોગ છે.

જૈનપત્ર, ભાવનગર.

તા. ૩ જાનેવારી ૧૯૧૫.

પુસ્તક ૧૩ અંક ૧ લો પાનું ૫.

:०:

(૧૦)

हमारे पा संचा कोंने निम्न लिखित चार न्थ भेजनेकी कृपां ी है:—

१ आनन्दकाव्यमहोदधि प्रथम मौक्तिक, (गुजराती)

* २—३—४ ......................

पहले न्थमें ालिभद्र रा , सुमश्री रा , मारपाल अस्ताविक ाव्य, अ ो चन्द्र-रोहिणी रा और प्रेम ालक्ष्मी रास इन पाँच गुजराती ाव्योंका ह है। प्रारंभमें लगभग ६० पृष्ठ का 'विवेचन' है जीसमें प्रत्ये ाव्यके लेख का इतिहास, ाव्यका वि ेषत्वआदि बातोंका विचार किया गया

* આ ત્રણ પુસ્તકોનો આંહીં ઉપયોગી ન હોવાથી આપ્યો નથી. પ્ર૦ કર્ત્તા.

है। लगभग ५५० पृष्ठका कपड़ेकी पक्की जिल्द बंधा हुआ ग्रन्थ है, तो भी मूल्य सिर्फ दश आना रक्खा गया है।

* दुसरा तीसरा और चौथा...... ... ... ... .....

जैन हितैषी मासिक, मुंबाई.

कार्तिक, मार्गशीर्ष। वीर संवत् २४४१.

ग्यारहवां भाग। अंक १–२. पत्र ६२।६३.

—(०)—

(११)

આનંદકાવ્ય મહોદધિ ( ૧ ):—સુરતમાં શ્વે. જૈનભાઇ-ઓમાં શેઠ દેવચંદ લાલભાઇ જૈનપુસ્તકોદ્ધાર ફંડ નામે સંસ્થા આશરે એક લાખ રૂપ્યાની થાપણની છે, જેના તરફથી ૫૦૦ પૃષ્ઠનો આ ૧૪ મો મોટો ગ્રન્થ માત્ર દશ આનાની કિંમતે બહાર પડેલો છે, જેમાં શાલિભદ્ર, કુસુમશ્રી, કુમારપાળ, અશોકચંદ્ર-રોહિણી, તથા પ્રેમલાલક્ષ્મીના રાસો આવશ્યક ટાંચણ સહિત પ્રાચીન ગુજરાતી કાવ્યોમાં છે. પ્રાચીન ગુજરાતી ભાષા કેવી હતી તે જાણવા આ ગ્રન્થ અતિવ મહત્વનો છે. એમાં વિવેચનમાં શાલિભદ્રરાસના કર્ત્તા શ્રીમતિસાર બતાવ્યા છે, પણ એ રાસના પૃષ્ઠ ૧૮–૨૯–૩૫–૩૭–૩૯–૪૨ વગેરે વાંચતા જણાય છે કે એના કર્ત્તા તો જિનરાજસૂરિ હોવા જોઇએ.

દિગંબર જૈન માસિક, સુરત.

માઘમાસ, વીર સં. ૨૪૪૧.

વર્ષ ૭ મું. અંક ૪ થો પાનું ૪.

(૧૨)

અમદાવાદ તા. ૫-૩-૧૯૧૫

* * જીવણચંદ સાકરચંદ ઝવેરી

તમારા તા. ૧૦-૨-૧૫ અને ૧૯-૨-૧૫ ના પત્રો આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૩ અને ૨ સાથે મળ્યા છે. ત્રીજા મૌક્તિકનો મોટો ભાગ કાળજીથી વાંચી ગયો છું. એ મૌક્તિકમાં આપેલા બધાએ રાસા પહેલ વહેલાજ પ્રસિદ્ધ થાય છે. તે ઉપર તમે આપેલું ટિપ્પણ ઉપયોગી છે. એ રાસાઓના કર્ત્તા વિષે તમે માહિતી આપવા જે શ્રમ લીધો છે તે પહેલા મૌક્તિકના જેવો સફળ અને પ્રશંસાપાત્ર છે. મૌક્તિક ત્રીજું ઉત્તેજનને પાત્ર છે.

બીજા મૌક્તિકમાં એક છપાયેલું કાવ્ય તમે ફરી છાપ્યું છે. રામરાસો છપાયો હતો પણ તે કેવો છપાયો હતો તે કહેવા ન રહેતાં હું એટલુંજ કહીશ કે બીજા મૌક્તિકમાં તે નવે અવતારે આવ્યો છે. એ પણ ઉત્તેજનને પાત્ર છે.

રાસા વાંચીને હું નોંધ કરૂં છું તેની તમારે જરૂર હોય તો બીજી આવૃત્તિ વખતે ઉપયોગને માટે હું તે ખુશીથી તમને આપીશ.

લિ. *

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

(૧૩)

શ્રીઆનંદ-કાવ્યમહોદધિ મૌક્તિક ૨-૩:-સૂરતમાં સ્વ. શેઠ દેવચંદ લાલભાઇનું જે એક લાખ રૂપીઆની થાપણનું જૈન-ગ્રંથજીર્ણોદ્ધાર ફંડ છે, તેમાંથી સંસ્કૃત પ્રાકૃત-ગુજરાતી ભાષના શ્વે. જૈન ગ્રંથો ઢગલાબંધ પ્રકટ થઇ રહેલા છે તેમાં હવે પ્રાચીન જૈન કાવ્યના ગ્રંથો (જૈન રાસો) પ્રકટ થવા લાગ્યા છે, જેમાંનો એક ગ્રંથ પ્રકટ થઈ ચુકયો છે અને બીજો તથા ત્રીજો એમ આ બે ગ્રથો છે, જે દરેક આશરે ૫૦૦-૫૦૦ પાનાના મજબૂત બાઇન્ડીંગના મોટા પોથાઓ હોવા છતાં કિંમત તો પડતરથી પણ ઓછી એટલે માત્ર દશ દશ આનાજ છે. બીજા મૌક્તિકમાં રાસ યશોરસાયન રાસ યાને રામરાસ તથા ત્રીજા મૌક્તિકમાં ભરતબાહુબળી રાસ, જયાનંદકેવળી રાસ, વચ્છરાજ દેવરાજ રાસ, સુરસુંદરીરાસ, નળદમયંતીરાસ, હરિબલમાછીરાસ એ છ રાસો છે અને અઘરા શબ્દોનો અર્થ પણ દરેક પાને નોટમાં આપેલો છે,જેથી કાવ્યોનો અર્થ સહેલાઇથી સમજી શકાય છે. વળી બંને પુસ્તકોમાં ૧૦૦-૧૦૦ પાનાંની તો પ્રસ્તાવનાઓ છે જે વાંચવાથી પ્રાચીન ગુજરાતી ભાષાને લગતો તથા પ્રાચીન જૈન સાહિત્યને લગતો કેટલોક ઇતિહાસ મળી આવે છે. આ સંસ્થાનો હેતુ બર લાવવામાં મુખ્ય કાર્યવાહકો પૈકી * જીવણચંદ સાકરચંદ ઝવેરી અટૂટ પ્રયાસ કરી રહેલા છે જે જણાવતાં અમને અતિ આનંદ થાય છે (અને દિગંબરી ભાઇઓમાં આવી કોઇ મોટી સંસ્થા ગુજરાતી કે હિંદી ભાષાના પ્રાચીન

ગ્રંથો સુલભ રીતે પ્રકટ કરવાની નથી, તેથી અતિશય ખેદ થાય છે એટલે કે ગ્રંથપ્રકાશન કાર્ય માટે જેટલો ઉત્સાહ આપણા શ્વેતાંબરી ભાઇઓમાં છે તેનો બેઆની પણ દિગંબરી ભાઇઓમાં નથી એ દેખીતી બીના છે.) આવા અમૂલ્ય ગ્રંથો માત્ર દશ દશ આના જેવી જૂજ કિંમતે અવશ્ય ખરીદી લેવા માટે અમો સર્વે ગુજરાતી જૈન બંધુઓને આગ્રહ કરીએ છીએ.

* * * * *

દિગંબર જૈન માસિક, સુરત,
ચૈત્ર માસ, વીર સં. ૨૪૪૧.
વર્ષ ૮ મું. અંક ૬ ઠો પાનું ૩૦.

---

( ૧૪ )

## * * * જીવણભાઈ.

આપના દ્વારાએ સંશોધન પામેલા અને શેઠ દે. લા. જૈ. પુ. ફંડ તરફથી પ્રકટ થયેલ " ાનંદકાવ્ય મહોદધિ " ના ત્રણ મૌક્તિકો આપે મારા અભિપ્રાયઅર્થે મોકલ્યા તે માટે**માનું છું.

મને જોઇને હર્ષ થાય છે કે, મારી હમેશની જે ફર્યાદ છે કે, જૈન સમાજ વ્યાપારી વર્ગની હોઇ, ગંભીર એવા જૈન સાહિત્યની તેને કદર ન હોઇ જૈન સાહિત્યના ઉદ્ધાર અર્થે તેનાથી ( જૈન સમાજથી ) બહુજ નિર્જીવ પ્રયાસ થાય છે, તે ફર્યાદ કોઇ ંશે આપે ઓછી કરી . આપ પણ વ્યાપા-

રના વ્યવસાયી હોવા તાં " આનંદ કાવ્યમહોદધિ " પ્રકટ કરવામાં અને સંશોધવામાં + જે શ્રમ લીધો છે તે માટે × મુબારકવાદી આપું .

" આનંદકાવ્ય મહોદધિ " ના સંબંધમાં અભિપ્રાય આપવા પૂર્વે " જૈન ગુજરાતી સાહિત્ય " ના પ્રકાશનનો પ્રારંભ કેવી રીતે થયો એનો ઇતિહાસ આપવાની જરૂર લાગે છે. " ગુજરાતી સાહિત્ય પરિષદ્ " મુંબઇમાં ભરાયું ત્યારે શ્રીયુત મનસુખલાલ કીરત્ચંદ મેહતાએ " ગુજરાતીભાષામાં જૈન સાહિત્યનો ફાલો " એ વિષય પર એક વિગતવાર વિદ્વતા-ભરેલો નિબંધ વાંચ્યો હતો. રા. મનસુખલાલનો નિબંધ જૈન સમાજનું પોતાના સાહિત્ય તરફ લક્ષ ખેંચવા માટે ઘણો બળવાન હતો. આ નિબંધ જ્યારે " સનાતન જૈન " માં પ્રકટ કરવા માટે મારી પાસે આવ્યો, ત્યારે તેણે મારામાં એક પ્રકારની પ્રેરણા કરી; અને તે પ્રેરણા એ હતી કે ગુજરાતી જૈન સાહિત્યનું પ્રકાશન કરવુંજ જોઇએ.

ગુજરાતી જૈન સાહિત્યનો વિસ્તાર કેવો છે તથા કેટલો છે તેનો તપાસ કરતાં મને જણાયું કે બહુધા રાસોરૂપે લખાએલું સાહિત્ય છે. કેટલી સંખ્યામાં આ રાસો છે તેની તપાસમાં લાગ્યું કે ગુજરાતીના કાવ્યદોહન જેવા ૧૦૦ ભાગ થઇ શકે તેવું છે. તેમજ બીજી વાત એ મળી આવી કે જૈનેતર ગુજરાતી સાહિત્ય લેખકો તથા કવિઓના જે લેખો અત્યારે મળી આવે તેના કરતાં કેટલાક સૈકા પૂર્વે થયેલ જૈન લેખકો અને કવિઓના લેખો મળી આવે છે.

વિશેષ તપાસ કરતાં એમ જણાયું કે, રા. રા. કેશવલાલ હર્ષદ્દરાય ધ્રુવ, જૈનોના ગ્રંથોમાં લખાએલી અપભ્રંશ ભાષાને ગુજરાતી ભાષાનું એક સ્વરૂપ આપી તેનો કાળ જે દશમા-અગ્યારમા શતક સુધી લઇ જાય છે; તે તે કરતાં પણ વ્હેલા શતક સુધી ખેંચી જવાય તેવા પ્રમાણો છે.

૧૯૦૮ (ઇસ્વી) માં મેં એ સવાલ ઉપાડી લીધો. રાજકોટ ખાતે મળેલ સાહિત્ય પરિષદ્‌માં " ગુજરાતી ભાષાનો જન્મ જૈનિયોથી છે ? " એ વિષયક એક નિબંધ મેં લીધો. કોઇપણ ભાષાનો જન્મ કોઇથી થઇ શકતો નથી, પરંતુ ભાષાની શરૂઆતની ઉત્ક્રાંતિ ( Evolution ) ની શરૂઆતમાં કોઇક સમાજ તરફથી તેને વિશેષ ઓછું પોષણ મળે છે તે પ્રમાણે ગુજરાતી ભાષાને જૈનીઓ તરફથી પોષણ મળેલું એવું બતાવવાનો મારો તે નિબંધમાં પ્રયાસ હતો; પરંતુ મારા કહેવાનો હેતુ ન સમજાયાથી કેમ જાણે હું જૈનીઓને ગુજરાતી ભાષાના બનાવનાર કહેતો હોઉં એમ માની અમો બન્ને ગાઢ મિત્રો છતાં રા. મનઃસુખલાલ તથા હું જૂદા પડયા; અને રાજકોટની સા. પરિષદ્‌માં બન્નેએ નિર્દોષ પણ સામસામી દલીલોવાળા નિબંધો લખ્યા, ન્યુસપેપરોમાં લાંબો વખત સુધી ચર્ચા ચાલી. " મુંબઇ સમાચાર " માં " મનુ " ની સહીથી લેખો મારી તરફેણમાં આવવા લાગ્યા. " ગુજરાતી " માં " રસિક " ની સહીથી મારી વિરૂદ્ધમાં લેખો આવવા લાગ્યા.

આ અરસામાં " રાયચંદ્ર જૈન કાવ્યમાલા-ગુચ્છક ૧ " બહાર પડયો, એટલે કે ૧૯૦૮ માં બહાર પડયો. આ ગુચ્છકમાં

ગુજરાતી ભાષાના જન્મ સંબંધી મેં પ્રસ્તાવનામાં ચર્ચા કરેલી છે તે ઉપર તથા ભાષાવિવેક શાસ્ત્રની દૃષ્ટિએ આનંદઘનજી મહારાજનું જીવનચરિત્ર લખ્યું છે તે ઉપર વિદ્વાનોનો લક્ષ ખેંચાયો.

* * * * * *

રા. ભગુભાઈ કારભારી મારા લાંબા વખતના પરિચયી અને સંબંધી મિત્ર હતા. તેઓના જાણવામાં આ બધી હકીકત આવતાં તેણે પોતાના "જૈન" પત્રમાં એ સંબંધમાં ઘણી ચર્ચા કરી; અને વહેવારૂ કામ કરી દેખાડવાની તેની બુદ્ધિએ આપ અને આપના બંધુ ભાઈ ગુલાબચંદ દેવચંદનો લક્ષ આ દિશામાં કાર્ય કરવા ભણી ખેંચ્યો. રા. ભગુભાઈએ આપનો લક્ષ આ દિશામાં ખેંચ્યો તેના પરિણામ રૂપેજ "આનંદકાવ્ય મહોદધિ" ના ત્રણ મૌક્તિકો છે. મને જોઈને સંતોષ થાય છે કે, ત્રીજા મૌક્તિકની અંદર રા. ભગુભાઈની આ પ્રેરણા માટે તમોએ તેને સ્મરણપત્ર આપ્યું છે.

મેં કાવ્યમાલાના બે ગુચ્છકો બહાર પાડ્યા પછી આપના જેવા ખંતી ભાઈઓનું લક્ષ આ દિશા ભણી ખેંચાયું જાણી મારો ઉદ્દેશ સફલ થયેલો મને લાગે છે. "મારેજ એ સાહિત્ય બહાર પાડવું" એવી મારી ઇચ્છા નહોતી; પણ "એ સાહિત્ય કોઈ રીતે બહાર પડવું જોઇએ" એવી મારી ઈચ્છા હતી; અને તમોએ તે કામ ઉપાડી લીધેલું જોઇ મારૂં વીર્ય મારે બીજી દિશામાં વાપરવું એ વધારે યોગ્ય થઇ પડશે એમ માની હું બીજી દિશામાં કાર્ય કરૂં છું એ તમારા જાણવામાં છે.

" આનંદ કાવ્ય મહોદધિ " ના પહેલા મૌક્તિકમાં નવીન ભાષાનો આકાર * આપવામાં આવેલો તે યોગ્ય નથી થતું એવું વિદ્વાનોનું કહેવું થતાં હવેથી મૂલ ભાષાનેજ કાયમ રાખવાનો આપે વિચાર રાખ્યો છે તે યોગ્યજ કર્યું છે; કારણકે તેમ કરવાથી ભાષાવિવેકશાસ્ત્ર ( Philo logy ) અને વ્યુત્પત્તિ શાસ્ત્ર ( Etemo logy ) ના તે સમયના નિયમો જળવાઇ રહેતાં ઇતિહાસકારોને પોતાની શોધો સારી રીતે કરવાનાં સાધનો રહેવા પામશે.

આપે પ્રારંભમાં રાસોનો પરિચય કરાવવા માટે જે વિગતો આપવાનું ધોરણ રાખ્યું છે તે ઘણું પ્રશંસનીય છે તેમજ કઠિન અને પારિભાષિક શબ્દોના અર્થો આપવાનું ધોરણ પણ ઇષ્ટ છે. શબ્દાર્થ આપવામાં વિશેષ કાળજીની જરૂર છે તેમજ પ્રાકૃત ભાષાના અભ્યાસીદ્વારાએ તે શબ્દાર્થો લખાવાથી અશુદ્ધિદોષ સંભવ નહીં રહે.

છપાઇ વગેરે ઘણું પસંદ કરવા યોગ્ય છે. મારી ખાત્રી છે કે, તમે જે ઉદ્યોગ પૂર્વક આ કામ કરોછો તેથી હવેના મૌક્તિકો વધારે ને વધારે આકર્ષણીય બનવા પામશે.

તમોએ ૧૯૧૨ (ઇસ્વી) માં પ્રથમ મૌક્તિક બહાર પાડયું છે. ૧૯૧૪ માં બીજું અને ત્રીજું બહાર પડે છે. આ હિસાબે મારા કરતાં આપે ઘણું શીઘ્રતાથી કામ કર્યું છે; પણ જૈનગુજ-

---

* પહેલા મૌક્તિકના થોડાં પેજો નવીન પદ્ધતિ પ્રમાણે છે. પછી તેમાં અને બીજા ભાગમાં મૂલભાષાજ કાયમ રહી ત્રીજા મૌક્તિકમાં નવીન વાંચનારને સુગમ સારૂ નવીન આકાર રાખ્યો છે. પ્ર૦ કર્ત્તા.

રાતીનો જે અખૂટ ખજાનો છે તે જોતાં હું ઇચ્છું છું કે, આપ એક માસિકના આકારે આ સાહિત્ય બહાર પાડો તો ઘણી શીઘ્રતાથી આ સાહિત્ય ગુજરાતી પ્રજાસન્મુખ આવી શકશે.

છેવટે, આપને તથા શ્રીમાન્ આણંદસાગરજી મહારાજ બંનેને મુબારકબાદી આપું છું. ખાસ કરીને આણંદસાગરજી મહારાજને વિશેષ મુબારક બાદી ઘટે છે કે, * * * નૂતન યુગનો પ્રયાસ અનુકરણીય લાગતાં પોતે પણ તેનો સ્વીકાર કરી તે દિશામાં કાર્ય કરે છે.

મુંબાઈ, દાદીના બીલ્ડીંગસ, ધનજીસ્ટ્રીટ. તા. ૨૮–૩–૧૯૧૫ } મનસુખલાલ રવ ભાઈ મેહતા.

---

( ૧૫ )

# ઐતિહાસિક સૂચનાઓ.

( લેખક–મુનિ વિદ્યાવિજયજી. )

'શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ' તરફથી બહાર પડેલ આનંદકાવ્ય–મહોદધિનાં ત્રણ મૌક્તિકો પૈકી, બીજા અને ત્રીજા મૌક્તિકના પ્રારંભમાં લખાએલ ગ્રન્થકારોના વિવેચનોમાં જે જે સ્થળે ઐતિહાસિક વિષયમાં કંઈક સૂચનાઓ કરવી ઉચિત સમજાઇ, તે આ પત્રદ્વારા પ્રગટ કરવામાં આવે છે. ને, એમ ધારીનેજ કે આનો લાભ દરેક ઇતિહાસપ્રેમિઓ એક સરખી રીતે લઈ શકે.

## મૌક્તિક બીજું.

'સુખબંધ' ના પૃષ્ટ ૨૩ માં જણાવ્યું છે કે–'રામસીતા કર્ત્તા જ્ઞાનસાગર' અહીં જ્ઞાનસાગરના બદલે સુજ્ઞાનસાગર હોવું જોઇએ. કેમકે ઢાલમંજરીની અંતમાં આપેલા કળશની અંદર તેમનું સુજ્ઞાનસાગર એવું નામ આવ્યું છે. જુઓ:—

रघुवंश गायो सुजश पायो परमतत्त्व । णो,
दुष दोप पूरो गयो दूरो विमल ग्यांन वि । ो ।
जगि लील जागै ऋद्धिरागै अमरपदवी आदरै,
रतन वयीसु सुग्यानसागर क्ति र णी ते वरै ॥३१॥

ગ્રન્થકાર અને ગ્રન્થ વિવેચનના પૃષ્ટ ૧ લામાં 'અંતરપુર' કયું ? તેને માટે કંઈ ચોક્કસ નિર્ણય બતાવ્યો નથી.

આ અંતરપુર તેજ છે કે જે ડુંગરીપુરથી ૪ ગાઉ દૂર છે, અને જેને આજકાલ આંતરી કહેવામાં આવે છે. અહીં હાલ પણ શ્રાવકોનાં ૩૦–૪૦ ઘર છે, આ પ્રાંતમાં પહેલાં વિજયગચ્છનો પ્રચાર વધારે હતો, અને આંતરી (અંતરપુર) માં વિજયગચ્છનો ઉપાશ્રય પણ હતો.

ચોથા પેજમાં ક્ષમાકલ્યાણનો સમય સં. ૧૫૬૦ બતાવ્યો છે, પરન્તુ તે ઠીક નથી. કેમકે ખરતરગચ્છ પટ્ટાવલિ તેમણે સં. ૧૮૩૦ માં બનાવ્યાનું પ્રમાણ પ્રત્યક્ષ છે. અતએવ તેમનો સમય અઢારસોનો છે, નહીં કે પંદરસોનો.

આગળ ચાલતાં 'બીજા' અને 'વિજય' એ મતના સંબંધમાં કેટલીક પરામર્શ કર્યો છે, તેમાં કેટલાકોનું માનવું એવું

છે કે—'બીજા' અને 'વિજય' એ જુદા જુદા ગચ્છો મતો છે. પરન્તુ આ લેખકનું તેમ માનવું ભુલ ભરેલું લાગે છે, 'બીજા મત' તેજ 'વિજયગચ્છ' છે. આ સંબધમાં આપણે તેની પટ્ટાવલી મેળવવી જોઇએ.

જેને 'વિજયગચ્છ' કહેવામા આવે છે, તેની પરંપરા વિજયઋષિ, ધર્મમુનિ, ક્ષેમસાગર, પદ્મમુનિ, ગુણસાગર વિગેરે અનુક્રમે નામોથી તળાવવામાં આવે છે. (જે 'ગ્રન્થકાર અને ગ્રન્થ વિવેચન'ના ત્રીજા પેજમાં આપવામાં આવી છે) આવી રીતે જેને 'બીજામત' કે 'બીજાગચ્છ' કહેવામાં આવે છે, તેની પરંપરા પણ આજ પ્રમાણે છે. આને માટે તિલકસૂરિએ ૧૭૮૫ માં બનાવેલી 'બુદ્ધિસેન ચોપાઇ' નો અંત ભાગ આપણે તપાસીએ:—

વિજૈકરણ વિજૈરાજજીરે, જિણ કીધી ગચ્છની થાપ;
સગ ગચ્છ મ.હે દીપતોરે, દિન દિન વધતોરે તેજ પ્રતાપ. કિ સં.
ધર્મધુરંધર ધર્મદાસજીરે, નામ સદા જયવંત;
ષેમસૂરિજ પ્રગટોરે, અકબરરે આવી પાય નમંત. કિ. સં.
પદ્મસૂરિ પાપ મેટણોરે, ગુણસાગર ગુણ ષાંણ;
કલ્યાણકારી છે ભલોરે, સાગરસૂરિ કલ્યાણ.
સુમતિસૂરિ મતિ આગલોરે, ઉપગારી હે પરમારથ જાણ. કિ.સં.
વિદ્યાવંતજ ગુણ નિલોરે, શ્રીવિનયસાગરસૂરિ;
ભીમસૂરિ ભય ભાંજણોરે, વડભાગીરે સોભતો અતિ ભૂરિ. કિ.સં.
સંવત સતરૈ પચ્ચાસીયેરે, કાતિગ માસ વષાંણ;
શુકલપક્ષ તેરસિ ભલીરે, શુભવારૂ બાર ભલો ગુરૂ જાણ. કિ.સં.
જગરોટીમેં દીપતોરે, શ્રીવીરજીણંદ;

ચંદણાપુર મહિમા પદપંકજરે, સેવે સુરનર વૃંદ. કિ. સં
હીરાપુરી સુહાંમણોરે, સુષ સાતાકો થાંન;
શ્રાવક તૌ સુષીયાં વસૈરે, ધનવંતારે ધર્મતણું પરિમાણ. કિ. સં.
ચોપાઇ તો બુધસેણુતણીરે, રચી ઢાલ રસાલ;
તિલકસૂરિ તો વર્ણવીરે,ભવિ સુણતાંરે હોજ્યો હર્ષ વિલાસ.કિ.સં.
ઢાલ તો ભાસી ભલીરે, સાઠી મહા સુષકાર;
આદિ તો સોરઠ ભલીરે, કાંઈ અંતરે ધન્યાસી સાર. કિ. સં.

## લશ.

બુધસેંણ ગ ચો ભવિ સુહાયો મન સુષ પાયો આગણો,
એ કથા મીઠિ નવિ દીઠી સુણત ચરિત સુહામણોં;
વિજયગચ્છ મંડણ દુરિત ષંડણ ભીમસૂરિંદ જુ દીપએ,
તિલકસૂરિ કહે સુણો ભવિયણ દિન દિન મહિમાં જીપએ. ૭૧

આ બીજા મત અને વિજયગચ્છની પરંપરા ઉત્પત્તિ એકજ છે, તેથી તે બન્ને જુદા નહિ, પરંતુ એકજ છે, એમ કહેવું સત્ય વિરૂદ્ધ દેખાતુ નથી. અને આ પ્રમાણે એકજ ગચ્છનાં બે નામો પાડવામાં ' વિજય ' શબ્દનો અપભ્રંશ ' બીજા ' છે, તે સિવાય બીજુ કંઇ કારણ નથી. કેમકે દષ્ટાન્તમાં 'ઉત્તમ નામવાળાને 'ઓટા' 'ઓટા' કહીને પોકારનારા આજ પણ આચણ અનેક મનુષ્યો જોઇએ છીએ.

મૌક્તિક ત્રીજું—

ગ્રંથકારોના વિવેચનના પેજ ૩–૪ માં લેખકે શ્રી વિજયસેન અને જયસિંહ આ બે નામ એકજ સૂરિનાં હતાં કે જુદા

જુદા સૂરિનાં એ બતાવવા પ્રયત્ન કર્યો છે, અને તેમ કરી યદ્યપિ વિજયસેનસૂરિનું નામજ જયસિંહ હતું એમ જાહેર કર્યું છે, તથાપિ ચોથા પેજમાં જેથી પણ માની શકાય છે કે-'વિજયસેનસૂરિનુંજ અપર નામ જયસિંહજી હોવું જોઇએ' એમ લખી કંઇક સંદિગ્ધતા જાહેર કરી છે. પરંતુ આમાં સંદિગ્ધતા જેવું કંઈજ નથી. વિજયપ્રશસ્તિ, હીરસૌભાગ્ય વિગેરે જ્યહાં જ્યહાં વિજયસેનસૂરિનું વૃત્તાન્ત આપ્યું છે ત્યહાં ત્યહાં જયસિંહ એવું નામ પણ તેમનું આપેલું છે, જુઓ હીરસૌભાગ્યના છઠ્ઠા સર્ગનો ૧૭૧ મો શ્લોકઃ—

अयं यं यतः कर्ता सिंह वद्द्विषिद्दन्तिनाम् ।
जयसिंह इतीवास्य बीजी नाम विनिर्ममे ॥ १७१ ॥

આ સિવાય 'જય' ( શાયત 'જયવિજય' નામ હોય ) નામક કવિએ શ્રીવિજયસેનસૂરિની સજ્ઝાય બનાવી છે, તેની અંદર પણ—

પરમ પટોધર હીરનાજી, વીનતડી અવધાર;
અનુકાર જેસિંગજી, આવો આણઈરિ દેશ ॥ ૬ ॥

ઇત્યાદિ કડીઓથી તેમને જયસિંહજી તરીકે ઓળખાવ્યા છે. પાંચમાં પેજમાં લખવામાં આવ્યું છે કે-

'તેમાં શ્રીવિજયાનંદસૂરિના શ્રાવક તરીકે પોતાના પિતા મહીરાજ સંઘવીને જણાવે છે.' અર્થાત લેખકે રૂષભદાસના પિતાનું નામ મહિરાજ બતાવ્યું, પરંતુ તે ઠીક નથી. તેજ કર્ત્તા ( રૂષભદાસ ) તેજ ( ભરત બાહુબળી રાસ ) રાસની ગ્રંથ પ્રશસ્તિની ચોથી કડીમાં કહે છે કે-

'સંઘવી સાંગણનો સુત કવી છે, નામ તસ રૂષભદાસ.'

આથી સ્પષ્ટ થાય છે કે રૂષભદાસના પિતાનું નામ સાંગણ હતું, તો પછી આજ રાસના વિવેચનમાં લેખકે તેમના પિતાનું નામ મહીરાજ ક્યાંથી બતાવ્યું ?

દશમાં પેજમાં ગૌતમપૃચ્છા રાસનો સમય સં. ૧૫૭૦ લગભગ બતાવેલ છે. જો કે ' લગભગ ' શબ્દથી કામ ચાલ્યું જાય તેમ છે, તોપણુ તેનો ખાસ સંવત્ ૧૫૫૪ નો છે. કેમકે ગૌતમપૃચ્છાની–

પહિલું તિથિની સંખ્યા જાણ, સંવત જાણું ઇણિ અહિનાણ;
બાણ વેદ જુ વંચઉ વામ, જાણું વરસ તણું એ નામ ॥૧૩॥

આ કડીથી તેનો ખાસ સંવત્ ૧૫૫૪ નો નીકળે છે.

તેજ દસમા પેજમાં બોહાને અને ક્ષમાઋષિને અલગ અલગ ગણિ, તેમના રાસ પણુ પૃથક્ ગણાવ્યા છે, પરંતુ તેમ નથી. બોહા ને ક્ષમાઋષિ એકજ છે. દીક્ષા લીધા પછી અનેક કષ્ટો સહન કરવાથી તેમનું ક્ષમર્ષિ એવું નામ પાડયું છે. રાસ તેઓના અલગ અલગ નથી, પરંતુ એકજ છે. લાવણ્યસમયનો જે આ રાસ છે, તેના મૂળ ત્રણ ખંડ છે પ્રથમ ખંડમાં બોહા ( ક્ષમાઋષિ ) નુ વૃત્તાન્ત છે, બીજામાં બલભદ્રનું વૃત્તાન્ત છે, જ્યારે ત્રીજામાં યશોભદ્રનું વૃત્તાન્ત છે. આ રાસ કવિએ સં. ૧૫૮૯ માં બનાવ્યો છે, જૂઓઃ—

સંવત પનર નવ્યાસીઇ, માઘમાસિ રવિવારિ;
અહિમદાબાદ વિશેષીઇ, પુર બુહાદીનમઝારિ. ॥ ૬૯ ॥

તેજ દસમા પેજમાં સીમંધર સજ્ઝાયનો સમય સંવત

ાવ્યો નથી પરંતુ તેનો સમય સંવત્ ૧૫૬૨ નો છે તેને માટે તેની પર મી કડી જૂઓ:—

સંવત પંનરેં બાસઠેં અલવેસરરે, આદિસર સાખિતો;
વાસજમાંહે વીનવ્યો સીમંધરરે, દેવદર્શન દાખિતો. ાપરા

આથી તે સજ્ઝાયનો સમય સં. ૧૫૬૨નો સ્પષ્ટ દેખાય છે.

ચૌદમા પેજમાં નળદમયંતિરાસના કર્તા મેઘરાજ કવિ, કયા ગચ્છના હતા ? તે સંબંધી 'સરવણઋષિ જગેં પ્રગટિયો' આ વાકયને લઇને લેખકે શંકા કરી છે, પરંતુ આ વાકયથી શંકાને અવકાશ મળતો નથી. 'જગેં પ્રગટીયોની' મતલબ એજ છે કે 'જગમાં પ્રસિદ્ધ થયા'. એથી કંઈ કેઇ નવો ગચ્છ કાઢયો એમ નથી. અને તેથી રાસકર્ત્તા મેઘરાજ, તેજ એટલે પાર્શ્વગચ્છીય હતા, એમ માનવામાં જરા પણ વાંધા જેવું નથી.

છેવટ—

બન્ને પુસ્તકોની આદિમાં ગ્રંથકર્તાઓના સંબંધમાં લખાએલ વિવેચનો ઉપરટપકે વાંચતાં જે કંઇ ઐતિહાસિક સ્થળોમાં સૂચના કરવા લાયક વિષય જણાયો, તેની સૂચનાઓ મારા વિચારાનુસાર પ્રગટ કરી છે અને મધ્યસ્થ ભાવથી લખાએલી આ સૂચનાઓ ઇતિહાસ પ્રેમીઓને ઉપયોગી થાઓ એ ઇચ્છી વિરમું છું.

જૈનપત્ર, ભાવનગર
તા. ૨૫ મી એપ્રિલ ૧૯૧૫
પુસ્તક ૧૩, આંક ૧૭ મો. પાનું ૩૫૩–૫૫.

:(૦):

( १६ )

Shri Anand Kavya Mahodadhi, Pearls 2 and 3, edited by Jivanchand Sakerchand Jhaveri, Published by the Devchand Lalchand Fund for Publishing Jain Books.

We have already, while noticing the first "pearl" of this Mahodadhi (ocean), referred to the commendable energy which the Jains of Surat have begun to display in the regeneration of their old literature. The work of the fund during the last year contains the statement. These two volumes, which comprise the Ramayan (called the Ramayashorasayan Ras) of Shri Kesharajji (v. s. 1683), and the Bharat-bahubali Ras, the Jayanand Kevali Ras, the Vachraj Devraj Ras, the Sur Sundari Ras, the Nal Damayanti Ras, and the Haribala Machhi Ras, furnish food for much research and thought. The editor has contributed a striking introduction, in which he points out the lamentable tampering with the text of the Ramayan (which is otherwise called the Padma-charitra, Padma being one of the many names of Rama) by the followers of the Sthanakvasi sect, to suit their own beliefs. He bitterly resents this retrograde step, and is justified in doing so. Besides the introduction,

there are various other useful contributions in the shape of notices of the lives of the different holy men ( yatis and sadhus ) who have written the poems and footnotes to explain the text. The Ramayan invites an extended notice, as there are numerous points on which observations can be made in respect of the subject matter of the poem as viewed from the stand-points of the Jains and non-Jains, as to who has imitated whom, as to the sanctity attached by each to the personality of the Hindu heroes, etc etc On the whole we think these contributions are of great use to our literature.

The Modern Review. Page 619.
May, 1915. Vol. XVII No. 5.

( ૧૭ )

શ્રીઆનન્દકાવ્ય મહોદધિ–મૌક્તિક ૨ જું.–

(સંશોધન અને સંગ્રહકર્ત્તા શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરી.) શેઠ દેવચંદ લાલચંદ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી આ વીશમું પુસ્તક પ્રગટ થાય છે. શ્રીકેશરાજપ્રણીત રામરાસના પ્રાચીન કાવ્યોનો આ ગ્રંથમાં સંગ્રહ છે. આ ગ્રંથનું મૂળ વસ્તુ ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રના સાતમાં પર્વમાં આવેલ જૈનરામાયણ (તેમજ પદ્મચરિત્ર) ઉપરથી (રચવામાં આવ્યું ) પદ્મચરિત્ર સંવત્ ૬૦ માં રચાએલ હોય એમ અનુમાન થાય છે. તે ઉપરથી પ્રાચીન ભાક્ષેત્રમાં જૈન માજનાં પ્રવૃત્તિ ને ગૌરવ જોઇ કાય છે.

મરહુમ ઝવેરી દેવચંદ લાલચંદનાં સ્મારક માટેનું તેમનાં ટ્રસ્ટડીડમાંનું પુસ્તકોદ્ધાર ફંડ જે તેમનાં સુપુત્ર ગુલાબચંદભાઇ અને પુત્રી બાઇ વીજકોરની એકંદર ઉદારતાથી વધીને લગભગ એક લાખ રૂપીયાનું થવા પામ્યું છે, તેમાંથી પ્રાચીન પ્રતો પ્રકટ થઇ છે તે ઉપરાંત ગુજરાતીમાં રાસા પ્રકટ કરવાનો આ બીજો પ્રસગ છે.

આ તેમની ઉદાર બાદશાહી બાવતના પરિણામે પ્રાચીન જૈન સાહિત્યને અજવાળામાં લવતું જોઇને તેઓને ધન્યવાદ આપતાં આનંદ થાય છે.

શ્રીયુત હરગોવિંદદાસ દ્વારકાદા કાંટાવાળાનો "જૈન સાહિત્ય પ્રસિદ્ધિ" બંધીનો લેખ અને શોધન કર્ત્તા શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરીની પ્રસ્તાવના જનના પ્રાચીન સાહિત્યને સારી રીતે પ્રકાશમાં મૂકે છે.

આ ગ્રંથની પ્રસિદ્ધિથી આવા પ્રાચીન ગ્રંથોનાં રૂપાંતર કરી પ્રકટ કરવાનો સ્થાનકવાસી વર્ગનો પ્રયત્ન ખુલ્લો પડી જાય છે.

આ યોજના હાથ ધરવા માટે મરહુમ ભગુ ઈ ફતેચંદ ભાઇનો ખાસ આગ્રહ હતો તેનો ફલીતાર્થ થતો જોઇ તેનો આત્મા સ્વર્ગમાં પ ાનન્દ અનુભવતો હશે.

ઐતિહાસિક ચર્ચા માટે આ પત્રના ગયા અંકમાં મુનિ મહારાજ ી વિદ્યાવિજયજી મહારાજ તરફથી યોગ્ય લખાયું છે.

આ પુસ્તકનું કદ ઘણું મોટું છે અને પાકું પુંઠું છતાં તેની કીંમત માત્ર રૂ. ૮-૧૦-૦ રાખવામાં આવી છે. તે તદ્દન નહીં જેવીજ છે. જૈન સાહિત્યના આવા ઉપયોગી ગ્રંથો દરેક લાયબ્રેરીઓમાં યોગ્ય સ્થાન પામે એવું અમે ઇચ્છીએ છીએ.

જૈનપત્ર, ભાવનગર.
તા૦ ૨ જી મે સને ૧૯૧૫.
પુસ્તક ૧૩, અંક ૧૮, પાનું ૩૮૫.

---:o:---

( ૧૮ )

**आनंद काव्यमहोदधि**—મૌ૦ ૧-૨-૩. યોજક × જીવણચંદ સાકરચંદ ઝવેરી તરફથી શેઠ દેવચંદલા. પુ. ફંડ મારફતે પ્રગટ થયેલું છે. જે અભિપ્રાયાર્થે મલ્યાં છે. જૈન રાસાઓને પ્રગટ કરવાને આ ફંડે સારો પ્રયાસ હાથ ધર્યો છે. અને તેમાં ઝવેરી જીવણચંદે પોતે જે રસ ભર્યો ભાગ લેવા માંડયો છે તે જોતાં અને ફંડની મોટી આવક તરફ ખ્યાલ કરતાં આશા રાખી શકાય છે કે બહુજ થોડા સમયમાં તેઓ ઘણાં મૌક્તિક બહાર પાડી શકશે. પ્રાપ્ત થયેલાં ત્રણ મૌક્તિક માટે સવિસ્તર સમાલોચના કરવાનો અવકાશ લેવા ઇચ્છતા હોવાથી અત્રે માત્ર આટલીજ નોંધ લેવી યોગ્ય ધારી છે.

બુદ્ધિપ્રભા માસિક—**અમદાવાદ.**
પુ૦ ૭ મું, અંક ૨ જો, પત્ર ૫૫.
મે ૧૯૧૫. વીર સં૦ ૨૪૪૧.

( ૧૯ )

# ( ગુજરાતી સાહિત્ય પરિષદ્ અને જૈનો નામના લેખમાંથી. )

લેખક—જૈન.

× × × × × ×

ગુજરાતી ભાષા ક્યારે ઉત્પન્ન થઇ, કેવી રીતે ઉત્પન્ન થઈ અને તેના સૌથી પ્રાચીન પુસ્તકો ક્યાં છે એ પ્રશ્નો કેટલાંક વરસ થયાં ગુજરાતી સાક્ષરોમાં ઉત્પન્ન થયા છે, તે બાજુએ મુકીએ છતાં એમ જણાયા વગર નહીં રહે કે જુનામાં જુનું ગુજરાતી સા- હિત્ય જૈન ગ્રંથોજ પુરૂં પાડે છે એ સંબંધમાં મર્હુમ સુરતના જૈન ઝવેરી શેઠ દેવચંદ લાલભાઇ તરફથી ઉઘાડવામાં આવેલા એક મોટા ફંડમાંથી પ્રાચીન ગુજરાતી જૈન સાહિત્યના કેટલાક પુસ્તકો પ્રગટ થયાં છે, જેમાં શ્રીઆનંદકાવ્ય મહોદધીના પુસ્તકો જૈન ગુજરાતી સાહિત્ય ઉપર મોટું અજવાળું પાડનાર જણાય છે. અત્યારસુધીમાં એ ખાતાં તરફથી આશરે પંદરસો પાનાના ત્રણ પુસ્તકો પ્રગટ થઈ ચુક્યાં છે અને બીજા આશરે પોણોસો ગ્રંથો એવાજ રૂપમાં બહાર પાડવા જેટલું સાહિત્ય તેના સંગ્રહ કર્ત્તા ઝવેરી જીવણચંદ સાકરચંદ પાસે છે એમ સં- ભળાય છે. એ સર્વ સાહિત્યની અસલ પ્રતો મેળવવા ગુજરાતી સાહિત્ય પરિષદના કાર્યવાહકો પ્રયત્ન કરશે તો તેમાંથી તેઓને ઘણું નવીન જાણવાનું મળશે એમ અમે માનીએ છીએ. એ પુસ્તકોની પ્રસ્તાવનામાં "મુખબન્ધ" રૂપે કેટલીક એવી સચોટ.

બાબતો તેના વિદ્વાન લેખકે બહાર પાડી છે કે તે ઉપર જૈનેતર સાક્ષરો પક્ષપાત વગર ધ્યાન આપશે તો તેમને ઘણુંકે જાણવાનું મળ્યા વગર નહી રહે. માગધી અને પ્રાકૃતભાષા સંસ્કૃતની પુત્રીઓ છે કે નહીં અથવા તેઓનો સંબંધ શું છે, એ સવાલ ઘણા હીંદી વિદ્વાનોમાં વિવાદગ્રસ્ત થઇ પડયો છે, અને જૈનોના સૂત્રો અને શાસ્ત્રો અસલમાં માગધી ભાષામાં લખાયલાં હોવાથી તે ચર્ચા પક્ષપાત વગર ચાલે તો તેમાં ઘણું જાણવાનું મળે એમ છે. ઉપર જણાવેલા પ્રાચીન કાવ્યોના સંશોધન કર્ત્તા એ સંબંધમાં કેટલીક એવી બાબતો જણાવે છે કે જે, પ્રાકૃત ાષા સ્વતંત્ર ભાષા તરીકે મનાવનારા પક્ષની તરફદારી જણાય . એ સંબંધમાં ગુજરાતના જાણીતા સાક્ષરો પોતાનાં વિચારો જૈનોને સાથે લઇને બહાર પાડશે તો ગુજરાતી ભાષાની ઉત્પત્તિ ક્યારે અને કેવી રીતે થઈ તે બાબત ઉપર અજવાળું પાડવાનું કામ સહેલું થશે. આ બાબત સાહિત્યની છે, ધર્મની નહી, એ પાયો ધ્યાનમાં રાખવામાં આવશે તો એ ચર્ચા અતિ વિદ્વતાભરી થઈ પડવા સંભવ છે.

× × × × × ×

ંજવર્તમાનપત્ર—મું ાઈ.

તા. ૨૮ મી મે. ૧૯૧૫.

( ૨૦ )

શ્રીઆનંદકા૦ હોદધિ મૌ. ૧ લું— ીયુત દે. લા. ૈન પુસ્તકોદ્ધાર ફંડમાંથી છપાયેલો આ ૧૪ મો મણકો

* જીવણચંદ સાકરચંદ જવેરીએ સંશોધન કર્યા પછી * નગીનભાઇ ઘેલાભાઇએ પ્રસિદ્ધ કર્યો છે. એમાં શાલિભદ્રરાસ, કુસુમશ્રીરાસ, કુમારપાળ-પ્રાસ્તાવિક કાવ્ય, અશોકચંદ્ર તથા રોહિણીરાસ, અને પ્રેમલાલક્ષ્મીરાસનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રસ્તાવના પણ વિદ્વતાપૂર્ણ છે. જુના સાહિત્યના શોખીનો આ પુસ્તકનો સત્કાર કરશે, મૂલ્ય માત્ર ૦-૧૦-૦ છે, જે ઘણુંજ થોડું છે. કાગળ, છાપ, પૂઠું સર્વ ઉત્તમ છે.

જૈનહિતેચ્છુ, ત્રિમાસિક-મુંબાઇ.
પુસ્તક. ૧૭ મું, પત્ર ૧૮૪.
એપ્રિલથી જુન ૧૯૧૫.

( ૨૧ )

શ્રી આનંદકાવ્ય મહોદધિ મૌ. ૨ ને ૩—જૈન પ્રાચીન કાવ્ય. સંગ્રહ શોધનકર્ત્તા * * * * જીવણચંદ સાકરચંદ, પ્રકાશક શેઠ દેવચંદ લાલભાઈ ફંડ, કિમત દરેકની ૦-૧૦-૦ બીજા મૌક્તિકમાં કેશરાજે સં૦ ૧૬૮૩ માં રચેલો રામયશો-રસાયનરાસ આપ્યો છે. આશરે ૩૦૦ વરસ ઉપર ખાયેલી આ જૈન રાસાની કવિતા એટલી બધી જુની લાગતી નથી. જુઓઃ- × × × × × ×

ત્રીજા મૌક્તિકમાં પણ આશરે ૭ સાત જુના જૈન ગ્રંથો છાપવામાં આ૦ , તેની પ્રસ્તાવનામાં નરસિંહ મહેતાનું

× આ૦ એમાંથી ઉતારા આપ્યાં છે. પ્ર૦ કર્તા.

આદિ કવિપણું ખુંચાવી લેવાનો (શોધન) કર્ત્તાએ પ્રયત્ન કર્યો છે. તેમની જૈન સાહિત્યસેવા પ્રશંસાપાત્ર છે, પણ નરસિંહમહેતા પૂર્વે કવિતા લખનારા થયાજ નહોતા એમ કોઇ કહેતું નથી; માત્ર ગુજરાતી ભાષાની ઉત્પત્તિથી તે નરસિંહ મહેતા સુદ્ધાં કોઇ સમર્થ કવિ થયો નહોતો. આ મતભેદ શિવાય અમારે કહેવું જોઇએ કે + જીવણચંદનો પ્રયાસ વખાણ પાત્ર તેમજ ઉત્તેજન આપવા લાયક છે.

સાહિત્યમાસિક, વડોદરા.
પુસ્તક ૩. અંક ૮.
ઓગષ્ટ ૧૯૧૫. પત્ર ૪૧૬.

( ૨૨ )

Educational Inspector
N. D'. S. Office.
Ahmedadad 5 Aug. 15.
No. 5113 of 1915-1916.

With reference to his letter 1914. Mr. J. S. Jhaveri is informed that the book entitled... "આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લું" edited and collected by Jivanchand Sakarchand Jhaveri and published by Naginbhai Ghelabhai Jhaveri, price Rs. 0-10-0

is, on the recommendation of the Members of the Divisional Vernacular Book Committee.

Sanctioned as a Library book for Secondary Schools in this Presidency, and that the Sanction will be duly notified in the Gujarati School Paper in due course.

(Sd)

for Educational Inspector,

N. D. Esq.

To,

Mr. J. S. Jhaveri,

Bo bay.

---

( ૨૩ )

## શ્રીઆનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૧, ૨, ૩,

## સંશોધક અને સંગ્રહકર્તા જીવનચંદ સાકરચંદ જવેરી.

ઉપરનું પુસ્તક એક " શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડના " ૧૪ ( ૨૦, ૨૨ ) મણકા તરીકે પ્રસિદ્ધ થએલ છે. માત્ર જૈનનાંજ લખેલાં જીર્ણ પુસ્તકો પ્રસિદ્ધ કરવાના ઉદ્દેશવાળી આ સંસ્થાની નાણાં સંબંધી સ્થિતિ સારી દેખાય છે. તેનું ફંડ રૂ. એક લાખનું છે, અને તે બધાનો ઉપયોગ પુસ્તક પ્રસિદ્ધિમાંજ કરવાનો છે. આવા પરોપકારી કાર્યાર્થે મોટી રકમ

ધર્માદામાં આપનાર સ્વ. શેઠ દેવચંદે ગુજરાતી ભાષા વાંચનાર વર્ગને મોટા આભાર તળે મુકેલ છે. અને આ સંસ્થાના વ્યવસ્થાપકોએ કોઇ પ્રમાદ નહિ કરતાં પોતાનો ધર્મ ત્વરાથી બજાવવા માંડયો છે તે ખાતે તેમને ધન્યવાદ ઘટે છે.

રાસાઓની સમજુતી તેના સંશોધકે આપેલી છે, અને તે ઉપરથી તેમના અભ્યાસની માહીતી મળે છે. ×જીવણચંદે પોતે જણાવ્યા પ્રમાણે કેટલેક સ્થળે મૂળમાં સમજાય તેવું ન હોય તે સ્પષ્ટ કરવા ખાતર બદલાવી બીજા પાઠ ઉમેરેલ છે, પણ તેમ કરવામાં તેમણે યોગ્ય નથી કરેલ તેમ સર્વ વિચારવંત વાંચકને જણાયા વિના રહેશે નહિ.* જુના લેખોના ન સમજાય તેવા વિભાગો હોય તેમનું ટિપણ આપવું, અર્થ સ્પષ્ટ કરવા જરૂર જણાય ત્યાં તેમ કરવું, અને તે બંનેમાંથી એક પણ બની ન શકે ત્યાં વધારે યોગ્ય તો અસલ પાઠજ મુકવો ઉચિત છે, આમ કરવાથીજ પ્રાચીન સાહિત્યની ખરી કિમ્મત અંકાય એમ અમારૂં માનવું છે.

**નવજીવન અને સત્ય માસિક.**
જાન્યુઆરી ૧૯૧૬. પેજ ૩૭૭.
નવું પુસ્તક ૧ લું, અંક ૭ મો.

---

* સમાલોચક અત્રે ચૂક્યા છે. સંશોધકે જ્યાં ન ચાલી શકે ત્યાંજ ઘણાં જૂજ ઠેકાણે પાઠ બદલ્યાં છે, અને તેનો અસલ પાઠ શું છે તે નીચે ટીપમાં આપ્યો છે, સમાલોચકે અત્રે ધ્યાન રાખી સમાલોચના કરી હતે તો ઠીક થતે. તેમજ ત્રણ પુસ્તકો છતાં તેને એક મણકો ૧૪ મા તરીકે વર્ણવી દીધાં છે. જ્યારે ખરી રીતે મણકો ૧૪, ૨૦ અને ૨૧ એમ ત્રણ પુસ્તકો છે. પ્ર૦ કર્તા.

( ૨૪ )

આનંદકાવ્ય મહોદધિ મૌ૦ ૨ જું--( સંશોધક અને સંગ્રહકર્ત્તા જીવણચંદ સાકરચંદ જવેરી. પ્ર૦ શેઠ દે૦ લા૦ જૈન પુ૦ ફંડ. પૃષ્ઠ ૬૨+૨૪+૧૨+૧૨+૩૭૦=૪૮૦. મૂલ્ય માત્ર ૧૦ આના. ) આમાં શ્રીકેશરાજકૃત રામાયણ અર્થાત્ રામયશોરસાયન–રાસ નામનો એકજ ગ્રન્થ મૂકવામાં આવ્યો છે. સ્થાનકવાસી-'સાધુમાર્ગી' માં આ રાસ 'રામ–રાસ' થી ઓળખાય છે, અને તેની બે પ્રત શા. મોતીલાલ મનસુખરામ શાહ અને કોઠારી કસલચંદ નીસજીની છપાઇ છે તે પ્રતોમાં કેશરાજજીને તેના સંપ્રદાયવાળા માનીને કેટલાક પાઠોના પાઠાંતરો કરવામાં આવ્યા છે અને કટલાક પાઠો સદંતર મુકી દેવામાં આવ્યા છે, એવી ફરીઆદ આ ગ્રન્થની પ્રસ્તાવનામાં કરવામાં આવી છે. હવે તેમ શા હેતુથી કરવામાં આવ્યું હશે, અથવા તે સ્થિતિ ઉપજવાના શું કારણો હશે તે સંબંધી જુદી જુદી જાતની કલ્પના કરવામાં આવી છે. રા. મોતીલાલ મ. શાહ સ્વર્ગસ્થ થયા છે એટલે તેની ગેરહાજરીમાં તેના તરફથી કંઇ પણ ખુલાસો મળવાનું અશકય હોવાથી અમે તે હેતુમાં–તે સ્થિતિમાં ઉતરવા માંગતા નથી, છતાં તેમના પુત્ર રા. વાડીલાલ પોતાના પૂજ્ય પિતાશ્રીના સુપરિચયી હોવાથી કંઈ પણ ખુલાસો આપી શકશે એવી આશા રાખીએ છીએ. 'ધાર્મિક લાલચમાં રહી' તેમણેજ પાઠાંતર મનમાન્યા કર્યા હશે એવી માન્યતાપર આવવાનું અમોને કારણ નથી. સંશોધક મહાશયે આ ચર્ચા વિષય કર્યો હોવા છતાં સ્થાનકવાસીને નિંદવાનો કે તેની માન્યતા ઉપર આક્ષેપ મૂકવાનો કાલક્ષેપ કર્યો નથી તેમજ તેમ કરવાની લાલ-

ચમાંથી મુક્ત રહ્યા છે એ જાણી તેમની તટસ્થતા અને મતક્ષમતા માટે આનંદ પ્રાપ્ત થાય છે. મુખબંધ લખવામાં તેમણે ઘણી મહેનત લીધી છે એ નિર્વિવાદ છે. ગ્રંથકાર અને ગ્રંથવિવેચનમાં ગ્રન્થકારનો પરિચય કરાવવામાં ઠીક ઉપયોગી બાબતો મેળવીને આપી છે, પણ ગ્રન્થવિવેચનમાં તો શરીર પ્રતિકુલતાને લઈને × જવેરી ઉતર્યાજ નથી. જૈનેતર વિદ્વાન રા. બ. કાંટાવાળા તરફથી જૈન સાહિત્યની પ્રસિદ્ધિ નામનો લેખ મેળવી પ્રગટ કર્યો છે તેથી ગ્રન્થની શોભામાં વધારો કર્યો છે. એવી પદ્ધતિ દરેક મૌ૦ માં જૂદા જૂદા જૈનેતર વિદ્વાનો દ્વારા જૈનસાહિત્યનો તેમની દૃષ્ટિએ પરિચય કરાવવા અર્થે સ્વીકારવામાં આવશે એમ અમે ઈચ્છીએ છીએ. હવે તેમનું ત્રીજું મૌ. તપાસી પછી સૂચના કરવાની છે તે કરશું.

**આનંદકાવ્ય મહોદધિ મૌ૦ ૩ જું**:—( પૃષ્ટ ૨૬+૧૪ +૮+૪૪૦=૪૮૮. મૂલ્ય માત્ર દશ આના.) આમાં ઋષભદાસકૃત ભરતબાહુબળીરાસ, વાનાકૃત જયાનંદ કેવલીરાસ, લાવણ્યસમયકૃત વચ્છરાજ–દેવરાજરાસ * મેઘરાજકૃત નળદમયંતીરાસ, અને જિનહર્ષકૃત હરિબળમાછીરાસ એમ પાંચ રાસ આપેલા છે. મુખબંધમાં જૈન ગૂર્જર સાહિત્યની સેવા તથા તે પ્રત્યે અન્ય પ્રયાસ સંબંધી ટુંક વિગત આપવામાં આવી છે. ગ્રન્થકારોનો ટુંક પરિચય આપવામાં આવ્યો છે, જ્યારે ગ્રન્થ વિવેચન સમૂળું મૂકી દેવામાં આવ્યું છે. આમાં કાગળ વિ-

---

* આહીં શ્રીનયસુંદરજીકૃત સુરસુંદરી રાસ મળી છરાસાઓ આપેલા છે તેમ લખવું જોઈતું હતું.

પ્ર૦ કર્તા.

શેષ સાર વાપરવામાં આવ્યા છે. ફંડનો આંતરભાવ 'જૈન શ્વેતાંબર મૂર્ત્તિપૂજક ધાર્મિક સાહિત્ય'ની જાળવણી અને ખીલવણી કરવાનો , એમાં ગૂર્જર સાહિત્યને પણ દાખલ કરવામાં આવ્યું છે એ જાણી પરમ સંતોષ થાય છે. આવાં આવાં મૌક્તિકો બહાર પાડવાથી આપણે થોડા વખતમાં જૈનેતર ગૂર્જર સાહિત્ય કરતાં પણ વિશેષ જૈન ગૂર્જર સાહિત્ય કે જે પ્રથમ કરતાં ઘણી ઘણી બાબતોમાં કોઈ પણ રીતે ઉતરતું નથી, તેને મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરીશું અને તેને માટે મૂળ સંસ્થા તથા + જવેરીનો × માની શકીશું. કવિશ્રી પ્રેમાનંદના સમકાલિન કવિ ઋષભદાસની કૃતિઓ સંખ્યામાં ઘણી તેમજ જાત અને ભાતમાં સુંદર છે અને તે શ્રાવક કવિનો પરિચય વિસ્તાર પૂર્વક આ માસિકના ઇતિહાસના ખાસ દળદાર અંકમાં હમણાંજ અમે કરાવ્યો છે. આ પરિચય લખવાની અને શોધવાની પ્રેરણા કરાવનાર × જવેરીજ હતા. તેઓએ આ મૌક્તિકમાં છપાવવા માટે તેમનું જીવન પૂરૂં પાડવા માટે મને આગ્રહ કર્યો હતો, તેને માન આપી તે જીવનના વિસ્તાર રૂપે લખેલો લેખ આ મૌક્તિક માટે ઘણો મોટો લાગવાથી બીજા મૌક્તિક માટે રાખ્યો હોવાથી તે લેખને વિશેષ પરિપુષ્ટ અને માહિતીથી પૂર્ણ કરી ગઇ ગુજરાતી પાંચમી સાહિત્ય પરિષદ તરફ અમે મોકલાવ્યો હતો, અને તે ઉક્ત અંકમાં [ પણ ] પ્રગટ થયો છે.

હવે અમે બન્ને મૌક્તિકો માટે જે ઉપયોગી સુચના કરવા માગીએ [ છીએ ] તે એ છે કેઃ—

(૧) મૌ. બીજામાંનો રાસ પાઠાંતર સહિત બીજી આવૃત્તિમાં પ્રગટ કરવો અને દરેક પૃષ્ઠપર તેમાં રહેલા કથા વિષયનું નામ આપવું કે જે પ્રમાણે ૩ જામાં કરવામાં આવ્યું છે.

(૨) પ્રુફ વાંચવા વંચાવવામાં બહુજ કાળજી રાખવાની જરૂર છે, કારણ કે ઘણી અક્ષંતવ્ય ભૂલો રહી ગઇ છે.

(૩) ગ્રંથ વિવેચન કે જે ખાસ ઉપયોગી અંગ છે તે અવશ્ય લખી લખાવી મૂકવું. જ્યાં સુધી તેમ થાય નહિ ત્યાં સુધી જૈનેતર વિદ્વાનનું લક્ષ વિશેષ બળથી ખેંચી નહિ શકાશ.

(૪) અર્થ ફુટ નોટમાં અપાય છે તેમાં વિશેષ વધારો કરવો અને ગ્રન્થને છેવટે શબ્દકોષ આપવો. અલબત તે કામ મહેનતવાળું છે પણ ઘણું કામનું છે.

(૫) જે જે દેશીઓનાં નામ આપેલાં છે તે–જેમકે ' દેશી–એક સમય વૈરાટી ભાઇ ' તે તથા તેની નીચે જે પહેલી લીટીથી શરૂઆત કરી દેશીઓ કવિએ રચી હોય તે પહેલી લીટી જેમકે—' બેઉમાં યુદ્ધ થવા ત્યાં લાગ્યું.'.......... પૃ. ૫૭ ( મૌ૦ ૩ જાનું ) તેના અક્ષરાનુક્રમે બે જુદા પરિશિષ્ઠ આપવાની જરૂર છે કે જે પરથી તે દેશીઓ કયા રાસમાંથી લીધી છે તે સમય પરત્વે એક બીજા રાસનો અભ્યાસ કરતાં જાણી શકાય અને તે પરથી એક કવિએ બીજા કયા કવિના રાસો વાંચ્યા છે, તથા તેમનો

સમય, તેમજ દેશીઓની લોકપ્રિયતા વગેરે વિગતો પ્રાપ્ત કરી શકાય.

(૬) ગ્રન્થ ભાષા સંબંધી વિચાર કરતાં અમને શંકા રહે છે કે જેવી રીતે જૈનેતરોએ શબ્દોની રચનામાં, સંકલનામાં અને જોડણીમાં ફેરફાર કર્યો છે તેવી રીતે નહિ તો ઓછે ઘણે અંશે આ મૌક્તિકોની ભાષામાં કદાચ ફેરફાર કર્યો હોય; તો તે ફેરફાર કર્યો છે કે નહિ, અને કર્યો હોય તો કેવી પદ્ધતિપર કર્યો તે જણાવવું આવશ્યક છે. *

(૭) ગ્રંથકારના સંબંધમાં જેમ બને તેમ વધારે શ્રમ લઇ લેવરાવી તેમનો પરિચય વિશેષ શોધખોળ સાથે કરાવવો ઘટે છે.

આટલું હમણાં જણાવી આ આનંદમાળાનું કાર્ય વિશેષ વિજયી નિવડો એમ ઇચ્છી વિરમીએ છીએ.

**શ્રીજૈનશ્વેતાંબર કો. હેરલ્ડ માસિક.**

પુસ્તક ૧૧, અંક ૧૨.

ડીસેંબર ૧૯૧૫. પેજ ૫૮૯–૯૧.

---

* બીજા મૌક્તિકમાં ફેરફાર કરવામાં આવ્યો નથી અને ત્રીજામાં જે સામાન્ય ફેરફાર કરવામાં આવ્યો છે તેની વિગત સંશોધકે પોતાની તે મૌક્તિકની પ્રસ્તાવનામાં જણાવી છે. તે વાત સમાલોચકકારના જાવામાં આવી હશે નહિ, એમ મને જણાયું છે. છતાં ફેરફાર આ પ્રમાણેનો છેઃ—'રહચઉ—રહ્યો' 'કરાવીઉ— કરાવીયો' 'હીયડઇ— હીયડે' 'મુજનઇ—મુજને' 'રહિયો—રહ્યો' 'છિ–છે' 'કોઇ—કોય' 'ત્રણિ—ત્રણ' વગેરે. પ્ર૦ કર્તા.

ઇતિ શેઠ દેવચંદ લાલભાઈ જૈનપુસ્તકોદ્ધારે ગ્રન્થાંકઃ ૩૨.

# શેઠ દેવચંદ લાલભાઇ જૈનપુસ્તકોદ્ધાર ફંડમાંથી હમણાં મળતાં પુસ્તકોનું લીસ્ટ.

---

નંબર નામ તથા કિંમત વગેરે.

૧૦ **ધી યોગફિલોસોફી**—by મી૦ વીરચંદ રાઘવજી ગાંધી. યુરોપમાં આપેલાં ભાષણો વગેરે (અંગ્રેજી) સંશોધક મર્હુમ બી. એફ. કારભારી......૦—૫—૦

૧૩ **ધીકર્મફિલોસોફી**–by મી વીરચંદ રાઘવજી ગાંધી યુરોપમાં આપેલા ભાષણો વગેરે (અંગ્રેજી) ૦–૫–૦

૧૪ **આનંદ કાવ્ય મહોદધિ**—મૌક્તિક ૧લું. જેમાં શ્રીમતિસારકૃત શાલિભદ્ર, મુનિ શ્રીગંગાવિજયકૃત કુસુમશ્રી, શ્રીજ્ઞાનવિમલકૃત અશોક–રોહિણી, અને શ્રીદર્શવિજયકવિકૃત પ્રેલાલચ્છી એમ ચાર રાસાઓ છપાયા છે. (પ્રાચીન ગૂજરાતી કાવ્યો.)..........૦–૧૦–૦

આ બૂક મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સેકન્ડરી સ્કૂલ લાયબ્રેરી માટે મંજુર કરી છે.

૨૬ **શ્રીશાસ્ત્રવાર્તા સમુચ્ચ**—પ્રથમ વિભાગ. ઉપાધ્યાય શ્રીયશોવિજયકૃતટીકાસહિત મૂલના કર્ત્તા શ્રીહરિભદ્રસૂરિ. સંશોધક પંડિત હરગોવિંદદાસ ત્રીકમચંદ. (૨ જા વિભાગમાં શ્રીહરિભદ્રજીકૃત ટીકા છપાશે) ૨—૦—૦

૧૮ **શ્રીકલ્પસૂત્ર–મૂલમાત્ર અથવા બારસાસૂત્ર**— જાડા સુન્દર કાગળ પર મોટા ટાઇપથી. કાલિકાચાર્યકથાયુક્ત ..........................૦—૮—૦

૨૦ **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૨ જું. (**રામાય** )
જેમાં વિજયગચ્છીયમુનિશ્રીકેશરાજજીકૃત રામરાસ છ-
પાયેલો છે. રા૦ બા૦ હરગોવિંદદાસ કાંટાવાલાના
"જૈન સાહિત્યની પ્રસિદ્ધિનામા" લેખ સહિત. (પ્રા-
ચીન ગૂજરાતી કાવ્ય)................૦—૧૦—૦

૨૧ **શ્રીઉપદેશરત્નાકર**—કર્ત્તા શ્રીમુનિસુન્દરસૂરિ સ્વોપજ્ઞ
ટીકાસમેત. સંશોધક પંડિત અમૃતલાલ અમરચંદ૧–૪–૦

૨૨ **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૩ જું. જેમાં
શ્રાવક ઋષભદાસકૃત ભરતબાહુબળી, કવિ વાનાકૃત
જયાનંદકેવલી, શ્રીલાવણ્યસમયકૃત વચ્છરાજ દેવરાજ,
શ્રીનયસુન્દરજીકૃત સુરસુન્દરી, શ્રીમેઘરાજકૃત નળદમયંતી
અને શ્રીજિનહર્ષજીકૃત હરિબળમાછી એમ છ રાસા-
ઓ છે. ( પ્રાચીન ગુજરાતી કાવ્યો)......૦–૧૦—૦

૨૩ **શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**—વિવરણસહિત, વિ-
વરણ અને મૂલના કર્ત્તા શ્રીમેરૂવિજયમુનિ...૦—૨—૦

૨૪ **શ્રીષટ્પુરૂષચરિત્ર**—શ્રીક્ષેમંકરકૃત.............૦—૨—૦

૨૫ **શ્રીસ્થુલિભદ્રચરિત્ર**—શ્રીજયાનંદકૃત ......૦—૨—૦

૨૬ **શ્રીધર્મસંગ્રહ**—પૂર્વાર્દ્ધ. પહેલા બે અધ્યાય. ઉપાધ્યાય
શ્રીમાનવિજયપ્રણીત. ઉપાધ્યાય શ્રીયશોવિજયજીની ટિપ્પણી
સહિત.............................. ......૧—૦—૦
(ઉત્તરાર્દ્ધમાં ત્રીજું ચોથું એમ બે અધ્યાય છપાશે.)

૨૭ **શ્રીસંગ્રહણીસૂત્રમ્**—વા લઘુસંગ્રહણી. મૂલના કર્ત્તા શ્રી
શ્રીચંદ્રસૂરિ. વૃત્તિકાર મલધારગચ્છીય શ્રીદેવભદ્રસૂરિ.

સંશોધક શ્રીલલિતવિજયજી. અંતે છુટું મૂળ પણ છપાવવામાં આવ્યું છે........................૦–૧૨—૦

૨૮ શ્રીઉપદેશશતક–સમ્યકત્વપરીક્ષે—વિમલગચ્છીયસૂરિશ્રી વિબુધવિમલકૃતે ઔપદેશિક ગ્રન્થૌ....૦—૨—૦

૨૯ શ્રીલલિતવિસ્તરાચૈત્યવન્દનવૃત્તિ— શ્રીમન્મુનિચન્દ્રસૂરિવિરચિત પંજિકાયુતા, યાકિનીમહત્તરાસૂનુભગવચ્છ્રી હરિભદ્ર સૂરિકૃતા ૦–૮–૦

૩૦ **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૪ થું ( **શત્રુંજયરાસ** ) જેમાં ખરતરગચ્છીય મુનિશ્રી જિનહર્ષકૃત શત્રુંજયરાસો છપાયો છે. ક્રાઉન ૧૬ પેજી આશરે ફરમા ૪૮ સંશોધક આચાર્યશ્રી બુદ્ધિસાગરજી. ( **પ્રાચીન ગુ૦ કાવ્ય** ) ૦–૧૨–૦

૩૧ **શ્રીઅનુયોગદ્વાર વૃત્તિ**—ગૌતમસ્વામિવાચનાનુગતમ્, મલધારીય હેમચન્દ્રસૂરિસંકલિત વૃત્તિ યુતમ્. પ્રથમ ભાગ ઉંચા બ્લૂ કાગલ ઉપર ફરમા ૧૭. ૦–૧૦–૦

૩૨ **શ્રીઆનંદકાવ્યમહોદધિ**—મૌક્તિક ૫ મું ( **હીરસૂરિરા** ) જેમાં શ્રાવકકવિ ઋષભદાસકૃત શ્રીહીરવિજયસૂરિનો રાસ છપાયો છે. ( **પ્રાચીન ગુજરાતી કાવ્ય** ) ૦–૮–૦

૩૩ **શ્રી ત્તરાધ્ય ન ત્રવૃત્તિ**—પૂર્વોદ્ધૃત જિનભાષિત, ભદ્રબાહુસ્વામિકૃત નિર્યુક્તિયુતા, શાન્ત્યાચાર્ય વિહિત ‘શિષ્ય હિતાખ્ય’ વૃત્તિયુત. ૧ લો ભાગ. ઉંચા બ્લૂ કાગલ ઉપર. ૧–૫–૦

૩૪ શ્રીમલયસુન્દરીચરિત્ર—આગમિકગચ્છીય શ્રીજયતિલકકૃત-કાવ્યગ્રન્થ. ૦—૭—૦

૩૫ શ્રીસમ્યક્ત્વસપ્તતિટીકા—( પ્રેસમાં )

મળવાનુ ઠેકાણું:—

લાયબ્રેરીયન શેઠ દેવચંદ લાલભાઈ
જૈનપુસ્તકોદ્ધાર ફંડ.
C/o. શેઠ. દેવચંદ લાલભાઇ ધર્મશાળા.
બડેખાં ચકલો, ગોપીપુરા.
સુરતસિટી.

:o: